'ફૂલછાબ'નું ભેટ-પુસ્તક (૧૯૪૬)

# કદમ કદમ બઢાયે જા

પહેલો ખંડ

કદમ કદમ બઢાયે જા! ખુશીકા ગીત ગાયે જા!
યહ જિંદગી હૈ કૌમ કી, તૂ કૌમ પે લુટાયે જા!

નિરંજન વર્મા : જયમલ્લ પરમાર




ફૂલછાબ પ્રકાશન મંદિર : રાણપુર



અર્પણ

'ચલો દિલ્હી' પોકારતાં, હિંદને આઝાદ કરીને દિલ્હીના લાલ કિલ્લા પર રાષ્ટ્રધ્વજ ફરકાવવા માટે કદમે કદમે પોતાના દેહ-પ્રાણ પાથરીને હિંદ-મુક્તિનો રાહ ઉજ્જવલ બનાવનારા

**આઝાદ હિંદ ફોજના સૈનિકોને**

# અનુક્રમણિકા





# પ્રજાજાગૃતિના પ્રાણધબકાર

આજથી પાંચેક વર્ષ પહેલાં પૂર્વ એશિયાની ધરતી ઉપર કામચલાઉ આઝાદ હિંદ સરકારની રચના થઇ.

એ આઝાદ સરકારની રોમાંચક પ્રવૃત્તિને મળેલ આવકાર અને લોકાદર હિંદનાં રાજકીય મંડળોમાં ઇર્ષ્યાનો વિષય બની ગયાં.

એ પ્રતિષ્ઠા અને લોકાદર આઝાદ હિંદ ફોજની અદ્ભુત કામગીરીને કારણે મળ્યાં.

એ આઝાદ હિંદ ફોજની રચના શકય અને સફળ બની પૂર્વ એશિયાની ૨૫ લાખની હિંદી પ્રજાને કારણે.

આઝાદ હિંદ સરકારનું સિંહણના દૂધસમું ખમીર પૂર્વ એશિયાની હિંદી પ્રજાના સૂવર્ણપાત્રમાં ઝિલાયું.

એવી પ્રજા ન મળી હોત તો સુભાષબાબુને ભાગ્યે જ સફળતા મળત.

એ પ્રજાજાગૃતિના પ્રાણધબકારા હિંદી પ્રજાને કાને નહિ જેવા જ પડયા છે.

એ પ્રજા પરવશ હતી, પરમુલકમાં હતી, સ્વાર્થી હતી, શોષણખોર હતી. એની વણિકવૃત્તિએ માનવતાના બીજા ગુણો ઢાંકી દીધા હતા.

એ જાગી, એના જીવનમાં સર્વતોમુખી ક્રાંતિનાં પડઘમ વાગી રહ્યાં. પોતાના દૂર પડેલ વતનની આઝાદી ખાતર એણે બલિદાનની હોડ માંડી. આઝાદ હિંદ ફોજના સિપાહીઓ સામે એણે મોતની હરીફાઇ માંડી. આઝાદ હિંદ ફોજની એ પ્રેરક અને પૂરક બની રહી.

એ ધરતી ઉપર પહેલવહેલી તૂટી અંગ્રેજ સરકારે કોમ કોમ વચ્ચે ઊભી કરેલી દીવાલો.

એ ધરતીએ ટાળ્યા લશ્કરીઓ અને નાગરિકો વચ્ચેના ભેદભાવ.

એ ધરતીએ જોયા લડાયક વર્ગના અને બિનલડાયક વર્ગના જુવાનોને એક જ સરખી વીરતા દાખવતા ને કંધેકંધા મિલાવીને માભોમની ખાતર મરતા.

એ ધરતીએ અંગ્રેજોની બસો વર્ષની મુત્સદ્દીગીરીને એક સપાટે ધોઇ નાખી, ને હિંદની ધરતી ઉપર જેના હાથે પરાધીનતાના ખીલા ધરબાવીને ગુલામીના કાયમી રખેવાળ બનાવ્યા છે એવા અંગ્રેજ-વફાદાર ગુરખાઓને હિંદી આઝાદી માટે પહેલી જ વાર લડતા જોયા.

એ ધરતીના હિંદી વસાહતીઓનું કામ સહેલું ન હતું. ક્રૂર, વચન-ભંગી, આપમતલબી અને વિજયના મદે છકેલા જાપાનીઓની જંગાલિયત અને જોહાકી સામે એક હિંદી તરીકેનું ગૌરવ જાળવવા એ પ્રજાને પ્રાણ પાથરવા પડયા છે.

એ ધરતીના ઊજળિયાત હિંદીઓનું કાળું કલંક તે વસાહતી મુલકની મૂળ પ્રજાનાં લોહી માંસ ચૂસવાનું. એ ઉજળિયાતોએ પોતાની નરદમ વણિકવૃત્તિને કારણે મૂળ પ્રજાના દિલમાં ઝેર વાવ્યાં હતાં.

મોકો મળ્યો ને મૂળ પ્રજાનો ધિક્કાર ઉછળ્યો. વર્ષોના સહચારનાં વિષ ઊકળ્યાં, સંપર્કનાં સ્મરણો સળગી ઊઠયાં.

છૂટાછવાયા પ્રેમકિસ્સા કે લગ્નસંબંધોએ એ કોમી હુતાશમાં ઘી હોમ્યું. માનવતાનાં સંમિશ્રણ કે સાંસ્કારિક એકતા, કશું જ કામ ન આવ્યું.

બર્મીઓની * 'ધાઉ' અને મલાયલીઓનાં * 'પારંગ' હિંદીઓના લોહીમાંસમાં તદ્રુપ બન્યાં. બર્મા, આરાકાન અને મલાયાની ધરતી હિંદીઓનાં શબોથી છવાઈ ગઈ.

એ હિંદી પ્રજા–ત્રણ ત્રણ મોરચે લડતી હિંદી પ્રજાએ પોતાના કલંકિત ભૂતકાળ ઉપર ઉજ્જવળ ઇતિહાસ રચ્યો. અહીં તો નવલકથાના પ્રવાહને સ્પર્શે છે એટલું જ મર્યાદિત સ્થાન એ પ્રજા પ્રજા વચ્ચેનાં સળગતા સંપર્કને આપ્યું છે.

આ છે આ નવલકથાના આંતરપ્રવાહો. પુરા આઠ માસ સુધી એ પ્રજાજાગૃતિના ઇતિહાસના રજરજ અભ્યાસ પછી આ કથા

* દાતરડાં ને ધારિયાંના સંમિશ્ર આકાર જેવાં પ્રાણઘાતક હથિયારો.

લખી છે. આઝાદ હિંદ ફોજના અફસરો, સૈનિકો અને બર્મા મલાયાના હિંદી વતનીઓ સાથેની દિવસો સુધીની વાર્તા–ચર્ચા પછી એ આલેખી છે. પૂર્વ એશિયાની ભૌગોલિક રચના અને પ્રજાની ખાસિયતો જાણ્યા પછી લખી છે.

ખાસ તો મેજર જનરલ સાહનવાઝખાનનો આભાર માનવાનો રહે છે. એમણે સતત ત્રણ દિવસ સુધી સમય આપીને પૂર્વ એશિયાની કામચલાઉ હિંદી સરકાર અંગે જે વાતો કરી તેણે અમને અમારા અભ્યાસ અંગે સધિયારો આપ્યો છે. એવી વાસ્તવ ભોમ પર આલેખેલી આ નવલકથાના અદ્‌ભુત લાગતા ઘણા બનાવો સત્ય ઘટનાત્મક છે. કલ્પનાનું ચિત્રણ માત્ર નવલકથાને રંગ આપવા પૂરતું જ કર્યું છે. આ કથા આલેખ્યા પછી મળી રહેલી માહિતી જોતાં, ઘણી કલ્પી લીધેલ બિનાઓ સત્ય ઠરતી જાય છે. છતાં આ કથાનાં પાત્રો બધાં કલ્પિત છે એટલું સ્પષ્ટ કરી લેવું જોઈએ.

રાષ્ટ્રોત્થાનને જરૂરી એવો ઘણો સંભાર આ પ્રજાજાગૃતિના ઇતિહાસમાં પડ્યો છે. અને હજી આપણે ક્યાં સ્વરાજ હાંસલ કરી લીધું છે? કાળના ગર્ભમાં આપણો કેવો ઘાટ ઘડાઈ રહ્યો છે એ કોણ કહી શકે? છતાં એટલું ચોક્કસ કે ગાફેલ રહેશું તો ખત્તા ખાશું. રાષ્ટ્રની સલામતી આપણી સાવધાની માગી રહી છે. બોધપાઠ લેવા હોય તો ભૂતકાળે આપણા ઘણા સદ્‌ગુણોને દુર્ગુણોની સીમા સુધી પહોંચી ગયા દેખાડ્યા છે. વિશ્વાસુ બનીને, બેદરકાર બનીને બેસી ન રહેતાં આઝાદીના આતશને પ્રજ્જવલિત રાખવા જેટલો સંદેશ આ કથા આપી રહે એટલું બસ થશે.

લખતા ગયા ને જોયું કે આ ઐતિહાસિક નવલ ૩૦૦ પાનાં જેટલા ફલકમાં નથી સમાય તેમ. એટલે વાચકોનો રસ જળવાઈ રહે છતાં અધૂરું ન લાગે એ રીતે આ ભાગને પુરો કરીને આવો જ રહસ્યમય, રોમાંચક ને રાષ્ટ્રવાદે રંગાયેલો બીજો ભાગ હવે પછી.

**નિરંજન વર્મા : જયમલ પરમાર**

# પ્રકાશકનું નિવેદન

બ્રમા અને આરાકાન, સીંગાપુર અને મલાયાની ભૂમિ પર હિંદની આઝાદીનો પ્રચંડ નાદ ગાજતો થયો એ સમયની આ ગૌરવ-ગાથા છે. માત્ર ક્ષણિક ઉત્સાહ અને આવેગ નહિ પણ વિશુદ્ધ આત્મ-સમર્પણ અને ત્યાગની ઉત્કટ ભાવનાને જીવનમાં વણી લેવા મથતા હિંદના એ પનોતા પુત્રોએ સ્વાતંત્ર્યની લડતનાં મંડાણ કર્યાં એ વખતના ત્યાંના હિંદી વસાહતીઓનાં જીવન-પરિવર્તન, માનસ-ઘડતર અને મનોવ્યાપારની આ તવારીખ છે. પૂર્વ એશિયાના પ્રદેશમાં રચાયેલા એ રોચક અને રોમાંચક ઇતિહાસની ભોંય પર આ કથાની માંડણી થઈ છે. માનવ-હૃદયના ચિરંતન ભાવો અને ઊંડી લાગણીને પકડીને તેને યથાર્થ સ્વરૂપમાં આલેખવાનો એમાં પ્રયાસ થયો છે.

આપણા દેશમાં અત્યારે અપૂર્વ મંથનકાળ ચાલી રહ્યો છે અને રાષ્ટ્રજીવનમાં અસાધારણ ક્ષોભ ઉત્પન્ન થયો છે એટલું જ નહિ પણ સ્વતંત્ર હિંદના નિર્માણના મહત્ત્વના પ્રશ્ન પર સ્વસ્થ, સમતોલ અને પ્રગલ્ભ વિચારણા રાષ્ટ્રના અગ્રણી પુરુષો કરી રહ્યા છે તેવા રાષ્ટ્રોત્થાનકાળમાં પ્રજાજીવનના વિકાસ અને ઘડતરની ઐતિહાસિક સામગ્રીને ઝડપી લઈ તેને કલાદેહ આપવાનો નમ્ર પ્રયાસ કરતી કથાઓ 'ફૂલછાબ'ના ગ્રાહકોના હાથમાં મૂકવાનો આ એક વધુ પ્રયાસ છે.

આ ભેટપુસ્તક ભાઈ નિરંજન વર્માની માંદગી, વાહન-વ્યવહારની અનિયમિતતા અને ટપાલ હડતાળ, તેમ જ બીજાં પ્રતિકૂળ સંયોગોને કારણે અઢી માસ મોડું પડ્યું છે, એ અનિવાર્ય વિલંબને ગ્રાહકો ક્ષંતવ્ય ગણશે.

૧૯૪૨ના ક્રાન્તિકારોની પરાક્રમ-કથા આલેખતા ગયા વર્ષના ભેટ-પુસ્તકનાં વસ્તુ, શૈલી, ભાવના અને આદર્શની દૃષ્ટિએ આ પુસ્તક એના અનુસંધાન અને પૂર્તિરૂપ બનશે એવી આશા છે.

આજના રાષ્ટ્ર-પર્વના દિવસે એનું પ્રકાશન થાય છે એ આનંદનો વિષય છે.

રાણપુર, ૯-૮-'૪૬ — ના. મ. શાહ

## ૧

# ભાગી છૂટ !

ઘરૂરૂરૂન્ ઘરૂરૂરૂન્ ટેલિફોન ગાજી રહ્યો હતો. ટણુણુન્ ટણુણુન્ એની ટોકરીઓ વાગી રહી હતી. કટ્ટ કટ્ટ કટાકટ્ટના અવાજે બેતાર સંદેશા લેતો–મોકલતો એ આદમી છલાંગ મારીને ટેલિફોન હાથમાં લેતો હતો, એક પછી એક સંદેશા સાંભળતો જતો હતો અને ખટાખટ્ટ ખટાખટ્ટ ફોન્ નીચો મૂકીને પાછો ટપ્ ટપ્ ટપ્ આંગળીઓ ટપટપાવતો ટાઈપ-રાઈટર પર સંદેશા ઉતાર્યે જતો હતો.

નંબર......ફોર્ટી ટુ......(નંબર ૪૨)

નંબર......વન ફાઈવ ફાઈવ (નંબર ૧૫૫)

નંબર......વન એઈટ નાઈન (નંબર ૧૮૯)

એવા હુકમ એ છોડયે જતો હતો. નંબર બોલાતાં બારણે ઊભેલો એનો રહસ્યમંત્રી પડખેના કમરામાંથી એક આદમીને રજૂ કરતો હતો. જીભ કરતાં આંખના ઈશારાથી સંદેશો સમજાવી આગંતુક આદમીને એ પાછલે બારણેથી રવાના કરી દેતો હતો. વળી બીજો પોકાર, બીજો આદમી હાજર, ઈશારાની લેવડ-દેવડ અને બીજા આદમીની ગુપચુપ વિદાય.

આમ એક પછી એક વિદાય અપાતી જતી હતી, ઘરૂરૂરૂન્ ઘરૂરૂરૂન્, ટણુણુન્ ટણુણુન્, કટ્ટ કટા કટ્ટ અને ટપ્ ટપ્ ટપ્ની ભૂતાવળ ભેદી દાંત કડકડાવી રહી હતી અને એ ભૂતાવળ વચ્ચે ફરી રહેલો બાંઠિયો આદમી પોતાના બે હાથ મસળીને ટાલ માથે ફેરવતો જતો હતો, મગજની તાજગી મેળવ્યે જતો હતો અને પાછો મગજની નસોને ખેંચ્યે જતો હતો.

પણ આજ એની મગજની નસોને આરામ ન હતો. એના

મગજની એકેએક નસ આજે તંગ બનીને ધણુધણી રહી હતી. ભેદ પકડયા વગર છૂટકો ન હતો.

કેમકે–તાર આવ્યા હતા, ફોન આવ્યા હતા, સેક્રેટરીઓ સાથે સંદેશા આવ્યા હતા અને ખુદ અધિકારીઓ પોતે પાંચ પાંચ વખત એની ઑફિસે ઉપરાઉપરી આંટા મારી ગયા હતા. એકેએકના તાર-માંથી, ફોનમાંથી, સંદેશામાંથી અને મુલાકાતમાંથી એક જ અવાજ ઊઠતો હતોઃ પકડી આપો, પકડી આપો, આ ભેદને પકડી આપો. ભેદ નહિ પકડાય તો આપણી ખેર નથી, કોઈની ખેર નથી, સલ્તન-તની આબરૂની સલામતી નથી.

આ ભેદ પકડવાની ભલામણ કરનાર હતા પિનાંગ બંદરના અંગ્રેજ અધિકારીઓ, ભેદ ઉકેલવા માટે મગજની નસો નિચોવી રહ્યો હતો જાસૂસી ખાતાનો એક અધિકારી. વડો અધિકારી તો કોઈ બીજો હતો, પણ આ અધિકારીએ છેલ્લે છેલ્લે એવા ભેદ પકડી દીધા હતા કે બધા એની શક્તિ વિષે ચકિત થઈ ગયા હતા. જાણે આ અધિ-કારી પાસે હવામાંથી વાત પકડવાની કોઈ ભૂત–ચોટલી હાથ આવી ગઈ હોય એમ સૌ માનતા હતા. આવો ભેદ આ અધિકારી જ પકડી શકે એવો એમનો ખ્યાલ હતો. એ જો ભેદ ન ઉકેલી શકે તો ભેદ અભેદ્ય જ રહે એમાં એમને શંકા ન હતી.

ભેદ હતો પેલા જાપાનીઓ વિષેનો. મગજની નસોને હાથ ઘસી-ઘસીને તેજ કરતો એ જાસૂસી અધિકારી વિચારતો હતોઃ આ જાપા-નીઓ તે દેવના દીકરા છે કે શું ? એમની પાસે આ બધી માહિતી કયાંથી આવે છે ?

મલાયામાં કયે કયે ઠેકાણે કેટલું કેટલું લશ્કર પડયું છે એની એમને ખબર છે. લશ્કરનાં બેટેલીઅન, બ્રિગ્રેડ અને ડીવીઝનની એમને જાણ છે. એકેએક લશ્કરમાં કેટલા સિપાહીઓ છે એના એમની પાસે આંકડા છે. એમાં યે ગોરું લશ્કર કેટલું અને હિંદી લશ્કર કેટલું એની એમને માહિતી છે. એટલેથી જ કયાં પતે છે ? એ લશ્કરના બ્રિગેડી-

અર, કર્નલ, કેપ્ટન અને લેફ્ટેનન્ટ સુદ્ધાંનાં નામ તેઓ જાણે છે. કોઈક નામની ગફલત થઈ જાય તો હવે એવી શંકા જાય છે કે જાણી જોઈને એમણે નામનો ફેરબદલો જ કરી નાખ્યો હશે.

કદાચ જૂના લશ્કરની તો એમને ખબર હોય. પેલું પર્લ હાર્બર પછાડયું ત્યાં સુધી તો તેઓ મિત્રો જ હતા ને? મિત્રદાવે બાધું મોઢું લઈને એકેએક ઠેકાણે કેમેરા લઈને રખડતા હતા અને ફોટા પાડતા સહેલગાહ કરી રહ્યા હતા ને? એ વખતે એમણે જાસૂસી કરીને જૂના આંકડા મેળવી લીધા હોય. પણ યુદ્ધ જાહેર થયું અને સરહદો બંધ થઈ ગઈ એ પછીના આંકડા એમની પાસે કયાંથી આવે છે? નવું લશ્કર ઊતરે છે તો એના યે આંકડા હોય છે અને લશ્કરની રાતોરાત મલાયામાં ફેરબદલી થાય તો એની યે એમને જાણ થઈ જાય છે. લશ્કરી રેકર્ડ–બૂક રોજ સાંજ પડયે જાણે એમની પાસે રજૂ થતી ન હોય?

આ ભેદ ઉકેલ્યા વગર છૂટકો ન હતો. મલાયાના બ્રિટિશ અધિકારીઓ આ વાતનો તાગ લેવા રાત–દિવસ મગજની નસો તાણી રહ્યા હતા. ખાસ કરીને મલાયાને પશ્ચિમ કિનારે આવેલ પિનાંગના અધિકારીઓ માટે આ તાત્કાલિક કોયડો હતો. કેમકે મલાયાના પૂર્વ કિનારે જાપાનીઓ કોટા ભારુને બંદરે ઊતરી ચૂકયા હતા અને પેલાં વનનાં વાંદરાં એક ઝાડથી બીજે ઝાડ ઠેક મારતાં આગળ વધે એમ કેલેન્ટાનનાં ભેદી જંગલો ભેદતા જાપાનીઓ આગળ વધી રહ્યા હતા. બીજીબાજુ ક્રાની સંયોગીભૂમિ ઓળંગી કિનારે કિનારે કેદા પ્રાંત તરફ ઊતરી રહ્યા હતા. વિકટોરીઆપોઇંટ હાથ કર્યું હતું. હવે પિનાંગ પહોંચવાને એમને કેટલી વાર?

યુદ્ધ હોય ત્યાં જાસૂસી હોય અને જાસૂસી ઠેઠ અંદરના ખાતા સુધી પહોંચી જાય. પણ જાસૂસીનાં સાધન શાં? તાર, ટપાલ, ટેલિફોન, ટ્રાન્સમિટર–આ બધાં યે સાધન સરકારી જાપ્તા નીચે હતાં અને સરકારના હાથ લાંબા હતા. એને તપાસી નાખતાં કેટલી

વાર ? એમાં યે શંકાભર્યા આટલા મિલિટરી વિસ્તારને આંખ નીચે કાઢી નાખવો એ કંઈ મોટી વાત ?

આમાંના એકેએક સાધન દ્વારા કોઈ અંદરનો માણસ જાસૂસ બનીને માહિતી મોકલી દેતો હોય તો એને પકડવા માટે બધાં યે સાધન ઉપર-તળે કરી નાખવામાં આવ્યાં હતાં. ટપાલનો એકેએક કાગળ સેન્સર થઈ રહ્યો હતો અને કાગળનો એકેએક અક્ષર ભેદી ગણીને પાંચવાર વાંચવામાં આવતો હતો. એકેએક તાર તપાસવામાં આવતા હતા અને ટેલિફોનનો એકેએક કૉલ અધવચથી આંતરવામાં આવતો હતો. કયાંયે ટ્રાન્સમિટર મારફત બેતાર સંદેશા મોકલી દેવાતા હોય તો એને ગોતી કાઢવા એકેએક શંકાભરેલ સ્થળ આસપાસ તપાસ કરવામાં આવી હતી, પણ કયાંયે પત્તો લાગતો જ ન હતો. તાર —ટપાલ સામાન્ય હતાં, ટેલિફોન નિર્દોષ હતા, ટ્રાન્સમિટરની કોઈ સંભાવના દેખાતી ન હતી.

ત્યારે જાપાનીઓને આ બધા સમાચારોની કેવી રીતે ખબર પડી જાય છે ? કેલેન્ટાનનાં જંગલ સોંસરવા આગળ વધતા તેઓ સ્પેશ્યલ બ્રોડકાસ્ટ કરતા જાય છે અને એકેએક હિંદી અધિકારીનું નામ લઈને તેમણે શું કરવું જોઈએ એના સંદેશા સંભળાવતા જાય છે. અધિકારી તો ઠીક, સમ્રાટને વફાદાર કોઈ હિંદી સિપાહી પણ એવા બ્રોડકાસ્ટ કયાં કાને ધરે એમ છે ? એ બાબતનો તો વાંધો નથી.

પણ જાપાનના આ ભેદની ખબર ન પડે તો કેમ ચાલે ? આવતી કાલે પિનાંગ માથે આવીને ઊભા રહેશે. એ તો ઠીક. વૉર સ્ટ્રેટેજી: યુદ્ધચાલ અનુસાર ત્યાંથી તો પીછેહઠ કરી જવાશે, પણ આખા મલાયાનું શું ? મલાયાના અંગૂઠા સમું પેલું સીંગાપુર આખા પૂર્વ એશિયાના સંરક્ષણને પોતાની તળે દબાવીને બેઠું છે એની શી દશા થાય ?

ગમે એમ કરીને ભેદ ઉકેલવો જ જોઈએ. આ ભેદ ઉપર આખા પુર્વ એશિયામાં સલ્તનતની આબરૂ તોળાઈ રહી હતી અને એ ભેદ ઉકેલવા માટે જાસૂસી અધિકારીની નસો આકાશમાં ફેંકાતા વીજળીના

વેલાની જેમ એકમાંથી સહસ્ર બનીને આખા મગજમાં ફેંકાઈ રહી હતી.

દિવસ નમી સાંજ પડી. સાંજ વીતી રાત પડી. આખા બંદર માથે બ્લેકઆઉટનો અંધારપછેડો પથરાઈ ગયો તો યે બંધબારણે ચમકી રહેલ વીજળીને પ્રકાશે એ અધિકારીનું કામકાજ જોસબંધ આગળ વધી રહ્યું હતું.

ધરૂરૂરૂન્ ધરૂરૂરૂન્ ટેલિફોન ગાજતા હતા.

ટણુણુન્ ટણુણુનૂ ટોકરીઓ વાગતી હતી.

કટ્ કટા કટ્ બેતાર સંદેશા બોલતા હતા.

ટપ્ ટપ્ ટપ્ ટાઈપ–રાઈટર કડેડતા હતા.

પોંઓં ઉંમ્...પોંઓં ઉંમ્..

કરતી એક મોટર બંગલાને બારણે આવીને ઊભી રહી. મોટર-માંથી એક માણસ છલાંગ્યો. સડસડાટ બંગલાને બારણે આવીને ઊભો રહ્યો. બારણે જ ઊભેલા પહેરેગીરને એણે ડાબા હાથની મૂઠીમાં દબા-વેલ કોઈ બિલ્લો બતાવ્યો ને બારણું પસાર. બીજા કમરાને બારણે પણ બિલ્લાનું દર્શન અને પસાર. આમ બિલ્લો બતાવતો પાંચ પાંચ બારણાં પાંચ મિનિટમાં પસાર કરીને એ માણસ જાસૂસ અધિકારીના કમરામાં આવીને ઊભો રહ્યો.

જાસૂસ અધિકારીના હાથમાં ટેલિફોન ગુંજતો હતો. નવા આગં-તુક સામે નજર કરીને એણે જમણે હાથે પાંચ આંગળીનો સંકેત કર્યો. પાંચ મિનિટ રોકાવાની એ નિશાની. પણ આગંતુક અધીરો હતો. એના મુખ પર તરવરતું કોઈ સાફલ્યનું તેજ ઉતાવળ માગતું હતું. એ સાફલ્યના તેજે જાસૂસી અધિકારી પાસેથી ગુંજતો ફોન નીચે મુકાવ્યો અને બન્ને વચ્ચે ઊભાં ઊભાં વાત થઈ. માત્ર પાંચ–છ શબ્દોમાં જ વાત પતી ગઈ:

કેથે હોટેલ...સેકન્ડ ફ્લોર...સેન્ટ્રલ હોલ...દસમાં દસ...ઊંચો માણસ...હેટ સ્ટેન્ડ.......

પાંચ જ શબ્દોએ જાસૂસ અધિકારીને ઊભો કર્યો. એક સાથે

એણે કાંડાઘડિયાળ પર અને ભીંતે ટાંગેલા ઘડિયાળ પર વેગથી નજર ફેંકી લીધી. નજર ફેંકી ન ફેંકી ને એણે પોતાના ટેબલ પર પડેલો હેટ ઉપાડયો, માથે મૂકયો, રહસ્યમંત્રીને થોડીક સૂચના આપી સાથે લીધો અને નવા આગંતુક સાથે સડસડાટ બહાર નીકળી ગયો. એક મોટરમાં આગંતુક બેઠો, બીજી મોટરમાં રહસ્યમંત્રી સાથે એ અધિકારી બેસી ગયો. ભટોભટ્ બારણાં બંધ. ઘુરૂરૂરૂ અવાજે ઘુરકતી બન્ને મોટર ચાલી નીકળી.

પોંઓ ઉંમ્...અવાજ કરતી આગંતુકની મોટર સોસાયટી વિસ્તાર તરફ ઊપડી. ટાંઉં...ટાંઉં...કરતી જાસૂસી અફસરની મોટર પિનાંગને ખોળામાં લઇને બેઠેલ પેલા ટેકરી–વિસ્તાર તરફ વળી. ઊંચે ચડતી ચડતી સડસડાટ એ મોટર ટેકરી પરના હોટેલ–વિસ્તારમાં આવી પહોંચી. કેથે હોટલની સામે આવીને ઊભી રહી.

ચાર મજલાની આ કેથે–હોટેલ. આખા પિનાંગની સરટોચ એ હોટલ. આજકાલ વડામાં વડા અફસરથી માંડીને સામાન્ય અફસર સુધીના સૌનું એ સાંજ સમયનું ભોજનસ્થાન.

ખટ્ મોટર અટકી...ધડ્ બારણું બંધ થયું. કટ્કટ્ પગથિયાં ચડતા એ કેથે–હોટેલમાં દાખલ. ફર્સ્ટ ફ્લોર પસાર. સેકન્ડ ફ્લોર ..સેન્ટ્રલ હોલ.

ચાલીસ ફીટ પહોળાઈ અને સાઠ ફીટ લંબાઈ ધરાવતા એ સેન્ટ્રલ હોલને લાલ, લીલી, વાદળી, ભૂરી વીજળી–બત્તીઓ અજવાળી રહી હતી. બ્લેકઆઉટને કારણે બંધ કરેલાં એનાં બારી–બારણાં ઓરડાનું અજવાળું બેવડાવી રહ્યાં હતાં. સેન્ટ્રલ હોલની વચ્ચોવચ્ચ કેટલાં યે જોડાં ડાન્સ: નૃત્ય કરી રહ્યાં હતાં. એમના પગને તાલ દેનારું પડખે ગાજતું બેન્ડ રંગીલા સૂર ઘૂંટી રહ્યું હતું. હોલની ચારે પાસ ટેબલે ટેબલે જયાફતો ઊડી રહી હતી. ઓર્ડર અપાઈ રહ્યા હતા. વેઇટર દોડી રહ્યા હતા. કટ્ કટ્ ટણુણુન્ ટણુણુન્ ગ્લાસ–ડીશ–ચમચાના અવાજ રણઝણી રહ્યા હતા. પારાવાર વાતો અને ખડખડાટ હાસ્યો આનંદના ઓઘ ઉછાળી રહ્યાં હતાં.

કેલેન્ટાનનાં જંગલોમાં જાપાનીઓ આગળ વધી રહ્યા હતા અને અહીં જ્યાફતો ઊડી રહી હતી. બ્લેક-આઉટમાંથી બચવા બંધ કરેલ બારી-બારણાં જાણે આંખો મીંચીને આવો આનંદ ઉડાવી લેવાનો રસ્તો કરી આપતાં હતાં. બ્રિટિશ સલ્તનતના સામ્રાજ્યમાં સૂરજ આથમતો નથી એની વીજળીના પ્રકાશે અને આનંદઓઘના પ્રદર્શને કેથે-હોટેલ એકેએક અધિકારીઓના દિલમાં જાણે પ્રતીતિ કરાવી રહી હતી.

એ વિશાળ હોલમાં દાખલ કરાવનાર વિશાળ બારણા મારફત દાખલ થઈને જાસૂસ અફસરે આખા હોલને પી જતો હોય તેમ એક સર્વગ્રાહી નજર ફેંકી લીધી. પહેલી નજર પોતાના કાંડા-ઘડિયાળ પર નાખી. બીજી નજર પોતાના કાંટા પર પણ માનવકાય દંપતી-બાબુડાંને નૃત્ય કરાવી રહેલ સેન્ટ્રલ હોલના ઘડિયાળ પર નાખી. હજી પોણાદસ થયા હતા. પાંચ મિનિટ બાકી હતી.

આખા હોલના આનંદ-ચિત્કારો સામે નજર નાખી, ન નાખી, એક આંખ ઝીણી કરી, ડાબી બાજુથી હોઠ દબાવી જ્યાફતોની જાણે ઘૃણા કરી એ હેટ-સ્ટેન્ડ પછી બીજા ટેબલ પર બેસી ગયો. સામે એનો રહસ્યમંત્રી ગોઠવાઈ ગયો.

સમસ્ત સામ્રાજ્યના સુખનો જાણે ખ્યાલ આપતો હોય તેવો ઈસ્ત્રી-ટાઈટ સફેદ પોષાક પહેરેલો વેઈટર સલામ કરીને આવી ઊભો અને નમીને આજની વાનીઓનો 'મેમો' ટેબલ પર રજૂ કર્યો. મેમો સામે નજર કરી ન કરીને અફસરે ઓર્ડર મૂક્યો : 'વન પ્લેટ એગ્ઝ, વન ડીશ કટલેટ્સ, વન બૉટલ બ્રાન્ડી......'

ઘડી પલમાં બધું ટેબલ પર હાજર થયું. જાણે એક કલાકથી ટેબલ પર આવીને ખાણું પતાવતા હોય એવી ધીરી અદાથી બન્ને છરી-કાંટા વાપરવા લાગ્યા. કોઈ ન જાણે કે એમની નજર ડાબી આંખના ખૂણામાંથી પસાર થઈને એકસ-રેની માફક પેલાં હેટ-સ્ટેન્ડ માથે ફરી રહી છે. નજરને જો ધાર્યું રૂપ આપી શકાતું હોત તો નજરને એમણે હેટ બનાવીને સ્ટેન્ડ પર ટાંગી દીધી હોત.

દસમાં તેર...દસમાં...બાર...દસમાં અગિયાર...દસમાં દસ...

કટ્ કટ્ કટ્ પગથિયાં કટકટાવતો એક જુવાનડો બીજા ફ્લોરથી સીડી ચડી રહ્યો હતો. તાલબદ્ધ પગલાં માંડતો એ વિશાળ બારણાંમાંથી સેન્ટ્રલ-હોલમાં પ્રવેશી રહ્યો હતો. સીધા સોટા સમા એના શરીર પર ધ્વજ ફરકાવતી હોય એમ ટાઇ ફરફરી રહી હતી. બન્ને જાસૂસ અફસરોની આંખ એના પર પડતાં એક આછો ચમકારો ફરકાવી ગઈ. આ તો...સાહેબનો ખાસ રહસ્યમંત્રી મિ. એલેકઝાંડર પોતે જ ?-એવો વિચાર બન્નેના મનમાં એક સાથે ચમકી ગયો.

આવતાં વેંત આગંતુકે આખા હોલ પર છટાભરી નજર ફેંકી, ડાબી તરફ ડોક ઝુકાવી, ડાબા હાથે હેટ હાથમાં લીધી, સરકસનો ખેલાડી નિશાનબદ્ધ રીંગ ફેંકે એમ એણે હેટ ફેંકી. ચડાપ્ કરતી હેટ સ્ટેન્ડની ઉપરની ત્રીજી હારમાં ચોથી પેગ [ખીંટી] પર ગોઠવાઇને વિરાજી ગઈ.

પડખે જ ટીંગાતી એની મા-જણી બહેન સમી કોઈ બીજી હેટ સામે એકાદ-બે ઝોલાં ખાઇને નવી હેટે સલામ કરી લીધી. નવા આગંતુકે એક ચમકારામાં એ સલામ નીરખી લીધી અને હોલની લોબી પર તાલબદ્ધ પગલાં માંડતો એ આગળ નીકળી ગયો.

હોલને સામે છેડે કોઈ ટેબલ પર આસન, વાનીઓનો ઓર્ડર, સમય પસાર કરવા પૂરતો વાનીઓને ન્યાય અને સેન્ટ્રલ-હોલની ઘડિયાળે કાંટા દસ પર પહોંચાડીને દસ ટકોરા ઝણઝણાવ્યા ત્યાં એ આગંતુક ઊભો થઇને ચાલતો થયો.

આવ્યો હતો તેવી જ તાલબદ્ધ અદાથી એ હોલની લોબી પસાર કરીને હેટ-સ્ટેન્ડ પાસે પહોંચ્યો, બેફિકર નજર ફેંકીને એણે સ્ટેન્ડ પર હાથ લંબાવ્યો અને...અને...પોતે ફેંકેલી હેટને બદલે પડખે જ ટીંગાતી એની સમરૂપ બીજી હેટને ઉપાડીને એ ચાલી નીકળ્યો. વિશાળ દરવાજો પસાર... કટ કટ કટ પગથિયાં પર ડગ માંડતો અને ગળામાં ટાઇ ફરકાવતો એ ફ્લોર ઊતરી ગયો.

એક જ પેગનો અંતરાય, એક જ હેટનો ફેરબદલો. આખા પિનાંગવાસી અધિકારીઓને મૂંઝવી રહેલ ભેદનું એ અભેદ્ય સ્થાન.

હજાર મોતીમાંથી એકાદ જરૂરી મોતી કીમિયાગર ચીપિયાથી પકડે એમ જાસૂસી અફસરની આંખે એ ભેદ આંખના ચીપિયામાં પકડયો. આવ્યો હતો એવી જ સ્વસ્થતાથી એ ઊભો થયો. એનો સાથી પેલી પેગ પરથી ઊપડી ગયેલ હેટની સાથીદાર ટીંગાતી હેટ સામે નજર નાખતો બેસી રહ્યો. અફસર કટ કટ અવાજ કર્યા વિના સડેડાટ સીડી ઊતરતો ગયો અને પાટા પર એક ટ્રામની પાછળ દોડી જતી બીજી ટ્રામની મિસાલ એ નવા આગંતુક પાછળ દૂરથી નજર નોંધતો કેથે–હોટેલને બારણે આવી ઊભો.

નવા આગંતુકે હોટેલના દરવાજાની જમણી બાજુથી પોતાની મોટરને કાઢી. જાસૂસ અફસરે પોતાની મોટરને ડાબી બાજુથી કાઢી. શિકાર હાથમાં હતો, પણ એકદમ પકડી લેવો એ તો અરધી બાજી હાથ કરવા જેવું હતું. એની પાછળ પડીને એકેએક સ્થાન નીરખી લેવાથી પૂરી બાજી હાથ આવે એમ હતી.

આગંતુકની મોટર સડસડાટ સોસાયટી તરફ ચાલી. થોડુંક અંતર રાખીને જાસૂસ અફસરની મોટર પાછળ પડી. આગળ ચાલતી આગંતુકની મોટરને પાછળની મોટરનો ડર ન હતો. પાછળ ચાલી રહેલ અફસરની મોટરને યે શંકા વહોરવાની બીક ન હતી. યુદ્ધ આકાશમાં આઠ વેંત માથે જ તોળાઇ રહ્યું હતું તોયે અફસરોની મોટરોનો કયાં આરોવારો હતો? વધારામાં બ્લેક–આઉટને કારણે ઝાંખી રાખવી પડતી બત્તીનો આશીર્વાદસમ આધાર હતો.

આગંતુકની મોટર એક ઠેકાણે અટકી, અંદર ગયો, પાછો આવ્યો. આ તો...અફસરનું કોટેજ...મોટર આગળ ચાલી...બીજે સ્થળે અટકી...આ તો...કોન્ટ્રાકટરનો બંગલો...મોટર આગળ ચાલી ...ત્રીજે સ્થળે અટકી...આ તો...જાસૂસ અફસરનું જ સ્થાન...મોટર આગળ ચાલી...ચોથે સ્થળે અટકી...આ તો ખૂણા પરનું જ મકાન.

ધોળે દિવસે ને કાળી રાતે ય ઉઘાડાં ફટાક બારણાં રાખનાર...નું મકાન.

છેલ્લે મકાને આગંતુકની મોટર અટકી ત્યારે ઘડિયાળે અગિયાર પર ત્રીસ મિનિટ સુધી કાંટા પહોંચાડી દીધા હતા.

આગંતુક અંદર ગયો ત્યારે અફસરની મોટર ત્રીજી ગલીને નાકે અંધકારનો પછેડો ઓઢીને સલામત ઊભી હતી. મોટર અને એનો માલિક અંધારામાં હતાં. માલિકની નજર અજવાળામાં દૂર દૂર આંટા મારી રહી હતી. કદાચ અંધકારમાં બેઠેલ બિલ્લીની નજર ઉંદર પછવાડે આમ જ આંટા મારતી હશે.

બરાબર આ વખતે મકાનની પાછળ ત્રીજી ગલીના એક આલીશાન આવાસને પહેલે માળે રોશનની રોનક નીચે પ્યાલીઓ અને પ્યારની રંગત જામી હતી. કસમ પર કસમ પ્યાલીઓ ધરાતી અને ગટગટ કંઠ નીચે ઊતરતી જતી હતી. પ્યાલીઓ ધરનારની આંખ કામણ વેરી રહી હતી અને ગટગટાવનારની આંખ બેફામ રમણે ચડી રહી હતી.

માઈ બીલવેડ...(મારી પ્યારી...) માઈ સ્વીટહાર્ટ...(મારી દિલદાર...) માઈ ડીઅર સોલ...(મારા આત્મારૂપ...) એમ 'મારી પ્યારી'ના શબ્દો પર પ્યારનાં સખૂનોની શગ ચડી રહી હતી. શગ ચડતી જતી હતી તેમ તેમ દિલની ધાર તીવ્ર બનીને પ્યારનાં મોજાં વિસ્તારી રહી હતી. મોજાં હિલ્લોલે ચડતાં જતાં હતાં અને એ હિલ્લોલ પર સવાર થઈને પ્યાલીનો ગટગટાવનાર છણુણુણુ છણુણુણુ છોળો છાંટતા સાગર સમો દિલની વાતો મોજાં રૂપે પ્યારીના પગ પાસે ફેંકી રહ્યો હતો.

અનંત આકાશની સીમાઓને પોતાના બાહુમાં સમાવતી વિશાળ સાગર-પટ્ટી સમી પેલી પ્યાલીઓ ધરનારી એની વાતોને પોતાના હૈયામાં સંઘરતી આવતી હતી અને સામા સવાલો પૂછ્યે જતી હતી:

'જાઓ! જાઓ! જૂઠી વાત કરતા લાગો છો!'

'ના રે દિલદાર! તારા કસમ!'

'પણ તમને ખબર કેમ પડી?'

  

'તારો પ્યાર એ વાત નહિ સાંભળી શકે.'

'સાંભળી શકશે. કહો, મારા કસમ.'

'સાંભળ ! તેં એનીના રૂપસંભારની વાત કર્યા પછી કયારેક હું એને ત્યાં લટાર મારી આવું છું. માફ કરજે, કયારેક જ હો !'

'અરે વાહ ! એમાં શું ? એથી તમે મારા કયાં મટી જવાના છો ? પણ એને ત્યાંથી કેમ ખબર પડી ? એ બિચારી આવી વાતમાં શું સમજે ?'

'અરે ગાંડી ! એ તો બચ્ચું છે, એને ત્યાં આવનાર કયાં બચ્ચાં છે. એને ત્યાં આવે છે...અફસરનો ખાસ રહસ્યમંત્રી મિ. એલેકઝાંડર. એક વખત એ અંદર હતો ત્યાં બહારથી એનો સંદેશ આવ્યો. આગંતુક ગુપચુપ સંદેશો મારા હાથમાં મૂકીને ચાલતો થયો. બધો વ્યવહાર તારી એનીને નામે. એક બાજુ સલ્તનતની જાસૂસી...બીજી બાજુ જાપાનની જાસૂસી. એક કાંકરે બે પંખી. મેં ત્રીજા પંખીને ત્યાં અધવચ્ચથી પકડીને અદ્ધરોઅદ્ધર ઉડાડયું. અત્યારે તો તારી એની ને એનો દિલદાર બન્ને ચતુર્ભુજ બનીને ઊપડી ચૂકયાં હશે.'

વાત સાંભળતી ગઈ તેમ દિલદારના દિલ પર કોઇ ભૂકંપ ધૂધવતા ગયા, પણ ધરતીના પડની જેમ ભૂકંપોને હૈયામાં જ દબાવીને, મુખ પર આછી ધ્રુજારી સિવાય એવી ને એવી જ રંગત રાખીને દિલદારે પાછી પ્યાલી ભરી અને—

'અરે ! વાહ રે મારા નાથ ! શી તમારી કરામત ! ઉડાવો રંગ એ વાત પર !'

એમ કહેતી પ્યાલી પર પ્યાલી ધરતી ગઈ અને શરાબની પાંખ પર અનંત ગગનવિહાર કરવા ઊપડી ચૂકેલ યાર થોડી જ ક્ષણમાં પલંગ પર લેટી પડયો.

એની આંખ મળી ન મળી એ પહેલાં દિલદાર ઊભી થઈ. અનેક વિચારોનો નિર્ણય માત્ર આંખોની આછી આછી ધ્રુજારી સાથે પતાવતી એ આખા ઓરડામાં ઘૂમવા લાગી અને થોડીક જ મિનિ-

ટોમાં એ અંધકાર વચ્ચે થઈને અંતઃસ્રોતા સરસ્વતીની માફક પેલા ખૂણા તરફના મકાન તરફ સરકવા લાગી.

પાછલે બારણે થઈને એ મકાનની સીડી ચડી રહી હતી ત્યારે અંદરની ઘડિયાળ બારના ટકોરા ઝણકાવી રહી હતી. હજી બારનો એક ટકોરો બાકી હતો ત્યાં એ બંગલાના રંગભુવનને બારણે ઊભી રહી ગઈ હતી. રંગભુવનના પલંગ પર પ્યારના ગીત-વીંઝણે પ્યારાને ઊંઘાડી રહેલ બંગલાની માલિકણની અચાનક એના પર નજર પડતાં એક ઘડી ચમકી ઉઠી. જાણે એની બહેનપણીનું ભૂત આવીને ઊભું રહ્યું હોય એવા ખ્યાલે એની આંખો ઘડીપલ તાકી રહી, ત્યાં તો આવનારીએ આછા સિસકારે એને પાસે બોલાવી. વાયરાના ફરકાટે પણ પ્યાગની નીંદરમાં ખલેલ ન પડે એવી ઋજુતાથી ડગ માંડતી એ બારણે પહોંચી ત્યારે આવનારીએ એને ખભો ઝાલીને અંદરના ઓરડામાં ખેંચી. ત્યાં બન્ને વચ્ચે રકઝક ચાલી. આવનાર કહી રહી હતીઃ ‘ ભાગી છૂટ, એની ! ’

‘ પણ શા માટે ? ’

‘ તું ફસાઈ ચૂકી છે એ માટે. હજી સુધી પકડાઈ નથી એ તારાં નસીબ. હમણાં સલ્તનતની સત્તા તારે બારણે ખડી થશે. આંખના પલકારામાં તું કયે અંધારે ધકેલાઈ જઈશ એ ખબર નથી. માટે ભાગી છૂટ !’

‘ પણ તને કોણે વાત કહી ? વાત સાચી કે ખોટી ?’

‘ રજેરજ સાચી. ’

‘ પણ માન્યામાં નથી આવતી. આગલી બધી યે શંકાઓની એમણે ચોખવટ કરી છે. આજે જ મારા એલેકે મારી મારી માગી છે. એમનો પ્યાર...’

‘ માત્ર છેતરપીંડી જ છે. ચિત્તાને જ્યારે તરાપ મારવી હોય છે ત્યારે જ એ પાછો હઠે છે. ભાગી છૂટ, બહેન ! ’

'પણ હું હજી મારા સ્થિર વસાવટનાં સોણલાંને આજે ફરીથી જોવાની આશા માંડી રહી છું ત્યારે...'

'ભાગી નીકળ. સ્થિર વસવાટનાં તારાં સોણાં ભગવાન સફળ કરશે, પણ તે ક્યાંક બીજે. અહીં તો નહિ. એ માટે અહીંથી અત્યારે નીકળી જા.'

'પણ એવું એ કરે શા માટે ? એમને શી જરૂર ?'

'અરે ગાંડી ! એ બધું યે કરી શકે ! હવે દલીલો છોડ. મારી આગળ થા. પ્રભુએ દીધેલી પળોને અત્યારે મને વાપરી લેવા દે.'

'પણ બહેન...'

'પણ છોડ બહેન ! તારી બહેન તો ભગવાને મને નથી સરજી. પણ બહેનપણીની ખાતર નીકળી જા, એના એક દિલની ખાતર, વચનની ખાતર નીકળી જા, બહેન. મારા આખા પાપી જીવનમાં એકાદ પુણ્યની છાંટ નાખવા, એ છાંટથી લગાતાર સળગી રહેલ તપ્ત હૈયાને ઠારવા તું ચાલી નીકળ.'

...અને આવી હતી એવી જ સિફતથી એ એનીને લઈને પાછલે પગથિયેથી ઊતરી ગઈ. એનીના બંગલામાં બત્તીઓ એવા ને એવા પ્રકાશે ચમકતી રહી. આગંતુક એના પલંગમાં એવા ને એવા આરામથી સૂતો રહ્યો બીજી ગલીને છેડે અફસરની આંખો એટલી જ તકેદારીથી બંગલા પર નોંધાઈ રહી અને પાછલે બારણે થઈને બંગલાની માલિકણને એની બહેનપણી સરકાવી ગઈ.

સવારના ચાર વાગ્યા ત્યારે એ બંગલાને ઘણો બનીખૂક ટરે મેક મચી હતી. આંખો ચોળીને ઊઠતા પલંગના પોઢનારા માથે જાસૂસ અફસરના હાથ પડી ચૂક્યા હતા, આખા બંગલાની એકેએક ચીજ ઉપરતળે થઈ રહી હતી. રસોડાનાં છરી–ચમચાથી માંડીને છતેછતના કાચને પણ શંકાસ્પદ માનીને તપાસ ચાલી રહી હતી. અને એ બંગલાની માલિકણને શોધવા માટે આસપાસના એકેએક બંગલા

તેમ જ શકય એટલાં સ્થાનો પર છાપા મારવા મોટરો આખા પિનાંગમાં ઘૂમી રહી હતી ત્યારે...

જ્યોર્જ ટાઉનને બંદરેથી વહેલી સવારે બોટમાંથી ઊતરીને પગની પેની સુધી ઢળકતો રેશમી સારંગનો મલાયન પોષાક પહેરી એક રમણી સીંગાપુર તરફ જતી ટ્રેનમાં બેસી ગઈ હતી. નાની સરખી બેગ પોતાને માથે મૂકીને અનેક વિચારોને વાયુઝપાટે ચકર ચકર ફરી રહેલી એની આંખોને અંધકારને ઓછાયે એ ઢાંકી રહી હતી, ધકધક ધડકતા હૈયાને બે ભુજા ભીડીને એ દબાવી રહી હતી અને ગાડી સુસવાટા કરતી ગાઢાં જંગલો વીંધતી સડસડાટ દક્ષિણ દિશા તરફ ભાગ્યે જતી હતી.

# ૨

## સ્વપ્નભંગ

વીરેન્દ્રની આંખો સીંગાપુરના સાગર સામે નોંધાઇ રહી હતી. એ સાગર પર સફર કરવા માટે તૈયારી કરી રહેલ પેલી સ્ટીમર વીરેન્દ્રની આંખોમાં જાણે અગ્નિ–બાણની માફક આવીને ભોંકાઇ રહી હતી. આ એ જ સ્ટીમર 'વૉટક–નીંફ' : જલપરી, જેમાં એકેએક ખારવો હિંદી હતો, એકેએક નાખુદો હિંદી હતો, એકેએક મજૂર હિંદી હતો. એ સ્ટીમર જલપરી પરથી આજે એકેએક હિંદી ઉતારુને ઉતારી મૂકવામાં આવ્યા હતા, જરૂર જોગા નાખુદા-મજૂર રાખી બાકી બધાને ઉતારી મૂકવામાં આવ્યા હતા અને સ્ટીમરની તલેતલ જગ્યામાં સફેદ ચામડીને બેસારી દેવામાં આવી હતી.

'ચીઅર્સ...ગૉડ...સ્પીડ હેપી વોયેજ...સુખી થજો...તમારો પ્રવાસ સુખરૂપ નીવડજો...' એવી આનંદ–કિલકારીઓ સહિત ધક્કા પર વિદાય દેવા આવેલાં સગાં–સંબંધીઓ સ્ટીમર પર ચડી બેસેલને સુખની વિદાય આપી રહ્યાં હતાં, સામસામા રૂમાલ ફરફરી રહ્યા હતા અને આનંદ–કિલકારીઓના ધ્વનિ સાગરનાં મોજાંને સવિશેષ ઉછાળી રહ્યા હતા.

એ વખતે માથે બિસ્ત્રા–પોટલાં મૂકીને, બાલ-બચ્ચાંને આંગળીએ ઝાલીને, મૂંગે મોઢે દુઃખનાં આંસુ સારતાં કેટલાંયે હિંદી કુટુંબો રાજ-રસ્તા પર સાગરને ધક્કેથી પાછાં ફરી રહ્યાં હતાં. એમના પગ જાણે ગોઠણથી ભાંગી ગયા હતા. અવાજ ઊંડા ઊતરી ગયા હતા. દુઃખ વ્યક્ત કરવાની ત્રેવડ એમનામાં રહી ન હતી. એક પાછળ બીજું કુટુંબ, બીજા પાછળ ત્રીજું કુટુંબ એમ અનેક કુટુંબોની લંગર હાર લાગી ગઇ હતી. જાણે મૂર્તિમંત નિરાશા આ યુદ્ધ–સમયમાં સીંગાપુરના રાજરસ્તા પર પેરેડ ભરી રહી હતી. નિરાશાના

આ લશ્કરને કમાન્ડરની જરૂર ન હતી, બેન્ડની જરૂર ન હતી, પ્રેક્ષકોની જરૂર ન હતી. સ્વયંનિર્મિત અને સ્વયંદુઃખપર્યાપ્ત એ માનવ-લશ્કર નિરાશાના આહકારાથી ખરા બપોરના તાપને સવિશેષ ગરમ કરી મૂકતું આગળ ચાલ્યું જતું હતું.

રાજરસ્તા પર આવેલ પોતાના બંગલાની અગાસીમાં ઊભો ઊભો વીરેન્દ્ર એક નજર સાગર પરના આનંદ–હિલ્લોલો પર નાખી રહ્યો હતો, બીજી નજર એના જ બંગલાની નીચેથી ચાલ્યા જતા આ નિરાશ હિંદી સમુદાય પર નાખી રહ્યો હતો.

યુદ્ધનાં ડમરુ મલાયાની ધરતી પર ગાજી ચૂકયાં હતાં હતાં. જાપાનીઓ પિનાંગ કબજે કરીને એક બાજુ કુઆલાલુંપુર તરફ આગળ વધી રહ્યા હતા અને બીજી બાજુ પૂર્વ કાંઠેથી મલાયાની ધરતી ભિડાવી રહ્યા હતા. એ સાથે એમણે યુરોપ સાથે સાંકળતા સાગર–માર્ગોને આંતરવા માટે મલાકાની સામુદ્રધુની બરાબર સકંજામાં લઈ લીધી હતી.

એ સકંજા વચ્ચેથી યે સફેદ ચામડીવાળી જનતાને લઈ જવા માટે સલ્તનત વોટર–નીકના રક્ષણાર્થે લશ્કરી સથવારો મોકલવાની વ્યવસ્થા કરી શકી હતી, પણ હિંદીઓ માટે એક વહાણ પણ ફાજલ પાડી શકી ન હતી. જે હિંદીઓ જ કોલંબોથી સીંગાપુર અને સીંગાપુરથી આખા પૂર્વ એશિયાની એકેએક બંદરગાહ વચ્ચે વરસોથી સમંદરી વ્યવહાર ચલાવી રહ્યા હતા, તેમને માટે હિંદ અને યુરોપ તરફ ભાગી છૂટતાં આ જહાજોમાં જરા સરખી યે જગ્યા આજે મળતી ન હતી. મોતનાં ડચકાં ખાઇ રહેલ માણસ માટે ય સગાંસંબંધીઓ છેલ્લી ઘડી સુધી પણ કદાચ બચી જશે એવી આશાએ મૃત્યુપથારી પાસે બેઠાં હોય છે, એવી જ આશાથી આ હિંદી ઉતારુઓ સીંગાપુરને સાગર–ધક્કે દિવસોથી જઈ બેઠાં હતાં. પણ કાળ ભગવાન પોતાના પાશ પૂરા ફેરવી લે પછી જતાં સગાંસંબંધીઓની માફક આ બધાં ઉતારુઓ

છેલ્લી આશાને સીંગાપુરના સાગરમાં જ દફનાવીને નિરાશ વદને પાછાં ફરી રહ્યાં હતાં.

વીરેન્દ્રને આઠ જ દિવસ પહેલાંનો પોતાનો પ્રસંગ યાદ આવી ગયો. એ પોતે તો લક્ષાધિપતિ હતો, એના પિતાની અહીં પચીસ વરસથી પેઢી હતી અને એ પેઢી કદાચ આખા સીંગાપુરમાં સૌથી વિશેષ લાગવગ ધરાવતી હતી. એ ઉપરાંત એના પોતાના યે સંબંધ કયાં ઓછા હતા ? સામાન્ય શહેરીઓથી માંડીને લશ્કરના અફસર સુધી એને સારા સબંધો હતા; અને એ જ સંબંધને કારણે કોઈને પણ ન મળી શકે એવા સંયોગોમાં એને ગયે અઠવાડિયે હિંદ તરફ ગયેલ સ્ટીમર 'ઓશન-વેઇવ્ઝ' : સાગર-તરંગ પર પાંચ ટિકિટ મળી શકી હતી ને ?

પાંચ ટિકિટો લઈને અધિકારીના હુકમ અનુસાર માત્ર હાથવગો જ સામાન લઇને એનું કુટુંબ સ્ટીમર પર ચડવા ગયું હતુ. એના પિતા અને માતા, બન્ને નાની બહેનો પ્રમીલા અને જ્યાલની તેમ જ વીરેન્દ્ર પોતે મળીને પાંચ સભ્યોનું કુટુંબ સ્ટીમર પર બેસીને હિંદ જવા નીકળ્યું હતું. સારા સારાં કુટુંબોના માંડ બે કે ત્રણ ટિકિટો મળી શકતી હતી ત્યાં વીરેન્દ્ર પાંચ ટિકિટો મેળવી શકેલો એ કારણે સીંગાપુરનાં ઉચ્ચ કુટુંબોમાં એ ઈર્ષાનું પાત્ર બની ગયેલો.

પણ...સ્ટીમરને ઊપડવાને થોડીક જ મિનિટો હતી ત્યાં સ્ટીમરના કોઈ અધિકારીએ આવીને એનું નામ પોકાર્યું. આવે વખતે પોતાના નામનો પોકાર સાંભળતાં એ આશ્ચર્ય પામી ગયેલો. એકદમ સામે આવીને એણે અધિકારી સામે નજર નાખી અને હજી એની નજરમાંથી આશ્ચર્યની છાયા શમી ન હતી ત્યાં તો અધિકારીએ એને હુકમ સંભળાવ્યો : 'તમારી એક ટિકિટ રદ કરવામાં આવે છે, મિ. વીરેન્દ્ર.'

'હેં... હેં...' વાત ટૂંકી ને સમજાય જાય તેવી હતી છતાં યે એનાથી બોલાઈ ગયું.

'તમારી એક ટિકિટ રદ કરવામાં આવી છે, મિ. વીરેન્દ્ર ! વહેલી

શકે જગ્યા ખાલી કરી આપશો.' કહીને એ અધિકારી ચાલતો થયેલો.

શા માટે ટિકિટ રદ કરવામાં આવી છે અને હવે છેલ્લી ઘડીએ શું કરવું એની વિગત જાણવા એ દોડીને પેલો અધિકારી પાસે ગયેલો અને પૂછેલું પણ ખરું. પણ પાસેના બીજા કુટુંબોને યે ટિકિટો રદ થયાના હુકમો સંભળાવતા એ અધિકારીએ ટૂંકમાં જ જવાબ દીધેલો: 'મને કેમ ખબર પડે, મિસ્ટર! ઉપરથી હુકમ આવ્યો છે. May be some War-exigency : કાંઈક તાત્કાલિક યુદ્ધજરૂરિયાતને કારણે હશે...'

યુદ્ધ-જરૂરિયાત ગમે ત્યારે કેટલે સુધી પહોંચી શકે છે એનો વીરેન્દ્રને સીંગાપુર યુદ્ધજનિત વિસ્તાર જાહેર થઈ ચૂક્યું એ પહેલાં યે અનુભવ ક્યાં થયો, ન હતો? પણ અત્યારે આ યુદ્ધ-જરૂરિયાત અચાનક ઊતરી પડી હતી એણે તો એને પોતાને માટે કૂટ પ્રશ્ન કરી મૂક્યો હતો. એ કૂટ પ્રશ્નનો કાંઈક ઉકેલ થઈ શકે એ માટે એના કોઈ જાણીતા અધિકારી એટલામાં હોય તો મળવા એણે પ્રયાસ કરી જોયો, પણ પ્રયાસ નિષ્ફળ ગયો, અને જહાજ માટે એક ટિકિટની જગ્યા ખાલી કરી દેવાનો સમય ટૂંકાવા લાગ્યો.

છેવટ કૂટ પ્રશ્નનો ઉકેલ એક બાજુ મૂકીને શું કરવું એ માટે તે પોતાના કુટુંબ પાસે આવી પહોંચ્યો. આખું કુટુંબ મૂંઝાઈને બેઠું હતું. બા બાપા પાસે સામે જોઈ રહ્યાં હતાં, બાપા બા સામે જોઈ રહ્યા હતા અને બન્ને નાની બહેનો બા બાપા સામે જોઈ રહી હતી. કરિયાણાના માલના લાખ-લાખના સોદા કરવામાં ક્યારેય ન ખચકાતા એના પિતા તો અધિકારીની વાત આવતાં વેપારમાં યે મૂંઝાઈને ઊભા રહેતા, એ અત્યારે બિચારા શું બોલે તેમ હતા? વીરેન્દ્ર અધિકારી પાસેથી પાછો ફર્યો ત્યારે એ પોતે જ પ્રથમ બોલી ઊઠ્યા: 'આ તો અધિકારીની વાત થઈ. શું કરશું ત્યારે, વીરુ?'

હજી અધિકારીના હુકમ ઉપર ધૂંધવાતો ને કોઈ ઓળખીતું

અધિકારી મળી જાય તો માર્ગ કાઢી શકાય એમ વિચારતા વીરેન્દ્રે જવાબ દીધો: 'જોઈએ, હજી કાંઈક માર્ગ નીકળી જાય તો.'

'પણ આ તો યુદ્ધ—જરૂરિયાતનો હુકમ છે, વીરુ. અત્યારે કાંઇ ઓળખાણ કામ નહિ આવે.' એમ હજી એના પિતા કહી રહ્યા હતા ત્યાં તો અડખેપડખેનાં કુટુંબોમાંથી જગ્યા ખાલી કરાવવા માટે અધિકારીઓના હુકમ અનુસાર પોલીસો હાથ ઝાલી-ઝાલીને ધારેલી સંખ્યાને વિદાય દઇ રહ્યા હતા.

હવે ઓળખાણ ને લાગવગનો પ્રશ્ન રહ્યો ન હતો એટલે એકાદ નાની બેગ લઇને એના પિતાએ કહ્યું: 'તું કુટુંબને લઇને દેશમાં પહોંચી જા. હું અહીં રોકાઇશ. પ્રમીલા-જલિનીનાં લગન તું પતાવી દેજે. મારે થોડુંક પેઢીનું યે કામ રહી ગયું છે તે પણ પતાવી...'

'હવે રાખો, રાખો, બાપુજી! હું પોતે જ રોકાઇશ.'

આમ પિતા-પુત્ર વચ્ચે કયાંય સુધી રકઝક ચાલેલી. એની બાએ પણ એને જ સાથે આવવાનું અને એના બાપુજીને રોકાવા દેવાનું કહેલું, પણ છેવટ વીરેન્દ્રના મક્કમ નિર્ણય સામે એના બાપુજીની સમજાવટ નકામી ગયેલી. બાપુજીના મુખ પરની અસહાયતા, માની આંખમાંથી વહેતાં આંસુ અને નાની બેનોના દિલની દુ:ખપૂર્ણ નિરાધારિતા સામે છેલ્લી નજર ફેંકીને એ એક નાનકડી બેગ સાથે સ્ટીમર પરથી ઊતરી ગયેલો અને સ્ટીમરની સીડીના છેલ્લા પગથિયા સુધી સૌને એ હૈયાધારણ આપતો ગયેલો.

તારવી કાઢેલાં બીજાં કુટુંબોના સભ્યો સાથે હોડીમાં બેસીને એ ધક્કે પાછો ફરી રહ્યો હતો ત્યારે, જાણે 'હટી જાઓ આડેથી ..' એવા હુકમ છોડતી હોય એવી એક સ્ટીમ-લોંચ ધખ્...ધખ્...ધખ્ ...ના અવાજે પાણી ઉડાડતી સામેથી આવી રહી હતી. એ સ્ટીમ-લોંચમાં એક યુરોપિયન કુટુંબ બેઠું હતું. કુટુંબનાં માણસો કરતાં યે સ્ટીમલોંચમાં બેગો અને કરંડિયા, ટિફિન અને રમકડાં વધારે હતાં. અને આવા સરસામાનને પોતાને

પગ નથી હોતા એટલે એમને ચડાવવા ને જાળવવા માટે નોકર-ચાકર અને આયા-બબરચીઓ કુટુંબનાં સભ્યો જેટલાં જ હતાં. એમને સ્ટીમર પર લેવા માટે જુદી સુંદર સીડી ઊતરી રહી હતી ત્યારે વીરેન્દ્રની હોડીના હંકારનારા ખારવા અંદરોઅંદર વાત કરી રહ્યા હતાઃ

એક ખારવો કહેતો હતોઃ 'નસીબદાર જ છે ને ભાઇ ? છેક છેલ્લી ઘડીએ ય એમને માટે સ્ટીમરમાં જગ્યા કેવી થઈ ગઈ ?'

બીજો ખારવો કહેતો હતોઃ 'નસીબદાર તો કેવા ? એમની નસીબદારી તો એમનાં આયા-બબરચીને ય ફળે. વીસ-પચીસ રૂપરડીનાં એ આયા-બબરચીને જગ્યા કરી દેવા માટે આ માંધાતાઓને ય હેઠે ઉતારી મૂકયા. સા'બ લોકોને રસ્તામાં રાંધી ખવરાવનાર ને બચ્ચાં જાળવનાર તો જોઇએ જ ને, ભાઈ ?'

'હા, હા, ભાઈ !' ત્રીજો ખારવો કહેતો હતોઃ 'ભાગ્યશાળી છે ત્યારે ને ? આપણે ય એવા કોઈ સાહેબને ત્યાં નોકરી કરતા હોત કે એમનાં કૂતરાં-ગલુડાં થયાં હોત તો આજે આપણે ય દેશ તરફ વહેતા થઇ ગયા હોત અને અહીં પડતા બોંબગોલા વચ્ચે પાણી ઉથામવાં ન પડત.'

એમ વાતો ચાલતી હતી, ત્યાં વાવડો આડો વાતાં એક ખારવાએ સઢ સમાલ્યો અને બીજા ખારવાએ હલેસાં.

પોતાને અને પોતાની સાથે અન્ય હિંદીઓને છેક છેલ્લી ઘડીએ કેમ ઊતરવું પડયું એની આ વાતોમાંથી કાંઇક વિગતો મેળવતો વીરેન્દ્ર ધક્કા પર ઊતર્યો ત્યારે સ્ટીમર પરથી એનાં બા-બાપા અને બહેનો નિરાશ વદને ભાંગ્યો હાથ ઊંચો કરતાં હોય તેમ સામેથી એને વિદાય દઇ રહ્યાં હતાં, ત્યારે ધક્કા પરથી એક યુરોપિયન કુટુંબ હમણાં જ સ્ટીમર પર ચડી ગયેલ પેલા યુરોપિયન કુટુંબને 'ચીઅર્સ...ગોડ સ્પીડ...હેપી વોયેજ... તમારી સફર સુખરૂપ થજો'...એવા વિદાય-સ્વર પોકારી રહ્યાં હતાં. સામેથી એ વિદાય-સ્વરો પ્રતિ રૂમાલ ફરકી રહ્યા હતા.

એ સુરો વીરેન્દ્રના દિલમાં વધારે છમકારા બોલાવે એ પહેલાં એ રિક્ષામાં ચડી ગયો હતો અને 'સાલાઓ ..સુઅરના બચ્ચા...' એવા શબ્દો સહિત અન્ય હિંદીઓ પાસે આવીને એને ય સ્વરિત-પોકારમાં સાથે લે એ પહેલાં વીરેન્દ્ર મુંગોમંતર પોતાના બંગલા તરફ ભાગી છૂટયો હતો.

જાણે શાંતિકાળમાં કોઇ સંબંધીઓને સ્ટીમર પરથી વિદાય આપીને ઘેર પાછો ફરતો હોય એમ વીરેન્દ્ર પોતાના બંગલામાં દાખલ થઇને આગલી ઓસરીમાં ગોઠવેલ સોફા પર બેસી ગયો. કાંઈક સંચાર થયો જાણીને જેમને પોતે બંગલો સોંપીને દેશ ચાલ્યા ગયેલ એ જૈફ ચોકીદાર જમાલુદ્દીન બહાર આવ્યા. વીરેન્દ્રને દેખીને પોતાની જૈફ આંખો દગો તો નથી દેતી ને એની ખાતરી કરવા જમાલુદ્દીને આંખો પહોળી કરીને જોઈ જોયું અને એટલેથી યે ન પત્યું ત્યારે જરા પાસે આવીને નીરખી જોયું. પણ આજે સાઠ વરસે ય સૂરમો આંજીને સલામત રાખેલ આંખોએ દગો નથી દીધો એવી ખાતરી થઇ એ જ ક્ષણે જૈફ ચોકીદાર જમાલુદ્દીનથી બોલાઇ ગયેલું : 'અરે ભાઇ ! વીરેનભાઈ ! આપ કહાં સે ?'

' મને થયું કે દાદુને અહીં એકલાં નહિ ગમે, એટલે પાછો આવ્યો, દાદુ.' વીરેન્દ્રે જૈફ જમાલુદ્દીનને ઘરમાં જે ટૂંકા ને વહાલ-ભર્યા નામે બોલાવાતા એ નામે સંબોધીને દિલના દુ:ખ પર હાસ્યનો પડદો છાઇને કહ્યું.

' અરે ભાઈ ! લેકિન બાત કયા હૂઈ ? અભી હી ઈસ્ટીમરકા સાઇરિન ગુંજ રહા થા... સચ બાત કહો. કયા, ભૈયા ઓર માઇજી ભી વાપિસ આ રહેં હૈં...' વીરેન્દ્રની વાત ન માનતાં જૈફ જમાલુદ્દીને પ્રશ્નોની ઝડીમાર બોલાવી.

પણ જ્યારે વધારે હસતાં હસતાં વીરેન્દ્રે વિગતથી વાત કહી સંભળાવી ત્યારે દાદુએ નિસાસો મૂકીને આટલું જ કહ્યું : ' માઇજી કો કિતના દર્દ...'

થોડી વાર પહેલાં ઘરના સરસામાન અને રાસરચીલાને વરસો સુધી સાચવી રાખવા માટે બંધાવી રહ્યા હતા એને 'ભાઈ' પાછા ઘેર આવતાં 'દાદુ' ઉખેળાવવા લાગ્યા અને વીરેન્દ્રે વિચારોના સાગરઘોડાને થંભાવવા માટે પાસેની ઘોડી પરથી પુસ્તક ખેંચીને વાચનની પાળ બાંધી.

આજ વીરેન્દ્ર આઠ આઠ દિવસથી પુસ્તક–વાચન અને રેડિયો–શ્રવણ, બંદરને સામે છેડે આવેલ રેસ-કોર્સની સહેલગાહ અને ક્લબ–ગમનનાં થીગડાં એ ઘોડાપૂર આડે મારી રહ્યો હતો, પણ ફરી ફરીને વિચારોનું ધમસાણ એના પર ધસી આવતું હતું.

આજે વળી હિંદી કુટુંબોને આ દશામાં પાછાં ફરતાં નીરખીને વિચારોનું ધમસાણ એને ઘેરી વળ્યું. એક બાજુ એને ગોરી સામ્રાજ્યશાહી સામે ચીડ ચડી અને બીજી બાજુ પોતાની અસહાય સ્થિતિ માટે દુઃખ થયું.

એ દુઃખ આવે સમયે સલામતી અર્થે પોતાને દેશ પાછા પહોંચી ન શકાયું એ જાતનું અન્ય હિંદીઓ સમું ન હતું. પોતાના કુટુંબથી આવે વખતે જુદા પડવાનું એને કાંઈક દુઃખ હતું ખરું, પણ એ દુઃખ કાંઈ એના મનમાં આવી રીતે ધમસાણ મચાવી દે એવું નહતું. મનમાં ધમસાણ મચાવી દેનાર દુઃખ તો બીજું જ હતું. એ દુઃખ હતું એના હાથમાંથી એક મોકો ચાલ્યો જવાનું. એ મોકો હતો પોતાના દોસ્તોને પોતાના દિલમાં સાચું શું પડયું છે એ કરી બતાવવાનો.

કેટલા વખતથી એના દોસ્તોના એના પર પત્રો આવ્યા કરતા? એણે સીંગાપુર રોકાવાનો નિર્ણય કર્યો ત્યારથી વખતો-વખત એમના પત્રો આવ્યા કરતા કે 'કાં દોસ્ત! આપણે વિચા-રેલી યોજનાનું શું થયું? અમને તો આશા હતી કે તું આવીને અમારા સમા ઊંધું માથું ઘાલીને કામ કરનારાને તારા વિશાળ વાચન-માંથી નીપજેલી દીર્ઘદૃષ્ટિભરી દોરવણી આપીશ, અમારી શક્તિ-ઓને નકામી વેડફાઈ જતી અટકાવીશ. અને તારી અવનવી ઈજનેરી યોજનાઓ અમલમાં મૂકીશ.

બીજા કોઈ નો કાગળ આવી પડતો કે 'ભાઈ! આપણા મંડળે કાર્યકર્તાઓ માટે છેલ્લામાં છેલ્લાં રાજકીય પ્રકાશનો વસાવવાનો નિર્ણય કર્યો છે અને કેટલાંક અદ્યતન પ્રકાશનો વસાવ્યાં પણ છે. પરંતુ એ પ્રકાશનો આજકાલ કોઇ ખૂણે પડયાં છે અને તારા સમા પ્રેમીની ગેરહાજરીમાં મુખ પર વિષાદની ધૂળ છાંટીને નિરાશ હૈયે પડયાં છે. તારો કાંઇ પત્ર આવે તો એના પરથી ધૂળ ઝાટકીને એનું વદન પ્રફુલ્લિત કરીએ.'

ત્રીજા કોઇનો કાગળ વળી કહી જતોઃ 'કાંઇ નહિ, ભાઇ! શ્રમવિભાગનો મુદ્દો તો અર્ડીખમ અર્થકારણીઓએ પણ સ્વીકાર્યો છે. અમે સૌ કામ કરશું, તું એનો અર્થવિભાગ સંભાળજે. અમારે વળી ફંડ કરવા નીકળવું પડત એ માથાકૂટ મટી. તું કમાય છે એ જાણે આપણા કાર્યના ખર્ચ માટે જ કમાય છે એમ અમે ગણી લીધું છે. નવા કામની યોજના માટે મહિને પાંચેક હજાર મોકલવાની વ્યવસ્થા કરી આપીશ તો કામ તુરત ચાલશે.'

ચોથા કોઇ સહૃદયીનો કાગળ પણ આવી જતો; 'દોસ્ત! તું તો સીંગાપુર તારાં લગી પતાવવા ગયો હતો ને શું થઇ ગયું? કોઇ કન્યા સાથે લગ્ન છોડીને વેપાર સાથે લગ્ન કરીને ક્યાં બેસી ગયો? એ કન્યા પણ સીંગાપુરમાં જ છે અને એ કોઈ હરિલાલ સાથે પરણી ગયાના સમાચાર પણ મળ્યા છે. આ બધું થયું શું? તને કેટકેટલા કાગળો લખ્યા, તારા અહીં આવવાના સમાચાર તો નથી લખતો, પણ દોસ્ત! તારાં લગ્ન કેમ ફોક થયાં એ વિષે કાંઈક લખે તો ફોડ પડે. તારા અગાઉના ઉત્સાહપૂર્ણ કાગળોમાં હવે આવો ઘેરો વિષાદ કેમ ફરી વળ્યો છે એ પણ સમજાતું નથી. કે કોઇ ન સમજે એવી વિચારણાઓ રજૂ કરતાં કરતાં હવે કોઇ ન સમજે એવું વલણ દાખવવાનો માર્ગ હમણાં અખત્યાર કર્યો છે?'

આવા આવા તો એના પર ફેલાએ કાગળો આવ્યા કરતા ને

વાંચી વાંચીને એ પોતાની પત્ર-વ્યવહારની ફાઈલમાં ચપોચપ ક્લીપ નીચે દબાવી દેતો. એકેય કાગળનો એણે આટલાં વરસમાં વિગતથી જવાબ દીધો હોય એવું બન્યું ન હતું. એને મનમાં થતું હતુ કે શું કહું દોસ્તો! હજી મારો વખત નથી આવ્યો. વખત આવ્યે વાત!

આજે એવો વખત એના હાથમાં આવ્યો હતો. એ વખત હતો દેશમાં જવાનો અને કાંઈક કરી બતાવવાનો. વેપાર કરતાં યે એણે રાજકીય વાચન ચાલુ રાખ્યું હતું. એ વાચનની સરાણે એણે યુરોપીય યુદ્ધ તેમ જ તાજેતરમાં ત્રાટકી પડેલા જાપાની યુદ્ધને મૂલવ્યું હતું. એ મૂલવણી અનુસાર એની માન્યતા બંધાઈ હતી કે અત્યારે ભલે હિંદમાં શાંતિ દેખાતી હોય, પણ એ શાંતિ તો ધરતી નીચે ધૂંધવાતા જ્વાળામુખી જેવી છે. ક્યારે એ ધરતી પર મુખ ફાટી નીકળશે અને એ મુખ દ્વારા સારા હિંદની ધરતીને કોઈ ક્રાંતિના લાવા રસથી રેલી નાખશે એ કહેવાય નહિ.

આવી આવી સંભાવના એને દેખાતી હતી ત્યારે એને આટલાં વરસોથી હજી યે ક્યારેક ક્યારેક ટોણો મારી રહેલા એના મિત્રો ક્યાંક ગામડાંમાં બેસવાની કે કોઈ ગ્રામોદ્યોગને પુનર્જીવન આપવાની બાવા આદમના સમયની યોજનાઓ વિચારી રહ્યા હતા. એને થતું હતું કે આટલા વરસ તો કામ ન કરી શકયો પણ નજીકના ભવિષ્યમાં દેખાતા આવા કટોકટીના અસામાન્ય પ્રસંગે પોતે દેશમાં હોય તો કાંઈક કરી શકે, અત્યાર સુધી પોતાની મુરાદોને મનમાં સંઘરીને બેઠો હતો એને કાંઈક સ્વરૂપ આપી શકે અને એ સ્વરૂપનો પરિચય પોતાના મિત્રોને આપી શકે. એ ખ્યાલને અમલમાં મૂકવા માટે એણે છેલ્લા કેટલાક માસથી રાત-દિવસ કેવાં કેવાં સ્વપ્નાં નીરખ્યા કર્યાં હતાં? એ સ્વપ્નાંને સત્ય ઠેરવવા માટે જાણે ભગવાને જ જાપાનને મલાયા માથે મોકલ્યું હતું અને એને માટે સહકુટુંબ દેશમાં જવાનું થયું હતું. એવી હોંશમાં એ ચાર ચાર છલાંગો મારતો ગયે અઠવાડિયે બંદરગાહે પહોંચી ગયો હતો અને સ્ટીમર પર ચડીને સામે જ

હિંદની ભૂમિ દેખાતી હોય એમ દરિયાની સપાટી પર થઇને હિંદની સીમાભૂમિ સાથે દૃષ્ટિને સાંધી રહ્યો હતો.

પણ...કો જાને કલ કી...

કોઇક ધોળી ચામડીના કુટુંબે છેલ્લી ઘડીએ પોતાને દેશ જવાનું નક્કી કર્યું એટલે એને અને એના જેવા કેટલાયને અધવચ્ચથી કુટુંબોને અસહાય દશામાં મૂકીને ઊતરી જવું પડ્યું. તે દિવસે તો થોડાકને જ સ્ટીમર પરથી જગ્યા કરી આપવી પડી હતી. આજે તો બંદરગાહ પરથી એકેએક કુટુંબ નિરાશ થઈને પાછું ફરી રહ્યું હતું.

કારણ? કારણ કે જે ગોરી ચામડીએ વરસોથી આ દેશને પોતાના પગ નીચે દબાવી દીધો હતો, આ દેશમાંથી કલાઈ અને સોનું, રબ્બર અને ગટ્ટા મેળવવા માટે સામ્રાજ્યને સ્વરૂપે વરસોથી વિશિષ્ટ હક્કો જાળવી રાખ્યા હતા એમને માથે આફત ઊતરી આવી હતી. એ આફતમાંથી ઊગરી જવા માટે યે એને વિશિષ્ટ અધિકાર મળી રહ્યા હતા. વરસોથી એમને અહીં વિશિષ્ટ અધિકારો ભોગવવામાં જેમણે મજૂરી રૂપે સહાય કરી હતી એવા હિંદીઓને આજે તેઓ અસહાય દશામાં, જેમને તેમણે રાક્ષસ સ્વરૂપે વર્ણવ્યા હતા એવા જાપાનીઓના હાથમાં મૂકીને તેઓ ચાલી નીકળ્યા હતા. સ્ટીમરો પર તેમને ઓછામાં ઓછી જગ્યા આપીને ચાલી નીકળ્યા હતા; સ્ટીમરો પરથી તળિયાઝાટક ઉતારી નાખીને ચાલી નીકળ્યા હતા; જાપાની બોંબમારાની નીચે આખા મલાયામાંથી સીંગાપુરને આંગણે ખડકાના હિંદીઓને ઉઘાડી ધરતી માથે રડવડતા મૂકીને 'ચીઅર્સ હેપી વોયેજ...ગોડ સ્પીડ...' એમ પોકારતા ને રૂમાલ ફરફરાવતા ચોડેધાડે ચાલી નીકળ્યા હતા.

આવી ગોરી સામ્રાજ્યશાહી અહીં જ ન હતી. એ મલાયામાં હતી, જાવા અને બટેવીઆમાં હતી, બોર્નિઓ અને બાલીમાં હતી, વીરેન્દ્રના પોતાના જ વતન હિંદમાં યે હતી અને આખી દુનિયા પર ભીંસભરી બાથ ભિડાવીને બેઠી હતી. એને ઉખેડી નાખવા માટે તો...

'અરે ભાઈ! વીરુભાઈ! કયા સોચ રહા હો, ભાઈ?'

વીરેન્દ્રે પાછળ નજર ફેરવીને જોયું તો બુઢ્ઢા દાદુ એને બોલાવી રહ્યા હતા. જાણે વિચારોની શિલા માથા પરથી ફેંકી દેતો હોય તેમ માથું ધુણાવીને વીરેન્દ્રે પૂછ્યું : 'હાં દાદુ! કયા બાત હે?'

ફૂલ સમું હસીને દાદુ બોલ્યા: 'અરે ભાઈ! ઐસા કયા સોચ રહા હો? મૈંને દો દફા બુલાયા, લેકિન આપને સુના ભી નહિ! તીસરી બાર બુલાયા તભી જવાબ દિયા. ઐસા સોચ્ય કરને સે તો ભાઈ! દિમાગ પર બૂરી અસર હોતી હે...'

'હાં, હાં, દાદુ, લેકિન...હાં હાં...' કહેતો વીરેન્દ્ર ગોટાળે ચડી ગયો.

એને જાણે ગોટાળામાંથી બચાવવાનો એક જ ઉપાય છે એમ માનીને દાદુએ એને સીધી વાત પર લીધો: 'અરે, હાં, વીરુભાઈ! અંજલિબહન આઈ હે, ઔર કહતી હૈ કિ મુઝે વીરુભાઈકો મિલના હૈ.'

'કોણ? અંજલિ! આવી છે? અને એ મને મળવા માગે છે?' જવાબ દેતાં જ વીરેન્દ્રની નજર ગોટાળામાંથી સીધી કરડાકી તરફ છલાંગી.

'હાં, ભાઈ! કહતી હૈ કિ મિલને કે લિયે મૈં ઉપર આઉં?' દાદુએ જવાબ દીધો.

'નીચે સુધી આવી જવાની હા પાડી એટલે ઉપર આવવા માગે છે?' દાદુ સાથે વાત કરતાં પોતે જે અદબ રાખતો એમાંથી જરાક ચૂકી જઈને વીરેન્દ્રથી ઊંચે અવાજે પુછાઈ ગયું.

'વૈસા તો નહિ, ભાઈ! કહતી હૈ કિ ઝરૂરી કામ હૈ. થોડી દેર બાત કરકે તુરત ચલી જાઉંગી.' વીરેન્દ્રની અસ્વાભાવિક કરડાકીનો ખ્યાલ આવતાં જાણે દાદુએ પોતાની ભાષામાં વધારે મૃદુતા આણી.

'પણ એવું શું કામ છે દાદુ? જે કામ હોય એ તમે જ પતાવી લો ને, દાદુ? મને મળવાની શી જરૂર છે, દાદુ?' એમ

'દાદુ !' 'દાદુ !' ના પુનરુચ્ચાર વડે જાણે પોતાની અસ્વાભાવિક કરડાકીને ધોઈ નાખવાનો પ્રયાસ કરતાં વીરેન્દ્રે કહ્યું.

'ના, ભાઈ ! વો કહતી હૈ કિ મુઝે વીરુભાઇસે હી મિલના હૈ. થોડા સા હિ કામ હૈ. ઇસકે બાદ તુરત વાપિસ ચલી જાઉંગી. ફિર કભી ઉપર આનેકી ઇજાજત નહિ લૂંગી.' દાદુએ વિગતથી વકીલાત કરતા હોય એમ કહ્યું.

માત્ર ઉપર જ આવવાની વાત. જાણે કોઈ મહા પ્રશ્ન પતાવવાનો હોય એ રીતે વીરેન્દ્રે માથું ખજવાળ્યું, આડુંઅવળું જોયું, આંખો બેંચી, છેવટ જાણે ન છૂટકે નિર્ણય કરતો હોય એમ હળવેથી નિસાસો મૂકીને એણે જવાબ દીધો: 'ઠીક, આવવા દો.'

દાદુ ગયા કે એ પોતે પણ ખંડ તરફ ચાલ્યો અને બારણા પાસે આવતાં એને અઢેલીને ઊભો રહી ગયો.

થોડી વારે દાદર પરથી પગલાં સંભળાયાં. પગલાંના અવાજે એણે ઊંચી નજર કરી. દાદર પર હળવાં ડગ માંડતી અંજલિ ઉપર આવી રહી હતી. જે ક્ષણે વીરેન્દ્રે એ બાજુ નીચે નજર કરી, એ જ ક્ષણે અંજલિની નજર ઊંચી થઇ. બન્નેની નજર સામસામી મળી. પણ એ એક જ ક્ષણ. બીજી જ ક્ષણે વીરેન્દ્રે પોતાની નજર ફેરવવા માથું ખજવાળ્યું. અંજલિએ પોતાની નજર ફેરવવા સાડી સંકોરી.

હળવેથી છેલ્લું પગથિયું પણ પસાર કરીને અંજલિ ઉપર આવી અને દાદરના અંતિમ કલામય સ્તંભકને અઢેલીને ઊભી રહી ગઇ. થોડી વાર બન્ને નિઃશબ્દ ઊભાં રહ્યાં. કોણ બોલવાની શરૂઆત કરે છે એ નીરખવા જાણે બંગલાનું વાતાવરણ પણ થંભી ગયું. થોડીવારે વાયુની લહેરખી આવી અને અંજલી બોલી : 'એક માગણી કરવા આવી છું.'

ચાર જ શબ્દો. સ્પષ્ટ રીતે વ્યવહારુ વાત જ વ્યક્ત કરતા ચાર શબ્દો. પણ એવા શબ્દો લખાય ત્યારે કાંઇક હોય છે, બોલાય ત્યારે જુદો જ ભાવ વ્યક્ત કરતા હોય છે. એ ભાવ કાગળ ને કલમ રજૂ ન કરી શકે. એને માટે સ્વરનું સાધન જોઇએ. આ ચાર જ

શબ્દે જાણે અંજલિના મુખમાંથી આસપાસ કોઈ અવ્યક્ત મોજાં મૂક્યાં.

ઘણે વખતે એનો પૂર્વપરિચિત મંજુલ રવ કાને પડતાં વીરેન્દ્ર ક્ષણભર પોતાની કરડાકી વીસરી ગયો. બીજી ક્ષણે એની નજર અંજલિ પર પડી. પૂર્વવત કરડાકી એણે જાણે ઝોંટ મારીને મુખ પર છાઈ દીધી અને ટૂંકામાં જ સામો સવાલ પૂછયો:

'શાની માગણી?'

'મારા પોતાના માટે કશી માગણી નથી કરવા આવી. મારી એક બહેનપણી માટે માગણી કરવા આવી છું.' પહેલા વાક્યમાં કાંઈ કેય કંપ હતો એ નિવારીને તદ્દન સ્વભાવિકતાથી અંજલિ બીજું વાક્ય બોલી.

'તારા માટે નહિ તો તારી બહેનપણી માટે, શી માગણી છે એ કહે ને?' વીરેન્દ્ર પોતાની કરડાકીને સીધે રસ્તે આગળ વધ્યો.

'મારી બહેનપણી પિનાંગથી આવે છે. એને અહીં રોકાવું છે. ક્યાંયે મકાન તો આજકાલ ક્યાં મળે છે? એકલી જ છે. તમે અહીં એને રહેવા દેશો?' અંજલિએ માગણી વ્યક્ત કરી.

'તારી બહેનપણી! અને તેય એકલીને અહીં રહેવા દેવાની છે? મારે ત્યાં વળી સ્ત્રીની લ...' વીરેન્દ્રે એ વાક્ય અધૂરું મૂકીને બીજું વાક્ય કહી નાખ્યું: 'એ કરતાં તારે ત્યાં જ રાખ ને? એ સ્ત્રી છે એટલે એને તારા કુટુંબમાં વધારે ફાવશે.'

'મારે ત્યાં તો જરાયે જગ્યા નથી. હમણાં જ મારા કાકાજીનું કુટુંબ પિનાંગથી આવ્યું છે અને સાથે એમના ભાગીદારના કુટુંબને લેતું આવ્યું છે. આખું ઘર ભરચક ભરાઈ ગયું છે. એ તો ઠીક. પણ એ બધાં મરજાદી છે ને મારી બહેનપણી ક્રિશ્ચિયન છે. એમનો મેળ કેમ બાઝે! વળી તમે એકલા છો, મારે ત્યાંથી થાળી મોકલાવવાની ચોકખી ના પાડો છો, લોજ-માંથી જે તે ખાઈ લો છો, એના કરતાં એ અહીં હશે તો તમારી યે

સગવડ સચવાશે. મારે મન એટલી નિરાંત.' અંજલિ હળવે હળવે તદ્દન સ્વસ્થતાથી બોલ્યે ગઇ.

'બસ, એ છેલ્લી જ વાત કહે ને? તારે મન નિરાંત. સ્ત્રીની લપમાંથી વળી નિરાંત...' કહેતો વીરેન્દ્ર પાસેના સોફા પર બેસી ગયો.

આછું હાસ્ય અને આછી વેદના સહિત અંજલિ બોલી: 'બધી યે કાંઈ ઓછી જ લપ હોય છે? તમારે માથે લપ નાખવા નથી આવી. એને માટે કોઈ જ આશરા–ઠેકાણું નથી એટલે અત્યારે તો એક આશરો જ માગવા આવી છું.'

'પણ હું અહીં એકલો. માત્ર દાદુ જ ઘરમાં. એને ફાવશે?' હવે જ કાંઇક વિચાર કરતાં વીરેન્દ્રે પૂછ્યું.

'હા, હા, એને ફાવશે. એ તો વનરાવનમાં યે મંગળ માને એવી છે. અત્યારે બિચારી મૂંઝવણમાં મુકાઇ ગઇ છે ત્યાં આવી સગવડ એને કયાં મળવાની હતી?' અંજલિ બોલી.

'એ છે કોણ? તારી બહેનપણી વળી પિનાંગમાં કયાંથી?' જાણે માગણીનો અર્ધ–સ્વીકાર કરતો હોય એમ વીરેન્દ્રે આવનારીની પ્રાથમિક ઓળખાણ માગી.

'હું પહેલાં પિનાંગમાં હતી ત્યારે કોન્વેન્ટ સ્કૂલમાં મારી સાથે ભણતી. ભારે ચકોર હતી ભણવામાં. મને ભારે સાચવતી. હું સીધી દેશમાંથી આવતી હતી, પણ બાપુજીને સીધું પાશ્ચાત્ય શિક્ષણ આપવાની લગની હતી એટલે સીધી ત્યાં ભણવા મૂકેલી. નખશીખ યુરોપિયન વાતાવરણમાં પગલું મૂકતાં જ હું મૂંઝાઈ ગયેલી. પણ એણે મને જાળવેલી.' અંજલિએ ટૂંકો પરિચય આપ્યો.

'ત્યારે તો તને એની જાળવણીનો અનુભવ છે, એમ ને?' વીરેન્દ્રે પહેલી જ વાર સહેજ હળવાશથી આટલું કહ્યું. પણ બીજે જ વાકયે પાછી મૂળ કરડાકી લાવીને એણે પૂછ્યું: 'પણ મને સ્ત્રીની જાળવણી નથી ફાવતી એનું શું?'

'તો એ કાંઇ માથે પડતી જાળવવા નહિ આવે. અત્યારે તો

એને કોઇ પગ મૂકવા આપે એના પગ પૂજે તેમ છે. તમે કહેશો એમ એ કરશે, પછી કાંઇ ?' અંજલિએ કહ્યું.

'ઠીક...લઇ આવ ત્યારે...મહેરબાની કરીને નીચે જ રહે. ઉપર આવવાની કૃપા ન કરે. અને તું યે...'

'હવે પછી ફરી કદી ઉપર આવવાની માગણી નહિ કરું, બસ ?' કહીને અંજલિ હળવો નિસાસો નાખી ગઇ.

થોડીવાર વળી પાછું વાતાવરણ નિઃશબ્દ.

'જાઉં ને ત્યારે ?'

'હા, જા.'

એવો ટૂંકો વાર્તાલાપ. બન્નેની એક વાર ઊંચી નજર. મળ્યા ભેગી જ નજરને પાછી ખેંચી, સાડી સંકોરી, સાડીના છેડામાં હાથ દબાવીને અંજલિ હળવે હળવે પગથિયાં ઊતરી ગઈ. વીરેન્દ્રની નજર દાદર પર એક દૃષ્ટિપાત ફેંકીને આકાશમાં વીખરાઈ જતી વાદળી સામે ભાવહીન ચોંટી રહી.

૧

# અકળ અજાયબી

'ચાને આટલું બધું મોડું કેમ થઇ ગયું ?' એમ વીરેન્દ્ર વિચારતો હતો ત્યાં સીંગાપુરનું છાપું 'સીંગાપુર ટ્રીબ્યુન' આવ્યું. ચા આવે ત્યાં સુધીમાં લાવ સમાચાર વાંચી લઉં એમ વિચારતાં એણે છાપું હાથમાં લીધું.

એમાં પહેલે જ પાને કૂચડો ફેરવીને આખી દીવાલ પર ઘૂંટેલ જાહેરખબરિયા અક્ષરોની જેમ, 'ટફ ફાઇટ ફેર ધી જાપાનીઝ: જાપાનીઓ માટે ખૂનખાર લડાઈ...' એવું આખા પાનાને છાવરી દેતા મોટામાં મોટા ટાઇપથી હેડીંગ કરવામાં આવ્યું હતું. એ પછી 'જાપાનીઝો સામે જબ્બર પ્રતિકાર...' 'જાપાનીઝોની ભીષણ ખુવારી...' એવાં એકબીજાં સાથે હરીફાઈ કરતાં મોટાં મોટાં હેડીંગોથી એક પછી એક બધાં પાનાનાં માથાં બાંધી દીધાં હતાં. અને સમાચારોની સમાપ્તિ છેલ્લે પાને સ્ટોપ–પ્રેસના ખબર નાનકડા અક્ષરે કહી રહ્યા હતા: 'યુદ્ધચાલ માટે ઇપો સુધી પાછું ખસેડાયેલું બ્રિટિશ લશ્કર...'

છાપું વાંચી લીધું અને ફરી વીરેન્દ્રને ચા યાદ આવ્યો. 'હજી ચા કેમ ન આવ્યો ?' એમ વિચારતાં વીરેન્દ્રે સામે નજર ફેંકી તો આઠને એકાદ-બે મિનિટની જ વાર હતી. તરત એણે રેડિયોની સ્વીચ ફેરવી. ઝણુણુણ... અવાજે રેડિયો ગરમ થયો ત્યાં તો 'ધીસ ઇઝ સીંગાપુર રેડિયો...' એવા મુક્કો ઉગામતા અવાજે સવારના સમાચાર શરૂ થયા. એ સમાચારો પણ જાણે છાપાની જ પુનરાવૃત્તિ...જબ્બર પ્રતિકાર...શત્રુપક્ષની ભીષણ ખુવારી...અને સૌથી છેલ્લે યુદ્ધચાલ માટે જરૂરી પીછેહઠમાં એક સ્થાનનો વધારો. અલબત્ત, સમાચાર

દરમ્યાન બબ્બે–પાંચ પાંચ મિનિટને અંતરે સીંગાપુરની અભેદ્યતાના પ્રતીક સ્વરૂપ ૧૮ ઈંચની તોપોનું નામસ્મરણ અચૂક ગુંજી રહ્યું હતું.

રેડિયોના સમાચાર પછી તરત જ સામ્રાજ્યનું સંરક્ષણ કરવા સીંગાપુરમાં ભેગા મળેલા ગોરા લશ્કર માટે 'ફોર ધી ફોર્સીઝ...લશ્કર માટે...'ના પ્રોગ્રામમાં 'જાઝ'નું નૃત્ય સંગીત શરૂ થતાં વીરેન્દ્રે રેડિયોની સ્વીચ બંધ કરી દીધી.

સમાચાર સાંભળી લીધા તો યે ચા ન આવ્યો એટલે 'આટલું બધું તે મોડું કાં થયું?' એમ વિચારતાં વીરેન્દ્રે ખંડમાં આમતેમ આંટા મારવા શરૂ કર્યા અને પડખેના ભાગમાં પોતાના વિશાળ બાગમાં પેલા મૂંગામંતર ચીના માળી પર પડેલી દૃષ્ટિને પાછી ખેંચતાં એના મગજમાં છાપાંના તેમ જ રેડિયોના સમાચાર ઘુમરાવા લાગ્યા. ગઈ કાલના સમાચાર અને આજના સમાચાર–એમાં શો ફરક હતો? એ જ શબ્દો, એ જ વાકયો અને એ જ તુમાખી. અવ્વલથી આખર સુધી એક સરખું સામ્ય વહી રહ્યું હતું. વિરોધાભાસ હતો માત્ર પરિસ્થિતિમાં જ. સલ્તનતનું સંખ્યાબંધ લશ્કર ચારે પાસથી મદદે થઈ રહ્યું હતું તોયે પીછેહઠ થઈ રહી હતી. હિંદી લશ્કર અને ગોરા લશ્કર વચ્ચે અપરૂપ અભેદભાવ ગવાઈ રહ્યો હતો તો યે માત્ર હિંદી લશ્કર જ મોરચા પર લડતું હતું અને બ્રિટિશ–ઓસ્ટ્રેલિયન લશ્કર પાછલી હરોળો પર ઊભું હતું. જંગલી જાપાનીઓનો સંહાર કરવા માટે લશ્કરોને તલવાર ઉડાવવાનાં હરપળે ઉદ્બોધન થઈ રહ્યાં હતાં અને યુદ્ધ ખાડી પાર મલાયાની ધરતી પર ખેલાઈ રહ્યું હતું તો યે સીંગાપુરમાં ખડકાયેલું લશ્કર રણસાજ સજવાને બદલે લહેર ઉડાવી રહ્યું હતું. મલાયામાં વસતા હિંદી, ચીની, મલાયલી લોકો માટે જ નહિ, પણ સમગ્ર દુનિયાની પીડિત જાતિઓના સ્વાતંત્ર્ય અર્થે આ યુદ્ધ લડાય છે એમ હર શબ્દે ઘોષણાઓ થતી હતી તો યે ખુદ સીંગાપુરમાં આનંદની સહેલગાહે નીકળતી લોરીઓ અને મોટર–સાયકલો અકસ્માત

પર અકસ્માત કર્યે જતી હતી અને આ બધા લશ્કરની આગતા-સ્વાગત અર્થે હિંદી, ચીની અને મલાયલી લોકોને બળજબરીથી પકડી જવામાં આવે છે.

ઝણુણુણ્...સાડા આઠનો ટકોરો.

'હજી ચા કાં ન આવ્યો? હવે તો હદ થઈ...'

બધા જ વિચારો છોડી વીરેન્દ્ર ચા માટે ઊંચોનીચો થવા લાગ્યો.

દાદુ બે વખત ઉપર આવી ગયા હતા, પણ બન્ને વખત અંદરના ઓરડામાંથી કાંઈક લઈને પાછા ચાલ્યા ગયા હતા. રોજ તો આ વખતે ચા પીને પોતે બહાર નીકળી જતો, પણ આજે અંજલિની પેલી બહેનપણી આવી છે એટલે કોણ જાણે શી યે લપ ચાલી રહી હશે એટલે દાદુ હજી અહીં ચા પહોંચાડી ગયા નથી.

'આવી લપ વળી ક્યાં ઉમેરાઈ?' એમ વિચારતો વીરેન્દ્ર દાદુને હાંક મારવા જતો હતો ત્યાં દાદુએ નીચેના દાદર પરથી ડોકું કાઢીને કહ્યું :

'ચલો ભાઈ! ચા તૈયાર હૈ!'

આમ કહીને દાદુ ડોકું ડુબાવીને પાછા ફરતા હતા ત્યાં વીરેન્દ્રે પૂછ્યું : 'પણ દાદુ! ચા તૈયાર છે તો ઉપર કેમ લાવતા નથી? મારે વળી ક્યાં ચાલવાનું છે?'

ફરી પાછું ડોકું કાઢીને દાદુ બોલ્યા : 'મેં કયા જાનું ભાઈ? એની બહન કહતી હૈ કિ ભાઈ કો નીચે બુલાઓ.' આટલું કહીને દાદુ નીચે ચાલ્યા ગયા.

કોઈ અજાણી ક્રિશ્ચિયન છોકરી, જેને હજી ગઈ કાલે મોડી રાત્રે અંજલિ પોતાને ત્યાં મૂકી ગઇ હતી, જેનું પોતે મોઢું પણ જોયું ન હતું અને જેને નીચે રહેવાની તથા પોતાની સાથે ઉપર કશો વ્યવહાર નહિ રાખવાની અંજલિ સાથે સમજણ કરી હતી એ અત્યારના પહોરમાં દાદુના મોઢામાં 'એની બહન' બની ગઈ હતી, પોતાને ચાનું મોડું કરી રહી હતી અને ઉપર જતાં ચા પીવા પોતાને નીચે બોલાવી રહી હતી. આ વ્યવહારે વીરેન્દ્રને ગરમ કરી દીધો. એની

લપથી એ દૂર ભાગતો હતો, પણ અંજલિએ કહેવાથી એણે આશરા વિનાની એની બહેનપણીને અહીં રહેવા દીધી તો સવારના જ પહોરમાં આ પરિણામ આવીને ઊભું રહ્યું.

પણ ગમે તેમ તોયે એ હિંદી હતો–પોતાનાં હાડમાંસ ચૂસી જનારનેય મહેમાન માનીને છેલ્લે સુધી પરોણાગત કરનાર હિંદીઓનો એ વારસ હતો; એટલે એ મહેમાન બાઇને પહેલે જ પ્રસંગે ચોખ્ખી-ચટ ના સંભળાવવાનો અવિવેક બતાવી શકયો નહિ. નીચે જ જઇને ઝટપટ ચા પતાવી આવું અને હવે પછી પોતાની સાથે કેવો વ્યવહાર રાખવો એ નૂતન આગંતુકને મોઢામોઢ કહેતો આવું–એવા વિચારથી વીરેન્દ્ર નીચે ઊતર્યો.

છેલ્લાં પગથિયાં ઊતરતાં વીરેન્દ્રે નીચે નજર કરી તો ઓરડાની વચ્ચોવચ્ચ ટી–ટેબલ પર નાની બહેન જલિનીએ હીરનું ભરત ભરેલ પહોળો રૂમાલ બિછાવેલ હતો. એના પર એક બાજુ વીરેન્દ્રને પસંદ આછા આસમાની રંગનો ટી–સેટ ગોઠવાયેલ હતો, બીજી બાજુ પાણી પીવા માટે જયપુરી કોતરકામના જલગરી અને પ્યાલા પડયા હતા. વચ્ચે લીલા–મોરથુથુ રંગની નકશી ભરેલ મોર ઉડાડતી બે જયપુરી તાસક ખાલી પડી હતી. સામેના ટેબલ પર એક બાજુ અગરબત્તી ધુમાડાની સેર આસપાસ ધુમરાવી રહી હતી. વચ્ચોવચ્ચ સુમન–કળશ પર તેમ જ ટેબલની પીઠિકા માથે ફૂલદાની પર ફૂલડાં ફરફરી રહ્યાં હતાં.

પોતાને પ્રિય એવો આ સરંજામ એકાએક સંપૂર્ણપણે પોતાની સામે ગોઠવાયેલો જોઈને પહેલી ક્ષણે અજાયબી અને બીજી ક્ષણે મનમાં થોડાક આનંદની લહેર અનુભવતો વીરેન્દ્ર સામે નજર કરે તો—

આ કોણ? આ પોતે જ પેલી નૂતન આંગતુક ક્રિશ્ચિયન છોકરી એની કેથેરાઈન?

સામેના રસોડામાંથી એ હાથમાં કાંઈક લઇને ચાલી આવતી હતી.

જોતાં વેંત જ વીરેન્દ્રને નવાઇ થઇ. ગજબની છે આજકાલની છોકરીઓ! પિનાંગ જેવા આધુનિક શહેરમાંથી આવનાર ક્રિશ્ચિયન

છોકરી તો ચડ્ડી ને ફ્રોક પહેરે, માથે બોબ્ડહેર રખાવે અને મોઢે-હોઠે પફ, પાવડર ને લીપસ્ટીક ચોપડે.

એને બદલે આ છોકરીએ વળી કોઇ ઓર જ વેશ કાઢયો હતો. એણે પગની પેની સુધી લહેરાતી આસમાની રંગની સાડી પહેરી હતી અને બદન પર પોલકું. અન્ય વેશભૂષા પણ અસલ ગુજરાતીનાં જ! ફેશન ક્યારે ક્યાં જઈ પહોંચે એ ક્યાં કહી શકાય એવુ હતું!

હાં... છોકરીનો ગૌરવર્ણ આસમાની રંગ સાથે ઠીક વિરોધાભાસ ઊભો કરતો હતો. અને... કોઇ ગુજરાતી સ્ત્રી આવાં કપડાં પહેરીને લફડફફડ ડગલાં માંડે એને બદલે તાલબદ્ધ પગલાં ભરીને આ છોકરી કોઇ ડોલનનૃત્ય ઊભી કરતી હોય એમ લાગતું હતું. અમસ્થાં યે આ આધુનિક ક્રિશ્ચિયનો યુરોપિયનોની નકલ કરતાં નાચ કરતાં જ હોય છે ને? નાચના પોષાકમાં આ એક નવીનતાનો વધારો!

એક પર એક અજાયબીઓ ઉમેરાતાં થોડોક અભિભૂત થઇને વીરેન્દ્ર એક જ ક્ષણમાં આવા વિચાર કરતો ઊભો હતો ત્યાં એની પાસે આવી ગઇ અને ભાંગીતૂટી ગુજરાતી ભાષામાં અચકાતી ખચકાતી બોલી : 'માફ કરજો, વીરેન્દ્રભાઇ! થયું કે...થયું કે...તમે એકલા બેઠા બેઠા ઉપર ચા પીઓ એના કરતાં નીચે જ બોલાવું. નાસ્તો પણ ગરમ ગરમ રહે...' આટલું બોલીને એની નીચું જોઇને ઊભી રહી ગઈ.

'ના, ના! આ તો તમે કશી તકલીફમાં ન મુકાઓ એટલા માટે થયું હતું કે હંમેશાં ઉપર જ પતાવી લઉં.' એમ કહેતાં વીરેન્દ્રે ખુરશી પર સ્થાન લીધું. મનમાં થયું કે 'ના, ના, છોકરી સાવ આધુનિક ઉછાંછળી છોકરીઓ જેવી તો નથી. એને પહેલે જ સવાલે ક્યાં સીધું સંભળાવી દેવું!'

'મારે તો આખો દિવસ શું કામ હોય છે તે તકલીફમાં મુકાઉં? આ તો અંજલિબહેન કહેતાં હતાં કે...' કહેતી એની તાસકમાં કાંઇક પીરસતી પીરસતી અટકી ગઈ.

અંજલિનું નામ આવતાં વીરેન્દ્રની ભ્રમર સહેજ ખેંચાઈ. અંજલિએ વળી આને શું કહી રાખ્યું છે? એનાથી પૂછયા વગર ન રહીશ કાયું :'અંજલિએ વળી શું કહ્યું છે?' અલબત્ત, અવાજમાં એણે કડકાઈ આવવા દીધી ન હતી.

'કાંઈ નહિ... કાંઈ નહિ... એ તો એમ કે તમને સ્ત્રીઓની લપ લાગે છે, પણ લપ લાગશે તો હું તમને તકલીફમાં નહિ મૂકું.' આટલું કહેતાં એનીનો અવાજ ધીમો થઇ ગયો. જાણે ભૂલ થઈ ગઈ હોય અને માફી ન માગતી હોય?

વીરેન્દ્રની એના પર નજર પડી. એને થયું કે આણે વળી આ નવી જાતની લપ ઊભી કરી. પણ એનીનું મોઢું આટલું બધું ઢીલું જોઇને એ આછું હસતાં બોલ્યો: 'ઓહો! ત્યારે તો અંજલિએ તમને આવા ખ્યાલ અગાઉથી જ આપી દીધા છે, એમ ને?'

એને હસતો જોઇને જરાક જોરમાં આવીને એની બોલી: 'અંજલિબ્હેને તો એવા ઘણા યે ખ્યાલ આપ્યા છે, પણ લાગે છે કે એ ખ્યાલો મારે બદલવા પડશે.' કહેતાં એનીએ કપમાં ચા રેડયો.

'એવા ખ્યાલ અંજલિએ તમને કયા આપ્યા છે અને કયા ખ્યાલ તમારે બદલવા પડશે, એ તો કહો?' આવા પ્રશ્નો પૂછવાની ઇચ્છા નહિ હોવા છતાં, થોડીક વારે મનની ગડમથલ શમાવીને વીરેન્દ્રે પૂછી નાખ્યું.

'એક તો, હું ઉપરથી તમને નીચે બોલાવીશ તો તમે નીચે નહિ આવો અને ખિજાઇ જશો એ ખ્યાલ. પણ મારો એ ખ્યાલ અત્યારે ખોટો પડયો છે એટલે બીજા ખ્યાલનું યે કાંઇ કહેવાય નહિ.' કહેતાં એનીએ કપ વીરેન્દ્ર પાસે આગળ કર્યો.

'એક ખ્યાલ કહ્યો ત્યારે બીજા ખ્યાલ પણ કહી નાખો ને?' વીરેન્દ્રે પૂછયું.

'એ બધા ખ્યાલ કહેવા જઇશ તો ચા ઠરી જશે અને ચાનું મોડું થતાં તમારે બહાર જવાનું યે મોડું થશે. પોણાનવ તો થઇ

પણ ગયા.' એની દીવાલ સામેની ઘડિયાળ પર નજર કરતાં ફરી પાછી જાણે ભૂલ થઇ ગઈ હોય એવા ભાવ ધારણ કરતી બોલી અને ચાનો કપ તથા નાસ્તાની તાસક વીરેન્દ્રની પાસે વધારે આગળ કર્યાં.

વીરેન્દ્ર તાસકમાં ધારીને નજર કરે તો ઘૂઘરા! પોતાને સવારના નાસ્તામાં બહુ ભાવે છે તે જ આ વાની! હવે તો હદ થઇ. ઘૂઘરો તોડતાં વીરેન્દ્રે પૂછ્યુંઃ 'પણ આ બધું તમે કેવી રીતે જાણ્યું?'

'શું વળી?'

'આ, મને ભાવે છે તે ઘૂઘરા, મને ગમે છે તે જયપુરી તાસક, આસમાની ટી-સેટ, આ હીર ભરેલો રૂમાલ—' વીરેન્દ્ર બધાં સામે એક પછી એક નજર ફેંકતો બોલતો ગયો.

'એટલું તો જાણવું જ જોઇએ ને?...' કહીને એની નીચું જોઇને અટકી ગઈ.

'વો તો નહીં કહેગી, ભાઇ! બહુત શરમિંદી હૈ. કલ રાત વો અંજલિબહનકો યે હી બાત પૂછ રહી થી ઔર સુબહમેં જબ અંજલિબહન ફૂલદાની રખનેકો યહાં આઈ તબ ભી વોહી બાત પૂછ રહી થી કિ બહન! વીરેન્દ્રભાઇકો કયા અચ્છા લગતા હૈ, કયા અચ્છા લગતા હૈ. ઔર મુઝે સુબહસે યે સબ તૈયાર કરનેકે લિયે યે લાઓ, વો લાઓ કહ કર હેરાનપરેશાન કર રહી હૈ...' કહેતા દાદુ એની સામે નજર નાખતા એમના બોખા મોઢે હળવું હસી રહ્યા.

અને ઘૂઘરા સાથે હંમેશ કરતાં વધારે ચા પીને ઊભો થતો વીરેન્દ્ર એનીએ પોતાની સાથે કેવો વ્યવહાર રાખવો એ વિષે કાંઈ પણ કહ્યા વગર ચાલતો થયો, પણ પાછળથી એનીએ સવાલ કર્યોઃ 'બપોરે નીચે જમવા આવશો? કે...'

'હાં...ના...હાં...હું નીચે જ આવી જઈશ. નકામી તમને વળી તકલીફ...' કહેતો વીરેન્દ્ર સડેડાટ ઉપર ચડી ગયો.

આ પણ લપ નહિ તો બીજું શું? જેની સાથે કડક વ્યવહાર રાખવો હોય એ પોતે સામેથી એવું ઢીલું વલણ રાખે કે ધારી રીતે

કડક રહી ન શકાય અને કડક વલણમાં છૂટછાટ મૂકવી પડે એ પણ એક લપ જ. ને ?—

આમ વિચારતો વીરેન્દ્ર ફરવા તો બહારના દાદર પરથી નીકળી ગયો. પણ ડૉકટર જોસેફને ત્યાંથી વહેલો ઊઠયો ત્યારે ડૉકટરે પૂછ્યું: 'અરે મિ. વીરેન્દ્ર ! આજે કેમ આટલા વહેલા ઊઠયા ? હજી તો આપણે ચર્ચાની શરૂઆત પણ કયાં કરી છે ?'

'અરે ડૉકટર ! કાંઈ કહેવાની વાત નહિ. ઘેર એક મહેમાન આવ્યાં છે. વખતસર ન પહોંચીએ તો હેરાનગતિ. લપ વધી છે !'

અને સાંજે ઘણા વખતે કૈલાસનાથ મહાત્માને ત્યાં ગયા છતાં ચર્ચા કરતો કરતો એકદમ ઊભો થઇ ગયો ત્યારે એમણે યે પૂછેલું : 'અરે વીરેનભાઈ ! બહુત દિન બાદ આયે હો, ફિર ભી કયોં ઇતની જલદીસે ? બૈઠિયે ન !'

'ના, ના, મહાત્માજી ! હમણાં મારે ત્યાં એક મહેમાન આવ્યાં છે. મહેમાન વળી બાઈ છે. વખતસર ન પહોંચીએ તો હેરાનગતિ. લપ વધી છે, લપ !'

'હાં હાં, તેરે લિયે તો યે જંજાલ હી હૈ ! લૈકિન ઐસા બોજ દિલ પર કહાં તક રખેગા, ભાઈ ?'

આ લપ પણ જેવી તેવી હતી ? એક અજાણી છોકરી, ન બોલે, ન ચાલે, પૂછીએ એટલો જ જવાબ આપે અને આખો દિવસ પોતાની સગવડ સાચવવા છાનીમાની આટઆટલું કર્યા કરે એ પણ એક જાતની લપ જ છે ને ? પિતાજી કુટુંબ સાથે દેશમાં ગયા ત્યારથી વીરેન્દ્રના મન પર સામ્રાજ્યશાહીની તુમાખી, જોહુકમી ને મગરૂરી પ્રત્યે ક્રોધ, તિરસ્કાર ને ઘૃણા ચડી બેઠાં હતાં. મનમાંથી એ કાઢવા માટે વીરેન્દ્ર રેસ-કોર્સની સહેલગાહ અને કલબ-ગમન, મિત્રોને ત્યાં અવરજવર અને ચર્ચા કરી રહ્યો હતો, તો યે ચોમાસુ માખીની જેમ એના એ વિચારો એના મગજ પર આવીને ચોંટી બેસતા હતા. આ વિચાર-બોજ ઓછો હતો ત્યાં વળી આ બીજા વિચાર-બોજનો વધારો થયો !

રેડિયો સાંભળતાં કે પુસ્તક વાંચતાં એના મનમાં કયારેક વિચાર ફરકી આવતા કે છોકરીની જાત એટલે લપ તો ખરી જ, પણ આ છોકરી મારે માટે આખો દિવસ આટઆટલો ખ્યાલ રાખ્યા કરે છે તે આખો દિવસ એકલી એકલી મૂંઝાતી નહીં હોય? અહીં એનાં કોઇ ઓળખીતાં લાગતાં નથી અને આસપાસનાં આડોશીપાડોશી સાથે યે એને પિછાન છે નહિ. ત્યારે આખો દિવસ એ પસાર કેવી રીતે કરતી હશે? અલબત્ત, રોજ સવારે અંજલિ આવીને અર્ધોએક કલાક ગાળી જાય છે ખરી. પણ આખા દિવસમાં એટલા વખતનો સહવાસ શું કામ આવે?

એક વાત નવાઇની હતી. એની કયારે ય બંગલા બહાર નીકળતી ન હતી. અંજલિ સાથે યે કદી એ બહાર જતી નહિ. બંગલાને બારણેથી જ એ અંજલિને વળાવીને પાછી ચાલી આવતી. એનો કાંઇક કંટાળો ઓછો થાય એવા ખ્યાલથી ત્રીજે-ચોથે દિવસે વીરેન્દ્રે એને કહેલું: 'ચાલો, પાર્ક જાઉં છું. આવશો સાથે?' પણ એનીએ સલુકાઇથી હસીને કહેલું: 'ના, ના. આજે તો સાંજે તમારે માટે પૂરણ બનાવવું છે. સાથે આવું તો એ કેમ થાય?'

એક આધુનિક ક્રિશ્ચિયન છોકરી આ રીતે ફરવા આવવાની સામેથી ના પાડે એ પણ એક નવાઈ. અને આ એની તો આખો દિવસ ઘરમાંથી બહાર નીકળતી ન હતી તોયે ના પાડી એટલે વીરેન્દ્રને વિશેષ નવાઈ થયેલી.

એક વાત આનંદની હતી. એ પોતે બંગલાની ઉપર હોય ત્યારે એની આખો દિવસ નીચે ગાતી સંભળાયા કરતી. અલબત, સ્વરો પાશ્ચાત્ય સંગીતના જ હતા. બોલવાની મીઠાશ પરથી એનીના સંગીતની મીઠાશ કલ્પી શકાય એમ હતું. પણ ગાનના આ સૂરો કલ્પના કરતાં યે વિશેષ મધુર હતા. પણ મધુર સ્વરોમાં ગુંજતા એ સંગીતમાં વિશેષે કરુણતા કેમ સંભળાતી હતી? ધ્યાન દઇને વીરેન્દ્રે સાંભળી જોયું તો એમાંથી કયારેક કયારેક 'Home,...Sweet

Home .. My Sweet Home...'એવા શબ્દો પકડાયા કરતા.

ક્યારેય સામે ચાલીને પોતાની આડે નહિ આવનાર અને આવા કરુણ મધુર સ્વરથી જ પોતાની હાજરીની જાણ પડવા દેનાર આ છોકરી બે વખત સુંદર સુંદર રાંધીને દેતી. બા ગયા પછી એમની ખોટ વરતાતી હતી એ જાણે તદ્દન સહજતાથી પુરાઇ ગઇ. એ ઉપરાંત સવારે ઊઠવાથી માંડીને વીરેન્દ્ર રાતે સૂઇ જાય ત્યાં સુધી એની કેટલી ઝીણવટથી સુખસગવડ સાચવ્યા કરતી? જ્યારે જે ચીજ જોઇએ, એ માટે એ આસપાસ નજર કરે ત્યારે તે હાજર જ હોય. પહેલાં દાદુ એ સગવડ સાચવતા. પણ વૃદ્ધ દાદુ એ સગવડ સાચવતાં ક્યારેક ભૂલી જતા અને ગમે તેમ તોયે એ પુરુષ હતા. એની જે સગવડ સાચવવા લાગી હતી એમાં કોઈ નવીન મૃદુતાનો સ્પર્શ ફરી રહ્યો હતો.

ક્યારેક બહારથી આવતાં કે બહાર જતાં વીરેન્દ્ર જોતો તો દાદુ અને એની વચ્ચે કામની હરીફાઈ નજરે ચડી જતી. દાદુ એની પાસેથી કામ પડાવી લેવા પ્રયત્ન કરી રહ્યા હોય કે એની દાદુ પાસેથી કામ લેવાની જક કરતી હોય. મોટે ભાગે એમાં વિજય એનીનો થતો. દાદુ હસતાં હસતા કાંઇક કામે બજારે ચાલ્યા જતા કે એમની ઓરડીમાં પડેલી શેતરંજી પર કુરાનની ઘોડી સામે તસબી ફેરવવા લાગી જતા.

આ છોકરી પોતાને માટે આટઆટલું કરે છે ત્યારે પોતે પણ એના માટે કાંઇક કરવું જોઇએ ને? આવા વિચાર આવવા અને કાંઇક કરવું એ બન્ને પણ એક નવી જાતની લપ જ હતી ને? પણ શું થાય? પોતાને માટે આટઆટલું કરનાર માટે આટલા યે વિચાર ન આવે તો તો પછી માણસાઈ ક્યાં રહી?

આવા વિચાર-બોજ પછી ક્યારેક ક્યારેક વીરેન્દ્ર નીચે જમવા જતો ત્યારે એની સાથે વાતો કરીને એનો થોડોક સમય પસાર કરાવવા પ્રયત્ન કરતો. શરમાળ એની જવાબ ટૂંકા ને ટચ દેતી, જવાબ

ભારે મજાના દેતી, હળવું હસતી પણ ખરી, પરંતુ વીરેન્દ્રને એનીના હાસ્યમાં ને શબ્દોમાં કોઈક કરુણ વિષાદ છાયેલો દેખાતો. લહેરથી વાતો કરતી કરતી એની ક્યારેક જાણે ભૂલ થઈ ગઈ હોય એમ એકદમ ચૂપ થઇ જતી. આવી અજાયબીના સ્પષ્ટીકરણ વિષે પૂછવું યે કોને? અંજલિને તો સામે ચાલીને પુછાય નહિ અને દાદુને તો આવી વાતમાં શી ખબર હોય?

આવી અજાયબી વીરેન્દ્રને પક્ષે જ થોડી હતી? એની આખો દિવસ કામ કર્યે જતી હતી, દેખીતી રીતે એનો સમય લહેરથી ચાલ્યો જતો હતો, પણ ક્યારેક ક્યારેક અહીંની થોડીક અજાયબી એના મનમાં ફરકી જતી.

એ અજાયબીમાં એક હતું વીરેન્દ્ર અને અંજલિનું વર્તન. જેના બોલને કારણે પોતાને અહીં રહેવા મળ્યું હતું, અરે આ આખો બંગલો જ પોતાને હસ્તક જાણે સોંપી દેવામાં આવ્યો હતો એ અંજલિ અને વીરેન્દ્ર કદી એકબીજાને મળતાં ન હતાં. અંજલિ એને મળવા આવતી ત્યારે વીરેન્દ્ર કદી યે નીચે ન આવતો અથવા બહારના દાદર પર થઇને બહાર ફરવા ચાલ્યો જતો. અંજલિ એની સાથે એમના અભ્યાસ-કાળ વિષે અને એ સિવાય અન્ય બાબતો વિષે સવારે હંમેશાં કલાક અર્ધો કલાક આવતી ત્યારે કેટલી લહેરથી વાતો કર્યા કરતી? વીરેન્દ્રની સુખ સગવડ, એનાં મનગમતાં ચીજ-ખોરાક, એનાં સ્વભાવ-ટેવો વગેરે વિષે કેટલી વિગતથી એનીને સૂચના આપતી? પણ કદી યે તે ઉપર વીરેન્દ્રને મળવા ન જતી.

એકાદ-બે વખત એનીએ કંઇક કામને મીષે અંજલિને ઉપરથી કાંઈક લઈ આવવાનું કહેલું, પણ અંજલિએ સલુકાઈથી દાદુને એ કામ ચીંધીને ઉપર જવાનું ટાળી દીધેલું. છેવટ એનીથી ન રહેવાયું ત્યારે એક દિવસ એણે ટૂંકમાં અંજલિને પૂછી જોયેલું કે 'હેં બહેન! આમ કેમ?' ત્યારે અંજલિએ એકદમ ચમકીને ટૂંકમાં જ 'કાંઇ નહિ, એની!' એમ કહીને વાત ટૂંકમાં જ

ફેરવી નાખેલી. 'કાંઈ નહિ, એની!' એટલા ટૂંકા શબ્દોમાં યે એનીને એટલું બધું દુઃખ દેખાયેલું કે આગળ પુછવાની કે ફરીથી એ વાત ઉખેળવાની એનીએ હિંમત કરેલી નહિ.

એનીને બીજી અજાયબી થતી વીરેન્દ્ર અને દાદુના વર્તન સંબંધે. દાદુ તો ઘરના ચોકીદાર જ હતા, એ છતાં વીરેન્દ્ર એમની સાથે પોતાના જ બુઢ્ઢા દાદા હોય એવી આમન્યા જાળવતો હતો. દાદુ પોતે નોકર હોવા છતાં વીરેન્દ્રની પોતાના નાના બાળક જેવી જ સંભાળ રાખતા. ક્યારેક વીરેન્દ્ર બહારથી મોડો આવતો ત્યારે દાદુ કાં તો દરવાજે જઇને ઊભા રહેતા કે થોડાક સામે યે ચાલ્યા જતા. પાછા ફરતાં વીરેન્દ્રને કહેતા સંભળાતા હોયઃ 'નહિ ભાઈ, એ તો નહિ ચલેગા. જંગકા દિન હૈ, કયા હો જાય, કયા નહિ, કયા માલૂમ. ઈતની દેર કભી નહિ કરના. મેં ભાઇજીકો કયા જવાબ... ?'

ઉપરાંત, એની વીરેન્દ્રની આટઆટલી સુખસગવડ સાચવતી તોયે દાદુની નજર બધી યે વાત પર ફર્યા જ કરતી હોય. એની કયારેક હસીને દાદુને કહેતીઃ 'દાદુ, હવે તો આટલા બધા દિવસ થઇ ગયા. ભાઇને માટે કાંઈ નહિ ભૂલી જાઉં, હો ?'

ત્યારે હસીને દાદુ જવાબ દઈ દેતાઃ 'હાં ! મેરી બિટિયાં હૈ તો બહુત સમઝદાર. લેકિન ..... લેકિન હૈ ન......લેકિન હૈ ન...... કહેતા દાદુ ગોટવાઈ જતા ને તસબી ફેરવવા ચાલ્યા જતા.

એક વાર એનીએ દાદુ વિષે અંજલિને પૂછી જોયું ત્યારે અંજલિએ એ વાત કેટલા આનંદથી કરી હતી ? અંજલિએ કહ્યું હતુંઃ

'વીરેન્દ્રભાઇ દાદુના હાથમાં જ મોટા થયા છે. વીરેન્દ્રભાઈનો જન્મ થયો એ અરસામાં જ દાદુ અહીં આવ્યા છે. તે દિવસથી એમણે આ ઘર બહાર પગ દીધો નથી કે બીજે નોકરીએ જવાનો વિચારે ય સેવ્યો નથી. આ ઘરને તેઓ પોતાનું જ માને છે. વીરેન્દ્રનાં બાપુજીને પોતાના જ ભાઈ માને છે અને વીરેન્દ્રનાં બાને બહેન માને છે. વીરેન્દ્ર તેમ જ બન્ને બહેનોને પોતાનાં બચ્ચાંની જેમ જ એમણે મોટાં કર્યાં છે.

'અહીં આવ્યા એ પહેલાં દાદુ જમાલુદ્દીન એક ચીનાને ત્યાં નોકરીએ હતા. ચીનાની દુકાન વીરેન્દ્રના બાપુજીની દુશ્મનની લગોલગ હતી. ચીનો વેપારી કોઈ ખેલાડી હતો. દાણચોરી અને અઠંગ ઉઠાઉગીરીના જ એ ધંધા કરતો. આજે એની દુકાનમાં પુગા ઊડતા હોય તો આવતી કાલે ત્યાં શરાબી પેઢી હોય. એક દિવસ ત્યાં ચીનાઈ વાસણ હોય, તો બીજે દિવસે કાપડની થપ્પીઓ ખડકાયેલી હોય. જમાલુદ્દીન એ દુકાનના ચોકીદાર હતા. લગાતાર દસ વરસથી નોકરી કરતા જમાલુદ્દીને કદી દુકાનની અંદર નજર કરી ન હતી. પણ, એક દિવસે એ દુકાનનો ચીનો માલિક ન આવ્યો, એને બદલે સરકારી પોલીસ–ટુકડી આવી. અંદર જોયું તો બે શબ પડયાં હતાં. એ બે ખૂન સાથે કેટલા યે ઉઠાઉગીરીના ધંધાનો આરોપ જમાલુદ્દીનને માથે ખડકીને પોલીસ ટુકડી તેમને પરહેજ કરીને ચાલી ગઇ હતી.

'કયો ન્યાય એ તો સરકાર જાણે, પણ સરકારી ન્યાયને છાબડે જ દસ ડોલરમાં ખુદાની બંદગી સમી પ્રમાણિકતાથી નોકરી કરતા જમાલુદ્દીન પર ફાંસીનો હુકમ થાય ન થાય એટલી જ વાર હતી, એવે વખતે વીરેન્દ્રના બાપુજી વચ્ચે પડયા હતા. એમની જ છેલ્લી વારની જુબાનીથી જમાલુદ્દીન નિર્દોષ ઠર્યા હતા. છતાંયે એમના પરના શકને કારણે પાંચેક હજારના જામીન માગવામાં આવ્યા હતા. એ પણ ભરીને વીરેન્દ્રના બાપુજી જામીન થયા હતા અને જમાલુદ્દીન છૂટી શકયા હતા.

'એ દિવસથી જમાલુદ્દીન ચીનાની દુકાનને બદલે વીરેન્દ્રના બાપુજીની દુકાને ચોકીદાર તરીકે બેસી ગયા હતા. ધીમે ધીમે દુકાનના ચોકીદાર જમાલુદ્દીનને બદલે આ ઘરના 'દાદુ' બની ગયા હતા.

'આજે જ્યારે અન્ય હિંદી કુટુંબો પોતાનો માલથાલ પાણીને મૂલે ફેંકીને દેશમાં રવાના થયાં હતાં ત્યારે વીરેન્દ્રના બાપુજી આખું ઘર અકબંધ દાદુના હાથમાં સોંપીને નિરાંતથી દેશ ઊપડી ગયા હતા.'

આખો દિવસ બોખે મોઢે હસતા હસતા અને પોતાને 'બિટિયાં ! બિટિયાં !' કહેતા દાદુની આ વાત સાંભળીને એનીને ભારે આનંદ થયો. એના મનમાં વિચાર આવ્યા: અહાહા ! કેવા ડોસા ભાગ્યશાળી ! વગર ઘરે કેવું પોતાનું જ હોય એવું ઘર પામ્યા છે ?

આવું ઘર પામનાર ભાગ્યવંત દાદુ સાથે એની પહેલાંથી વિશેષ ભળવા લાગી અને કદાચ એમની પાસેથી વીરેન્દ્ર અને અંજલિના અજાયબ વર્તનનો ભેદ પામી શકાશે એવી આશાથી એક દિવસે એનીએ એમને એ વિષે પૂછી જોયું. પણ દાદુએ ટૂંકમાં જવાબ દીધેલો: 'બિટિયાં ! બહુત મુઝે માલૂમ નહિ હે ! હાં, એક બાતકા ખયાલ હે કિ અંજલિ બહનકી શાદી ભાઇકે સાથ હોનેવાલી થી. લેકિન કયા માલૂમ...ઇસકે બાદ ભાઈ શાદી કે લિયે મંજૂરી દેતા નહિ હે... ઇસસે જ્યાદા મુઝે માલુમ નહિ.'

અંજલિ અને વીરેન્દ્રનાં લગ્ન થવાનાં હતાં ? એ ન થઈ શકયાં ? કેમ ન થઈ શકયાં ? આવું મજાનું ઘર અંજલિ ન પામી શકી ? અંજલિના પતિ પણ ખૂબ શ્રીમંત હતા, પણ એની એક દિવસ એને ત્યાં રોકાઈ હતી ત્યારે જોએલું કે એ તો સીધા સાદા વેપારી જ હતા. જ્યારે વીરેન્દ્રભાઇ તો-કેટલા ભણેલાગણેલા, સુંદર–અંજલિ અને એમની જોડી જ થાય એવું. છતાં યે તેઓ પરણી શકયાં નહિ. અંજલિ તો પરણી ગઈ, પણ હવે વીરેન્દ્રભાઇ પરણવાની ના કેમ પાડતા હશે ?—

આટલી વાત જાણીને તો એનીની અજાયબી વિશેષ ગોટાળે ચડી. આ વિષે પૂછવું યે કોને ? અંજલિ પોતે તો કયાં જવાબ દે છે ? દાદુને નિરાંતે પૂછી શકાય, પણ એમની પાસે વિગત કયાં છે ? ત્યારે વીરેન્દ્રભાઇને પોતાને પૂછયું હોય તો ?—ઓહ ! એમને પોતાને જ પૂછવું ? એ તો બની શકે જ કવી રીતે ?

## ૪

# કડાકો બોલ્યો

'ના, ના, દાદુ! જે આવ્યા હોય એને ના પાડી દો કે આવે વખતે વીરેન્દ્રભાઇ ક્યાંયે બહાર નહિ આવે. વીરેન્દ્રભાઈ આવે એ પહેલાં એમને મહેરબાની કરીને રવાના કરી દો. કોણ જાણે વળી...'

પોતાના બંગલાના પાછલા ભાગમાં વસતાં હિંદી કુટુંબોમાં સાંજ વખતે આંટો મારીને પરબારો બગીચામાં થઈને વીરેન્દ્ર પાછલી લોબીનાં પગથિયાં ચડી રહ્યો હતો ત્યાં બાજુના રસોડામાંથી એના કાને એનીના ઉપરના શબ્દો પડયા. શબ્દો પડતાં એ ચમક્યો. શબ્દોનો ભેદ સમજવા માટે એણે સીધા સીડી પર થઇને ઉપરને મજલે જવાને બદલે બંગલાના આગલા દીવાન-ખાના તરફ પગલાં બદલ્યાં. દૂરથી નજર કરે તો એની રસોડાના બારણામાં ચિંતાભરી નજરે ઊભી હતી અને દાદુ કોઈને એમની મીઠી જબાનમાં હળવે હળવે સમજાવી રહ્યા હતા:

'દેખો ભાઈ! આપકી બાત ઠીક હૈ, લેકિન ભાઈ તો ઇસ વખ્ત ઘરસે બાહર કહીં નહિ આ સકેંગે. કુછ ભી કામ હો તો ચીઠી લિખ કર રખ જાઓ ખુદ મૈં ઉનકા જવાબ લેકર આપ કો દે જાઉંગા. ઠીક હૈ ન?'

પણ સામો માણસ કહી રહ્યો હતો: 'આપ અબ ફિઝુલ ગભરા રહે હો. અબ કોઈ દહેશત નહિ હૈ, ઔર મૈં અપની નઝરસે...'

'મૈંને આપકી બાત સબ સુન લી, લેકિન...' એમ ફરીથી દાદુ જવાબ આપવા જાય એ પહેલાં પાછળથી નજીક આવતાં વીરેન્દ્રે પૂછ્યું: 'કયા બાત હૈ, દાદુ? કૌન આયા હૈ?'

વીરેન્દ્રનો અવાજ કાને પડતાં દીવાનખાનાના બારણા પાસે

ઊભેલા દાદુ અને રસોડાને બારણે ઊભેલી એની ચમકયાં. વીરેન્દ્ર આવે એ પહેલાં ઝટપટ કામ પતાવવાની ઉતાવળ બન્ને કરી રહ્યાં હતાં ત્યાં વીરેન્દ્ર આવી પહોંચ્યો એ કારણે બન્ને ચમકી ગયાં અને દાદુ 'અરે ભાઈ...અરે...' એમ બોલતા ગોટાળે ચડી ગયા. એ જ ક્ષણે દીવાનખાનાની આગળની પરસાળમાં ઊભેલો એક આદમી આગળ આવ્યો. વીરેન્દ્ર નજર કરે તો ડૉ. જોસેફનો શીખ ડ્રાઈવર સચ્ચાસિંગ. સચ્ચાસિંગે વીરેન્દ્રને સલામ કરતાં કહ્યું :

'ડૉકટર સાહેબે આપને તેડવા માટે મને મોટર લઈને મોકલ્યો છે. હમણાં ને હમણાં જરૂરી કામ છે એમ કહેવરાવ્યું છે. શહેરમાં કશો ડર રાખવા જેવું નથી. હું પોતે અરધું શહેર વીંધીને નજરે જોતો આવ્યો છું, પણ આપના ચોકીદાર......'

'દાદુ ડરને કારણે આવવાની મારી ના પાડી રહ્યા છે ને?' 'ચોકીદાર' શબ્દ સુધારીને તરત 'દાદુ' શબ્દ મૂકતાં વીરેન્દ્રે દાદુ તરફ નજર કરી અને કહ્યું : 'દાદુ! ખાસ ડરવા જેવું નથી લાગતું. મને પણ મહેતા શેઠને ઘેરથી હમણાં એવા જ સમાચાર મળ્યા છે. તમે મૂંઝાતા નહિ. હું હમણાં જ જઈને પાછો આવી જઈશ. વળી આ તો ડૉકટર સાહેબના સમાચાર આવ્યા એટલે તદ્દન પાકી વાત. જરા યે મૂંઝાવા જેવું નહિ.'

'લેકિન ભાઈ! કલ હી આસમાનસે બંબમાર હુઈથી ઔર...' દાદુએ વીરેન્દ્રના સ્પષ્ટ કથનનો જવાબ આપવાનો પ્રયાસ કરતાં કહ્યું.

'પણ હવે આજે કાંઈ ડર જેવું નથી, દાદુ. ડર જેવું હોય તો હું પોતે જ બહાર ન જાઉં ને?' કહેતો વીરેન્દ્ર દીવાનખાનામાં સ્ટૅન્ડ પર ટીંગાતો કોટ લેવા આગળ વધ્યો.

'લેકિન વીરેનભાઈ! એનીબહન ભી ના કહતી હૈ. ઉનકો ઇતના ડર લગતા હૈ કિ...' કહેતા દાદુએ રસોડા તરફ નજર નાખી. વીરેન્દ્રની નજર પણ કોટ પહેરતાં રસોડા તરફ ગઈ. એની રસોડાના બારણામાં નીચું જોઈને ઊભી હતી. તરત એણે નજર પાછી વાળી

લઈને દાદુને જવાબ દેતાં ડગલાં આગળ ભર્યાં: 'એનીબહેનને પણ કહેજો કે જરા યે ડર જેવું નથી. હમણાં જ પાછો આવતો રહીશ, હો દાદુ!' એમ જાણે દાદુને સમજાવતો ને થોડે જ દૂર એની ઊભી હતી તો યે એને પોતાને જ જવાબ દેવાની હિંમત ન કરી શકવાથી હળવે હળવે ડગલાં દેતો વીરેન્દ્ર આગલી પરસાળ ઊતરી દરવાજે આવ્યો, મોટરમાં બેઠો, સચ્ચાસિંગે ભડ્ બારણું બંધ કર્યું અને ધુર્રર્ર્ કરતી સીંગાપુરના રેફલ્સ પ્લેસ નામના જાણીતા શ્રીમંત શહેરીવિસ્તાર તરફ ચાલી નીકળી. મોટરમાંથી ડોક લંબાવીને વીરેન્દ્રે નજર કરી તો દાદુ હજી એવી જ ડરભરી સ્થિતિમાં ઊભા હતા અને દૂર દૂર એની પણ જાણે......

દાદુ અને એનીનો આ ડર સાવ પાયાહીન ન હતો. હજી ગઈ કાલે જ કડડડ કરતો સીંગાપુરની ધરતી માથે કડાકો બોલી ગયો ગયો હતો. કડાકો જેવો અકલ્પ્ય હતો, એવો જ અજ્ઞેય હતો. કોઈથી કળી ન શકાય એવો હતો અને તેથી જ એટલો બધો ભયપ્રદ નીવડયો હતો.

સીંગાપુરની ધરતી સાબૂત હતી, રજેરજ સાબૂત હતી તો યે આ કડાકો બોલી ગયો હતો. સીંગાપુરનું હવામાન એવું ને એવું ખુશનુમા હતું અને આસમાન એવું ને એવું અડગ તોળાઈને ઊભું હતું તો યે કડાકો બોલી ગયો હતો. કડાકાના અવાજનો ફરકાટ પણ સીંગાપુરની પ્રજાને કાને પડયો ન હતો તોયે કડાકો બોલી ગયો હતો અને કાનને બદલે મગજને બધિર બનાવી ગયો હતો. મગજ જેટલું બધીર બન્યું હતું એટલું જ દિલ ડરથી થડકી ગયું હતું.

આવો કડાકો બોલી ગયો હતો બ્રિટનના પરાજયનો અને જાપાનના વિજયનો. સીંગાપુરને માથે જાપાનના વાવટાનો ઊગતો સૂરજ ફરકી ચૂકયો હતો અને બ્રિટિશ સલ્તનતનો કદિયે નહિ આથમતો સૂરજ સીંગાપુરને માથે આથમી ગયો હતો. આખી પૂર્વની દુનિયાની એકેએક પ્રજાને પોતાના પગ નીચે દબાવતા

પશ્ચિમના પાંચહથ્થા વિરાટકાય બ્રિટિશરો પૂર્વના ઠીંગુજી વામનકાય જાપાનીઓને ચરણે શરણે થયા હતા. સીંગાપુરને માથે બ્રિટિશ સલ્તનતના નામનો અંધારપછેડો બિછાવાઈ ગયો હતો અને જાપાની સામ્રાજ્ય સીંગાપુરને 'શોનાન' : દક્ષિણની પ્રભા નામ આપીને પ્રકાશી ઊઠયું હતું.

સીંગાપુરની સમગ્ર પ્રજા બ્રિટિશ સલ્તનતના અચાનક અસ્ત અને જાપાની સલ્તનતના ઉદયના પ્રકાશથી ઓળખાઇ ગઈ હતી. સમગ્ર પ્રજાની આંખો ઉઘાડી હોવા છતાં આવા અકલ્પ્ય અસ્ત-ઉદયના વીજળીક ફેરફારથી અંજાઈ ગઇ હતી અને દૃષ્ટિ ગુમાવી બેઠી હતી. સીંગાપુરની મૂળ વતની અજ્ઞાન મલાયલી પ્રજા આ વાત સમજવા સીંગાપુરને સવિશેષ બથાવી બેઠેલ ચીની પ્રજા માથે નજર નાખતી હતી અને હજાર જાતના ધંધામાંથી ઊંચી નજર નહિ કરનાર ચીની પ્રજા આ વાતનો ભેદ ઉકેલવા હિંદી પ્રજા સામે ચીબી આંખે તાકી રહી હતી. પારકા પ્રદેશમાં આવીને વસેલી ભીરુ હિંદી પ્રજા આ વાત ઉકેલવા ચીની અને મલાયલી બન્ને પ્રજા સામે નજર ફેરવ્યા કરતી હતી.

બધી પ્રજા પોતાના અજ્ઞાનના ઓછાયાને કારણે આમ બાઘી બનીને ચારે તરફ તાકી રહી હતી. પણ વીરેન્દ્ર તો પોતાના જ્ઞાનને મદદમાં લઇને આ અકલ્પ્ય બનાવ ઉકેલવા મથી રહ્યો હતો. છેલ્લે છેલ્લે એણે બહાર ફરવાનું વિશેષ છોડી દીધું હતું. કારણ બે હતાં. એક તો દાદુ એની તરફ નજર કરતા કરતા સવાર સાંજ એને કહ્યા કરતા : 'ભાઇ! બહાર મત જાના! ન માલૂમ યે ગડબડકે દિનમેં કબ કયા હો જાય!' બીજું કારણ હતું ખુદ અંગ્રેજોનું. ન માલુમ કયે વખતે સલ્તનતના સંરક્ષણના કયા કામમાં હાથ ઝાલીને કયાં ઉપાડી જાય, એની સામે આડા હાથ દઇ શકાય એમ ન હતું. સીંગાપુરનું સંરક્ષણ કરવા બેઠેલા એ સત્તાધીશો હાલતા માણસનો હાથ ઝાલીને ગમે ત્યારે ગમે ત્યાં ઉઠાવી જતાં પુછવા યે કયાં રોકાતા હતા? આથી કયારેક રેડિયો સાંભળતો, કયારેક છાપા વાંચતો તો

ક્યારેક નકશા ઉઘાડીને મલાયાની યુદ્ધચાલ સમજવાનો પ્રયત્ન કરતો વીરેન્દ્ર ઉપરને મજલે સમય વિતાવ્યા કરતો હતો.

એ વીરેન્દ્રને યે સીંગાપુરનું પતન સમજાતું ન હતું. સીંગાપુરની ધરતી પર ઠાંસોઠાંસ બ્રિટિશ, ઓસ્ટ્રેલિયન અને હિંદી લશ્કર ભર્યાં હતાં. ક્યારેક તો સીંગાપુરની વસ્તી વધારે કે લશ્કર વધારે એવો કોયડો એ લશ્કરની લોરીઓ, મોટર-કારો, મોટર-સાઇકલો અને કવાયતો કરાવી રહ્યાં હતાં. સવાર-સાંજ છાપાંમાં આવતાં લશ્કરી નિવેદનો અને સવારથી સાંજ સુધીમાં જુદા જુદા કાર્યક્રમને નામે રેડિયો પરથી સત્તાવાર થતી જાહેરાતો કહ્યા કરતાં હતાં :

'યુદ્ધચાલમાં મલાયાની કશી જરૂર નથી. જંગલો અને જંગલી જનાવરોથી ભરેલ મલાયાની ધરતી કબજે કરીને છો જાપાનીઓ જંગલોમાં જંગલી જનાવરોને પંજે મરણ વહોરી લે. જંગલી જનાવરોથી બચશે તો પેલો કાળા કોપનો મલાયાનો મહારોગ મેલેરિયા એમને ભરખી ખાશે. પણ સીંગાપુરને જાપાનીઓ કબજે નહિ કરી શકે. સીંગાપુરનાં ભોંયરાંમાં અનર્ગળ દારૂગોળો ભરી રાખ્યો છે. સીંગાપુરના બેટ પર ઠેરઠેર છાવણીઓમાં અસંખ્ય લશ્કરો તૈયાર ઊભાં છે. સીંગાપુરનું રક્ષણ ૧૮ ઇંચની તોપો કરી રહી છે. વધારામાં જાપાનીઓ સીંગાપુરને સાગરછેડે આવી પહોંચશે. ત્યાંસુધીમાં તો આપણું મિત્રરાજ્ય અમેરિકા પિનાંગ માથે એરોપ્લેનમાંથી ત્રાટકીને જાપાનીઓની પાછળ પડશે અને સીંગાપુરનો સાગરકાંઠો જાપાની મુડદાંથી ચાર હાથ ઊંચો કરી દેશે. આપણી મદદ માટે ૫૦૦ એરોપ્લેનનાં ધાડાં હમણાં આવી પહોંચશે અને જાપાનીઓ પર આસમાનમાંથી મોતની આગ વરસાવશે. સલ્તનતનું સીંગાપુર અભેદ્ય હતું, હજી યે અભેદ્ય છે અને અનંતકાળ સુધી અભેદ્ય જ રહેવાનું છે. સીંગાપુરની સમસ્ત પ્રજા સલ્તનતની સત્તા પર નિર્ભર રહે.'

ત્યારે આ અચાનક થયું શું ?

લશ્કરી જાહેરાતો સીંગાપુરની જનતાને સમાચાર આપતી હતી

એ પ્રમાણે તો જાપાનીઓ હજી દૂર દૂર મલાયામાં કયાંયે અટવાઇને અટકી ગયા હતા. એને બદલે અચાનક એક સવારે કોઇ જ્વાળામુખી ફાટી નીકળે એમ જાપાની ધાડાંએ સીંગાપુરને સાગરકાંઠે મુખ દેખાડ્યાના સમાચાર પ્રજા સામે ઝબકયા. બ્રિટિશ લશ્કરોને જોહોર બારુનો પુલ સળગાવીને સીંગાપુરમાં ખસી જવું પડયું અને એ સળગતા પુલને યે સાંધીને જાદુગર જેવા જાપાનીઓ સીંગાપુરના બેટ પર આવી પહોંચ્યા હતા.

અને સીંગાપુર માથે ?

વાતાવરણ ખુશનુમા હતું તોયે અઢાર ઇંચ તોપનાં બારુદ–ગલોલા હવાઇ ગયાં અને તોપો મોં વકાસીને દરિયા સામે એમ ને એમ પડી રહી. દીવા પાછળના અંધારામાં થઇને જાપાનીઓ સીંગાપુર શહેર તરફ આગળ વધતા રહ્યા. આકાશમાં એકેય વાદળ ન હતું તોયે ૫૦૦ માંથી એકેય એરોપ્લેન આવ્યું નહિ અને જાપાની રમકડાં-એરોપ્લેનોને બોમ્બમારો કરવાની સગવડ આપતું રહ્યું. સીંગાપુરનો ભૂગર્ભ ભંડારોનો શસ્ત્ર–સરંજામ બિચારો વણુ–વપરાયો નિસાસા નાખતો રહ્યો અને એ નસાસા ન સાંભળી શકવાથી જાણે બ્રિટિશ સૈન્યો કાન આડા હાથ દઇને સીંગાપુરમાં ઘૂસી ગયાં અને બે દિવસોમાં જ હાથમાં સફેદ વાવટો ચડાવીને શરણાગતિ સ્વીકારી લીધી.

છેક છેલ્લી ઘડી સુધી રેડિયો પર ભીષણ જંગના ને અપૂર્વ કિલ્લેબંધીના સમાચાર સાંભળતી સીંગાપુરની જનતાને કાને જાપાનીઓના વિજયનો કડાકો બોલી ગયો. લહેરી અને બેફિકર મલાયલી પ્રજા બિચારી બધીર બની ગઇ. જાપાનીઓના માર ખાઇને ઠેઠ પીંપીંગથી ભાગી ભાગીને આખો ચીન, હિંદીચીન, સિયામ અને મલાયાથી છેવટે સીંગાપુરમાં આવીને ભરાઇ બેઠેલી ચીની પ્રજાને હવે આગળ ભાગવા આડો દરિયો આવી રહ્યો એટલે ગમે તે દુઃખ આવે એને સહી લેવાની અસહાય લાગણી ઘેરી વળી હતી. 'હિંદી પ્રજાનું નામ અમે લેનાર નથી.' એવી જાપાનીઓની ખોળાધરી સાંભળીને છેક

છેલ્લી ઘડીએ હિંદી પ્રજાએ પોતાની માભોમ હિંદને સંભારીને માતૃસંસ્થા કોંગ્રેસને યાદ કરી હતી અને તિરંગા ઝંડા ફરકાવીને દબાતે દિલે 'ઇન્કીલાબ...ઝીંદાબાદ, મહાત્મા ગાંધીજી કી જય...' પોકાર કરીને કાંઇક હિંમત મેળવી હતી.

વીરેન્દ્ર હજી દેશ ન જઈ શકવાની નિરાશ મનોદશામાંથી ઊંચો આવ્યો ન હતો. જે જાપાનીઓનો બ્રિટિશ સલ્તનતે અત્યાચારી, જંગલી, રાક્ષસી, નરાધમી એમ અનંત વિશેષણોથી પરિચય આપ્યો હતો એ જ હવે સાચેસાચ સીંગાપુર માથે આવી પહોંચ્યા છે એની હિંદી પ્રજાને ખાતરી થઈ ગઈ હતી. ગમે તે સ્થિતિમાં યે ઓરતની આબરૂની ખેવના કરવાના જાતિગત સંસ્કારને કારણે છેલ્લી ઘડીએ હિંદીઓ કાંઇક ચેત્યા હતા. એમણે 'ડૂબતાને તરણાની સહાય' જેવા મહોલ્લે મહોલ્લે દળબંધી કરીને જાપાની અત્યાચારોમાંથી બચવા માટે પ્રયાસ આદર્યા હતા. આ પ્રયાસમાં સીંગાપુરના નાગરિકો સાથે ઘરમાં ભરાઈ બેઠેલા વીરેન્દ્રનું યે નામ યાદ લેવાયું હતું અને વીરેન્દ્રે પોતાના બંગલાની પાછળ વસતા હિંદી વિસ્તારનું લક્ષ્ય રાખવાનું માથે લીધું હતું.

હમણાં જ એ હિંદી વિસ્તારમાં વીરેન્દ્ર આંટો મારીને પાછો ફરતો હતો ત્યાં ડૉ. જોસેફનું તેડું આવ્યું. હમણાં હમણાં વીરેન્દ્રના મનમાં જાપાનીઓના જ વિચાર ઘેરાયા કરતા હતા. જાપાનીઓના અત્યાચાર ખરેખર આવી પડે તો શું કરવું એ વિચારમાળાનાં વાદળ એના મનને આવરી રહ્યાં હતાં. એ વિચાર-વાદળ વચ્ચે દાદુ અને એનીની પોતાના વિષેની કાળજી એક ચમકારો કરી ગઇ. થોડીક જ ક્ષણનો એ ચમકારો. જેવી મોટર સીંગાપુરના ભરચક શહેરી વિસ્તારમાં ઘરેરાટ ઘૂસી કે વીરેન્દ્રના મનમાં પાછાં મૂળ વિચાર–વાદળ ઘેરાઇ વળ્યાં.

મોટરમાં બેઠાં વીરેન્દ્રે વીજળીબત્તીના પ્રકાશમાં જોયું તો ઝાંખ-રાના ઉઝરડા જેવાં કયાંક જ બોમ્બમારાના ચિહ્ન સિવાય સીંગા-

પુરનાં મકાનો એમ ને એમ સલામત ઊભાં હતાં. મુખ પર ગભરાટ અને ચિંતા તેમ જ પગમાં ડરનો વેગ ઉમેરાઇને જનવ્યવહાર એમ ને એમ ચાલી રહ્યો હતો. થોડેથોડે અંતરે બ્રિટિશ સલ્તનતના એના એ શીખ પોલીસો પહેરો ભરી રહ્યા હતા. અલબત્ત, તેઓ હથિયાર-હીન થઈ ગયા હતા અને એકેએક ઊંચા શીખ પહેરગીરની પડખે હથિયાર ધારણ કરેલો બાંઠકો જાપાની પોલીસ ટેડાઇભિર્યા મુખથી પોતાની નીચાઇ દબાવવા પ્રયાસ કરી રહ્યો હતો.

મોટર ડો. જોસેફના ઘર પાસે અટકી અને વીરેન્દ્રે દવાખાનાનાં પગથિયાં ચડવાં શરૂ કર્યાં એ સાથે દવાખાનાના વિશાળ ખંડમાંથી હાસ્ય–ખખડાટના ધ્વનિ એને કાને પડયા. ડોકટરના દવાખાનાની કોઇ પણ સમયની એ સ્વાભાવિક સ્થિતિ આવા ગંભીર સંયોગોમાં પણ સાબૂત જોઇને નવાઇ અનુભવતા વીરેન્દ્રે ખંડમાં પ્રવેશ કર્યો. એને દૂરથી જ જોઇને ડોકટરે આવકાર દીધો: 'હલો મિ. વીરેન્દ્ર! આવી પહોંચ્યા કે? ચાલો, Young Blood : જુવાન લોહીનું પ્રતિનિધિત્વ પણ આવી ગયું.'

'અને ગુજરાતી વેપારીનું પ્રતિનિધિત્વ પણ–' પોતાની ગડગડાટ ઉચ્ચારયુક્ત અંગ્રેજી શૈલીમાં તામીલ વેપારી રાજગોપાલને આવકારમાં ઉમેરો કર્યો.

'અરે ભાઇ! આફત સમયે સિંહ–સાબર પણ ભેદ ભૂલી જાય છે અને અહીં હજી યે ગુજરાતી અને જુવાનના ભેદ ચાલે છે કે?' કહેતાં વીરેન્દ્રે ખુરશી પર બેઠક લીધી અને સૌ ભેગા થયેલ સામે એક સર્વગ્રાહી નજર ફેરવી લીધી.

ડોકટર જોસેફ અને તામીલ વેપારી રાજગોપાલન સિવાય શીખ 'ટીંબર મરચન્ટ' ખડગસિંહ, બંગાળી પત્રકાર શરદ ગાંગુલી, ઉત્તર હિંદુસ્થાની મહાત્મા કૈલાસનાથ, કરિયાણાના ગુજરાતી વેપારી મોતીચંદ જેવા સીંગાપુરના આગળ પડતા ૧૦–૧૨ આગેવાનો સામે વીરેન્દ્રે નજર ફેંકી ત્યાં તો શરદ ગાંગુલીએ એમની સડસડાટ અંગ્રેજી

જમાનમાં વીરેન્દ્રને જવાબ દીધો: 'આપણી આફત તો જાપાની-ઓએ ટાળી દીધી એટલે એ પ્રશ્ન જ કયાં રહે છે. મિ. વીરેન્દ્ર?'

'આફત પણ ખરી રીતે ટાળી હો?' મોતીચંદ શેઠ બોલ્યા.' 'હેં ડોકટર! કેરેન્ટાનનાં જંગલોમાં જાપાનીઓએ એરોપ્લેન હેઠે દોરડે બાંધી બાંધીને લાકડાની ટેંકો ઉતારેલી એ વાત સાચી?'

'એરોપ્લેનમાંથી લાકડાની ટેંકો ઊતરી હોય કે ન હોય, લોખં-ડની ટેંકો તો ઠેઠ જિત્રા–અલોર સ્ટારથી દેખાઈ હતી અને ધધાખ, ધધાખ અવાજે અંગ્રેજો તેમ જ ઓસ્ટ્રેલિયનોને ઊભી પુછડીએ ભાગવાની હરીફાઈએ તગડતી સીંગાપુરના સાગર–કાંઠા સુધી આવી હતી એ વાત તદ્દન સાચી. એ લોખંડની નીચે લાકડાં હતાં કે પોલાણ એ હજી તપાસવા નથી મળ્યું. કહો તો એ તપાસવાની સગવડ કોઈ ઘવા-યેલો જાપાની અફસર સારવાર કરાવવા આવે તો એની લાગવગથી મેળવવા પ્રયત્ન કરું.' હસતાં હસતાં ડોકટરે કહ્યું.

'જો એવી કાંઇક સગવડ થાય તો ડોકટર! એ પણ તપાસ કરાવજો ને કે જાપાનીઓ બખ્તરિયા ગાડીમાં એક જાપાની સિપા-હીની પડખે ૧૦ રબ્બરનાં આબેહૂબ સિપાહી–પૂતળાં ઊભાં રાખી, એમના હાથમાં પતરાંની બંદૂકો પકડાવી, માત્ર નજરના ડરે જ અંગ્રેજોને આંખો મીંચીને, પાછું જોયા વગર તગડતા આવતા હતા એ વાત પણ સાચી કે નહિ?' પોતાની દાઢી પર હાથ ફેરવતાં ખડગસિંહે સીંગાપુરની વસ્તીમાં પ્રચલિત બીજી પ્રમુખ અફવાની રજૂઆત કરી.

'રબ્બરના પોલીસ મૂકવામાં તો ખર્ચ થાય. એવુ નકામું ખરચ વહોરે એવા જાપાનીઓ નહિ તો. કેલેન્ટાનથી માંડીને જોહોરના રાજ્ય સુધી વિસ્તરી રહેલ જંગલોમાં વાંદરાં કયાં ઓછાં હતાં? એમને યે કેળવી કેળવીને જાપાનીઓએ ખપમાં લીધેલાં અને ભૂરિયાં વાંદરાંને ભગાડી મૂકેલાં એ વાતનો વિચાર કરશો તો કદાચ જાપાની શક્તિનો તમને વધારે પરિચય થશે.' શરદ ગાંગુલી સમા ચોક્કસ પત્રકારે પણ અત્યારે કલ્પનાને રમણે ચડીને મોજ માણવી મુનાસબ માની.

'જંગલી વાંદરાની વાત મૂકીને આ ઓસ્ટ્રેલિયન અને બ્રિટિશ વાંદરાંઓએ પાછા ભાગવાની હરીફાઈમાં હાજતના આધુનિક નિયમો છોડી અસલિયાત ટેવોને કેવી અપનાવી લીધી હતી એ વાત કરો તો કાંઈક ગાડી પાટે ચાલે છે એમ કહેવાય.' ડૉકટર બોલ્યા. 'અક્કલના ઓથમીરોએ પાછું વાળીને નજર જ નહોતી કરી કે મલાયાને માર્ગેથી કોઇ આવી શકે એટલે દરિયાને માથે તોપો તાકીને બેઠા. તોપો તો ધરી રહી, પાણીનાં તળાવ પણ સામે પાર જોહોરમાં ભરીને બેઠા હતા, જેથી જાપાનીઓ આવીને ત્યાંનાં તળાવમાં ધૂબકા મારે અને સમગ્ર સીંગાપુર પાણી વગર તરસે મરે. સીંગાપુરને તરસે મારીને તાબે કરી શકાતું હોય તો જાપાનીઓને લાકડાની ટેકો કે પતરાની બંદૂકોની યે કાંઈ જરૂર ખરી?'

રાતનો રંગ જામતાં વાતોનો રંગ ચગતો જતો હતો, પણ આવતાંવેંત આ વાતો સાંભળીને એકદમ ચૂપ થઈ ને બેઠા રહેલ વીરેન્દ્રથી ન રહેવાયું. એણે એકદમ સવાલ કર્યો: 'આપણે યે આપણા જૂના સત્તાધીશોના જ વારસોની પેઠે આફતને વખતે વાતોની જ્યાફત જ કરવાનો વિચાર રાખ્યો છે કે શું?'

'આફત? આપણી આફત તો જાપાનીઓએ ટાળી દીધી, એટલે એ પ્રશ્ન જ ક્યાં રહે છે?' વીરન્દ્ર આવ્યો ત્યારે ઉચ્ચારેલા એકેએક શબ્દ ફરીથી શરદ ગાંગુલીએ જવાબમાં ઉચ્ચાર્યા.

'ત્યારે આપણે બધા અહીં કેમ ભેગા થયા છીએ?' વીરેન્દ્રે સીધો સવાલ કર્યો.

'એ આફતને હિંદમાંથી પણ કાઢી મૂકવાની આનંદજનક યોજના વિચારવા માટે. આ તો એ આનંદની પૂર્વભૂમિકા છે, મિ. વીરેન્દ્ર!' ડૉ. જોસેફે વચ્ચેથી જવાબ દીધો.

'અને એ આનંદજનક યોજનામાં જાપાની સલ્તનતની સહૃદયી સહાયની વિચારણા કરવા માટે.' શરદ ગાંગુલીએ યોજનાને વિશેષ સ્પષ્ટ કરી.

હજી ગઈ કાલ સુધી જંગલી જાપાનીઓના અત્યાચારમાંથી બચવાની હિંદીઓ વિચારણા કરતા હતા એને બદલે અહીં આ બધા વગર પીધે ચગી ગયા છે કે શું? એવા પ્રશ્ન–ભરપુર મુખે વીરેન્દ્રે સૌની સામે નજર કરી કે ડોકટર જોસેફે કહ્યું:

'હાં ! હાં ! મિ. વીરેન્દ્ર ! એટલી બધી પ્રશ્ન–ભરપૂર નજર ન કરી નાખશો. કોઈક તમને ગાંડા ગણી લેશે તો વળી મારે તમારી દવા કરવી પડશે. એવાં કામમાં રોકાઈ રહેવાનો હવે કદાચ મને સમય નહિ રહે એટલે હું જ સ્પષ્ટતા કરી બતાવું. કેમકે હવે સીંગાપુરમાં વસતી હિંદી પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતાં મોટાં ભાગનાં માથાં અહીં ભેગાં થઈ ગયાં છે.

'વાત તદ્દન ટૂંકી ને તદ્દન સાદી છે. જાપાનીઓએ સીંગાપુરમાંથી બ્રિટિશ સલ્તનતને હાંકી કાઢી છે અને આવતી કાલે દુનિયાના કયા પટ પરથી એમને હાંકી કાઢશે એ કહેવાય એવું રહ્યું નથી. એ બ્રિટિશ સલ્તનતને બબ્બે સદીથી સાચવીને આપણી સહોદર હિંદી પ્રજા બેઠી છે. આપણે જો ત્યાંથી બ્રિટિશ સલ્તનતને કાઢી મૂકવા માટે સંગઠિત થવા માગતા હોઇએ તો જાપાની સલ્તનત આપણને એ કામમાં પુરેપૂરી સહાય આપવા તૈયાર છે. કામ આપણું, સહાય એમની. આ વાતનો વિચાર કરવાનું એમણે સામે ચાલીને કહેણ મોકલ્યું છે અને આપણે એનો વિચાર કરવાનો છે.'

'કેમ, ચીનની ધરતી પર લાખ લાખ ચૂવા મારીને હવે જાપાની બિલ્લીબાઇ હિંદ બાજુ હજ કરવા ચાલ્યાં છે કે શું?' વીરેન્દ્રે ડોકટર જોસેફે વાત પૂરી કરી કે તરત જ સામો સવાલ ફેંક્યો.

એનો જવાબ દૂર પૂર્વના દેશોમાં છેલ્લાં સાત–આઠ વરસથી પત્રકારત્વનો વ્યાવસાય કરતા અને જાપાનીઓના સંપર્કમાં ઠીક ઠીક આવેલા શરદ ગાંગુલીએ આપતાં કહ્યું: 'મિ. વીરેન્દ્ર ! રાજકારણની દૃષ્ટિએ સમગ્ર પરિસ્થિતિનું તોલન કરતાં આપણે શીખવાની જરૂર છે. બીજા દેશોમાં જાપાને ગમે તે કર્યું હોય, પણ એની સાથે આપણે

નિસબત નથી. ચર્ચીલ જેવા રશિયાના હાડોહાડ વિરોધીએ ય રશિયા સામેનો વિરોધ ચિરૂટ આડો ઢાંકી દઇને રશિયાનો સાથ સ્વીકારી લીધો છે. એ રાજકારણી કુનેહને કારણે અત્યારે જર્મની અને રશિયાનાં ભૂત સામસામાં ચોટલી પકડી બાઝી રહ્યાં છે અને બ્રિટન એક બાજુ સુરક્ષિત બેસી ગયું છે. આ તો બધા સમગ્ર વિશ્વના રાજકારણી પ્રવાહો. એ પ્રવાહોનાં પાણી જોઇને પડીએ તો તરી જઇએ અને આંખો બંધ કરીને આપણું જ નાડું પકડી રાખીએ તો ક્યાંક તણાઈ જઇએ !'

'વિશ્વના પ્રવાહો નીરખવાનો મને કશો વાંધો નથી.' જવાબ દેતાં વીરેન્દ્રે જણાવ્યું. 'હું તો એ પ્રવાહોનાં પાણી ઊંડાણથી નીરખવા કહું છું. મારી તુલના એ છે કે જે પ્રજા વરસોથી ચીનની પ્રજા પર નરાધમ અત્યાચાર કરતી ચાલી આવતી હોય એ એક રાતમાં આપણી સાથે સાધુ-સંબંધ કેમ રાખી શકશે ?'

'અત્યારે તો એણે સાધુ-સંબંધ રાખવાની કબૂલાત આપી છે અને કબૂલાત તરીકે હિંદી પ્રજાનું આખી મલાયાની ધરતી પર નામ ન લીધાની સાહેદી છે. છતાં યે આપણું નામ લેવા આવશે તો આપણા હાથ ક્યાં ભાંગી ગયા છે ?' કિરપાણ પર હાથ ફેરવતાં પોતાના જાતિગત જુસ્સાથી ખડગસિંહે કહ્યું.

'લાંબી વાત કરવી નકામી છે, મિ. વીરેન્દ્ર.' પાસેની જ ખુરસી પર બેઠેલ ડોકટર જોસેફે પોતાનો હાથ વીરેન્દ્રને ખભે મૂકતાં કહ્યું, 'હું તો મારી જાત-માહિતી પરથી તમને કહું. જાપાનીઓએ મલાયામાં પગ માંડયો એ પહેલાં મારા કાનમાં તો પ્રમાણભૂત સમાચાર પડી ગયા હતા કે ભાઇ, હિંદીઓનું અમારે નામ લેવું નથી. હિંદ અમારો 'કો-પ્રોસ્પેરીટી એરીઆ' છે. એ પ્રદેશ અમારે કબજે કરવો નથી, પણ એ બ્રિટનના હાથમાંથી છૂટીને સમૃદ્ધ થાય તો જ અમારી સમૃદ્ધિ ટકી રહે એવી અમારી માન્યતા છે. આ માન્યતા જાપાનના આખા યુદ્ધ-પ્રધાનમંડળની છે એ પાકે પાયે

વાત. પણ આ માન્યતા તમને આગળથી કહું તો તમારો અભ્યાસ અને વાચન એ માનવાની ના પાડે. પણ હવે એ માન્યતા જાપાનીઓ વર્તનથી પુરવાર કરે તો આપણે શું કામ ન માનવી?'

'અને જાપાનીઓ હિંદને સીમાડે પહોંચે ત્યારની વાત ત્યારે. અત્યારે તો અહીં અને આખા પૂર્વ એશિયામાં વસતી હિંદી પ્રજાનાં જાનમાલ અને આબરૂની સાચવણી આપણી સામે છે. આપણે જો જાપાનીઓ સાથે ભાઈચારાથી વર્તીએ તો આ બધું સલામત રહે તેમ છે. ન વર્તીએ તો પહેલું જ જોખમ આપણા જાન-માલ અને આબરૂનું છે. ઘડીના છઠ્ઠા ભાગમાં આપણે ય ચીની અને મલાયલી પ્રજાની સાથમાં મુકાઈ જશું.' શરદ ગાંગુલીએ રાજકારણી પ્રવાહોની વાત છોડી દીધી ને સીધી ને સટ વાત લીધી.

'હં, મારા ભાઈ! એ વાત મુદ્દાની! લાંબી વાતનાં ગાડાં ભરાય. મુદ્દાની વાત જ પકડો તો સટ બધું સમજાઈ જાય.' મોતીચંદ શેઠે પોતાના લાંબા કોટ માથે હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું.

'બસ, જોવું માત્ર એટલું જ જોઈએ કે આ બધી વાતની આપણને રીતસરની જાપાની સરકાર તરફથી જ એમના અધિકારીઓની મૌખિક તેમજ લેખિત બાંહેધરી મળવી જોઈએ. કરાર વગર બધું નકામું.' અત્યાર સુધી બોલું બોલું થઈ રહેલ તામીલ વેપારી રાજગોપાલને ગડગડાટ અવાજે જણાવ્યું.

'એમ કાંઈ ચોકખાં ચિહ્નો બતાવો તો ચોક્કસ નિદાન કરી શકાય. બે-ત્રણ દિવસ પછી જાપાનના સીંગાપુર ખાતેના વડા અધિકારી મેજર ફુજીવારા આપણને મળવા માગે છે. ત્યારે આપણે આપણી માગણીઓ રજૂ કરવી; માગણીઓનો જેવો જવાબ મળે એ પ્રમાણે વિચારી કાઢવું. બોલો, કેમ લાગે છે, મિ. વીરેન્દ્ર?' ડૉ. જોસેફે કહ્યું.

'એ બધી માગણીઓ અને જવાબ બધું સમજવા જેવું. રાજ-

કારણમાં કરારોને સુંદર રીતે ઘોળી પીનારને જ રાજકારણી પુરુષ કહેવામાં આવે છે.' વીરેન્દ્રને વાત હજી ગળે ઊતરી ન હતી અને પોતાની માન્યતામાંથી ખસવા જેવું લાગતું ન હતું.

'પણ કરાર કરતાં એમનું કાર્ય જ તમને જોવા મળે તો?' ડૉકટરે વીરેન્દ્રને પૂછ્યું.

'કાર્ય અત્યારે જાપાનીઓ કઈ રીતે કરી બતાવે તેમ છે?' વીરેન્દ્રે સવાલ કર્યો.

'જુઓ, હું છું ડૉકટર. ડૉકટર પાસે તો અનેક દર્દીઓ આવે ને પેટનાં દર્દની ઊંડામાં ઊંડી વાત કહી જાય. કોણે કહી એ ન કહું, પણ ખરી વાતો તમારે સાંભળવી હોય તો જાપાનીઓના વર્તનના થોડા પુરાવા આપી શકું તેમ છું. બોલો, આપું પુરાવા?' ડૉ. જોસેફે કહ્યું.

'હા, હા, પુરાવા જ અહીં સૌને પ્રતીતિકર થઇ પડશે. આપણી જાણમાં છે એમાંથી થોડાક પુરાવા જ આપો ને, ડૉકટર!' શરદગાંગુલીએ ડૉકટરને કહ્યું.

જાણે પુરાવા આપવાની તૈયારી કરતા હોય તેમ પોતાની ખુરસી પર સરખી રીતે ગોઠવાતાં ડૉકટરે કહ્યું: 'જુઓ! પુરાવા લાંબા આપવાની જરૂર નથી. મારી પાસે બે જ પુરાવા છે. એ બન્ને પુરાવા જ એટલા સંગીન છે કે વિશેષ બોલવાની જરૂર નહિ રહે. એક–જાપાનીઓએ અત્યાર સુધી આપણા જાન–માલ કે આબરૂ પર હાથ નાખ્યો નથી એ પ્રથમ પુરાવો. આપણી વસ્તી કાંઇ એટલી બધી મોટી નથી અને આપણે એમનું કાંઇક ઉકાળી આપીએ એવી સદ્ધર સ્થિતિમાં નથી તો યે એમણે આપણું નામ નથી લીધું, એ તો તમારી સૌની જાત–માહિતીની વાત છે. બીજો પુરાવો આખા હિંદી લશ્કરનો. મલાયામાંથી હારતાં હારતાં જે સમગ્ર ૫૦ હજાર જેટલું હિંદી લશ્કર શરણે થયું છે એમને સૌને જાપાનીઓ યુદ્ધકેદીઓ બનાવવા

નથી માગતા. એમને એમનાં હથિયારો એમના હાથમાં જ રહેવા દેવા માગે છે અને એ હથિયારો લઈને નવી ફોજ રચી હિંદ પર આક્રમણ કરવું હોય તો તેમ કરવાની છૂટ આપવા માગે છે. આ આક્રમણ માત્ર હિંદની જ આઝાદી માટે કરવા દેવાની જાપાનની નેમ છે. એનો કોઈને નજરોનજર પુરાવો જોવો હોય તો ચાલો મારી સાથે ફરાર પાર્કમાં.'

'ત્યાં શા માટે ?' ખડગસિંહે પૂછયું.

'ત્યાં એટલા માટે કે જાપાનીઓ કાલે સમગ્ર હિંદી લશ્કરને ત્યાં ભેગાં કરવાના છે અને આ વાત તેમની પાસે રજૂ કરવાના છે. હિંદ તો હજી જાપાનીઓનો શત્રુપ્રદેશ છે છતાં એ શત્રુપ્રદેશના સિપાહીઓના હાથમાં હથિયાર રાખવા દેવાની ને ફોજ રચવાની જો જાપાનીઓ છૂટ આપવા તૈયારી બતાવે તો તમે કાંઈ માનવા તૈયાર છો કે તમારા અભ્યાસ અને વાચનના ખ્યાલ પર ઊંધું જ ભણ્યે રાખવા માગો છો, મિ. વીરેન્દ્ર ?' ડૉ. જોસેફે વીરેન્દ્રને પૂછીને જાણે સૌનો જવાબ માગતાં બધાની સામે નજર કરી.

'આ રીતે જાપાનીઓ લશ્કરને છૂટ આપવા તૈયાર હોય તો અહીંની હિંદી પ્રજા એકલી પડી ન જાય. આ વાત વિચારવા જેવી ખરી.' વીરેન્દ્રે નવા મુદ્દાનું મહત્ત્વ સ્વીકારતાં કહ્યું.

'તો હું ગમે તેમ કરીને આવતી કાલે ફરાર પાર્કમાં ઘૂસવાની સગવડ કરું. બોલો, કોણ કોણ આવવા તૈયાર છો ? નજરે જ બધું જોઈ લો અને ખુદ હિંદી સિપાહીઓને જ મળીને પોતાની મેળે જ સૌ સમજી લો.' ડૉક્ટરે કહ્યું.

'બરાબર છે. ડૉક્ટરને આવી સગવડ કરવામાં કયે દિવસે વાંધો આવ્યો છે ?' મોતીચંદ શેઠે કહ્યું. એમને તો પેલા ચાલીસ ચોરની જેમ ટકોરો મારીને એટલું જ કહેવાનું કે ઊઘડ, બારણાં ! અને બારણાં ફટાક ઊઘડી જાય.'

લશ્કરની વાત આવતાં સૌ મુદ્દાની ચર્ચાએ ચડયા. આવતી કાલે ફરાર પાર્કમાં જવું ને લશ્કરની વાત નજરોનજર નિહાળવી. એ પછી ચોક્કસ પરિસ્થિતિનો આંક માંડીને મેજર ફુજીવારા બોલાવે ત્યારે સીંગાપુરની હિંદી પ્રજા વતી ચોક્કસ મુદ્દા રજૂ કરવા. મુદ્દાઓનો જેવો જવાબ મળે એ પ્રમાણે પગલાં ભરવાં. આમ ઝપાટાબંધ વાતો વિચારાતી ગઈ.

મુખ્ય વાતોની વિચારણા પૂરી થતાં સૌ ઊભા થયા ત્યારે મહાત્મા કૈલાસનાથ હળવેકથી ડૉક્ટર પાસે સરકી આવ્યા. ડૉક્ટરને કહેઃ 'ડૉક્ટર! હું તમારી સાથે નહિ આવી શકું. મને ગણતરી-માંથી બકાત રાખજો.'

'તમે ન આવો એ કેમ ચાલે, મહાત્માજી! અમારા કોઇના કરતાં સિપાહીઓને તમે વધારે સમજી શકો.' એમ કૈલાસનાથને કહેતાં ડૉક્ટરે બીજાની સાથે વાત કરતા વીરેન્દ્રને પોતાના તરફ ફેરવ્યો અને કહ્યુઃ 'લો, મહાત્માજી કહે છે કે તેઓ કાલે આપણી સાથે નહિ આવે.'

'હા, હા, વીરેન્દ્ર! તું જ ડૉક્ટરને સમજાવ કે મારાથી નહિ અવાય. મારે વળી કોઈ માંદું હોય, સાજું હોય, હમણાં વળી થોડાંક બોંબમારામાં ઘવાયેલાંની નજર રાખવાનું વધ્યું છે. વળી તું જવાનો છે ત્યારે હું એમાં આવી જ જાઉં ને?' મહાત્મા કૈલાસનાથે કહ્યું.

'બરાબર છે, ડૉક્ટર! મહાત્માજીને મૂંઝવવા રહેવા દો. એમને પોતાની પળોજણ ક્યાં ઓછી છે તે આપણે વળી હેરાન કરવા?' વીરેન્દ્રે કહ્યું.

'આ બધાં કામકાજમાંથી વખત મળે ત્યાર એકાદ આંટો મારી તરફ આવી જજે, વીરેન્દ્ર!' કહીને કૈલાસનાથ ચાલતા થયા.

એ પછી જ્યારે ડૉક્ટર એમની જાતમાહિતીની અને શરદ ગાંગુલી એમની રાજકીય પરિસ્થિતિની, રાજગોપાલન સીંગાપુરના વેપારની

અને ખડગસિંહ જાપાની લશ્કરની વાત કરતા કરતા વીખરાયા ત્યારે ઘડિયાળે અગિયારને આંકડે કાંટા પહોંચાડી દીધા હતા.

—અને વીરેન્દ્રને લઇને ડૉકટરની મોટર એને પોતાને બંગલે આવી ત્યારે દાદુ રસ્તાના વળાંક સુધી સામા આવ્યા હતા.

વીરેન્દ્ર મોટરમાંથી ઉતર્યો ત્યારે જાણે આખું યે શરીર બરાબર સલામત છે કે નહિ એવી સમગ્ર શરીર પર નજર ફેરવતા દાદુ બોલ્યા:

'આ ગયે ભાઇ!'

'હા, દાદુ! જરાયે ડર જેવું નથી, હો? ઊલટું, હવે પછી યે હિંદી પ્રજાને ડરવા જેવું ન રહે એવાં ચિહ્નો દેખાય છે.' એમ કહેતા વીરેન્દ્રે બંગલામાં પગલાં માંડયાં તો દીવાનખાનાની પાસેના ઓરડાને બારણે અઢેલીને ઊભેલી એની વીરેન્દ્રની નજરે પડી.

'જરાયે ડરવા જેવું ન હતું. તમે નકામા ડર્યા કરતા હતા, દાદુ!' એમ ફરીથી બોલતી વખતે પોતાના અવાજને ઊંચો કરીને વીરેન્દ્રે એની સામે એક નજર કરી. એની હજી રાહ જોતી ઊભી છે, એને ય કાંઇક કહેવું જોઇએ—એમ વિચાર મનમાં ફરકે એ પહેલાં પગલાં દાદરનાં પગથિયાં પર પડી ચૂકયાં અને વીરેન્દ્ર 'કાંઇ કહેવું કે ન કહેવું—' એ વિચાર—મૂંઝવણને પગની સડસડાટ ગતિ નીચે દબાવતો ઉપરને મજલે ચાલ્યો ગયો.

## ૫

# સગાં દીઠાં મેં શાહઆલમનાં...

'જોઇ લે, ભાઇ વીરેન્દ્ર! નજરોનજર જોઈ લે! સગાં દીઠાં મેં શાહઆલમનાં, ભીખ માગતાં શેરીએ-' એ ગીતને ભજવાતું સીંગાપુરના આ સરિયામ ચોક વચ્ચે જોઇ લે.' મોટરના ખુણામાં સુરક્ષિત રીતે ગોઠવાઇને બારીમાંથી બહાર નજર ફેંકતાં મોતીચંદ શેઠ ડોકટર જોસેફ સાથે વાતોમાં પરોવાયેલા વીરેન્દ્રનો ખભો હચમચાવીને કહી રહ્યા હતા.

'હાં, હાં, બરાબર છે, બરાબર છે, ડોકટર!' એમ કહેતાં વીરેન્દ્ર મોટર બહાર નજર ફેંકે એ પહેલાં કરિયાણાના વેપારમાં પોતાનો કંઠ પુરેપૂરો કાલવી નાખેલા સૂરથી મોતીચંદ શેઠ ગાવા લાગ્યા :

**સગાં દીઠાં મેં શાહઆલમનાં......**
**ભીખ માગતાં શેરીએ......**

એકદમ પોતાનો કરુણ સૂર કંઠના કરંડિયામાં પૂરીને મોતીચંદ શેઠ વીરેન્દ્રને ફરીથી કહેવા લાગ્યા : 'જોઇ લે ભાઈ! સામેના ચોક વચ્ચે અમે તો આ ગીત ત્રણ દશકા પહેલાં ધૂડી નિશાળમાં ભણેલા. તું ભણતો હોઇશ ત્યારે તો કોણ જાણે કેવાં યે ગીત ચાલતાં હશે. અત્યારે એ ગીતને આપણી સલ્તનતનાં સગાંવહાલાં ઉપર લાગુ પડતું નજરોનજર જોઈ લે, ભાઈ!'

મોતીચંદ શેઠના ગાન–સૂરથી રસ–તરબોળ બનીને પોતાની વાતોનો રસ છોડીને વીરેન્દ્રની સાથે ડોકટર જોસેફે અને આગલી સીટ પર વાતો કરતા શરદ ગાંગુલી તથા રાજગોપાલને પણ બહાર નજર કરી તો સીંગાપુરના સરાજાહેર કેથે–એવન્યુના સરિયામ ચોક વચ્ચે અસંખ્ય

ગોરી વસ્તી એકઠી થઇને ઉભી હતી. ગઇ કાલ સુધી પોતાની આંખોની કતરાયેલી નિગાહ અને ગોળી-છૂટ હુકમોના બારથી સમગ્ર સીંગાપુરની વસ્તીને ઊઠ-બેસ કરાવતી આ ગોરીવસ્તીને એવન્યુ વચ્ચે મેદાંની મિસાલે એકઠી થયેલી નીરખીને મોટરમાં બેઠેલા સૌને કૌતુક જાગ્યું અને સચ્ચાસિંગને મોટર તદ્દન ધીમી કરવી પડી. ગોરી વસ્તીને આ રીતે એકઠી થયેલી જોઇને આસપાસની ગલીઓમાંથી મલાયલી, ચીની અને હિંદી લોકો ટોળે વળી ડોકાં તાણી રહ્યાં હતાં અને અંદરોઅંદર હસતાં ખિખિયાટા ગજવી રહ્યાં હતાં.

'ફોલ ઇન લાઇન...'એવો એક બાજુથી કોઈ બાંઠકા જાપાનીનો હુકમ-સૂર સંભળાયો અને ગોરી વસ્તી ચપોચપ હારબંધ ગોઠવાવા લાગી. હારબંધ ગોઠવાતાં હારની બન્ને બાજુ કિંમતી બેગ અને બિસ્તર, રેડિયો અને ગ્રામોફોન, કરંડીયા અને કપડાંની સૂટ-કેસોનો ઢગલો જુદો તરી વળ્યો.

'Oh ! what about my bag ?' 'અરે મારી બેગનું શું ?'

'Oh : How am I to take my Radiogram ? : મારે મારું રેડિયો-ગ્રામ કેવી રીતે લેવું ?'

'Oh : Please : arrange for my suit-cases : કૃપા કરી મારી સૂટકેસની કાંઇક વ્યવસ્થા કરી આપો.'

આવા એક સાથે હારમાંથી રીડિયા ઊઠયા અને કોઇ ગોરી લલનાએ, તો કોઈ ગોરા પુરુષે પોતાની પ્યારી ચીજો સામે લોલુપતાભરી આંખે આંગળીઓ ચીંધી.

'Shut up ! : ચૂપ થાઓ ! એવો હુકમ ફેંકતો પોતાનાં જાડાં ચશ્માં આડેથી યે ડુંગળી જેવા ડોળા ફાડતા જાપાની અફસરે પાસે ઊભેલા ગોરાની પીઠમાં જ્યુ-જ્યુત્સુની દાવનો મુક્કો લગાવ્યો કે ગોરો બેવડ વળી ગયો. એ સીધો થાય એ પહેલાં આસપાસ ઊભેલા અન્ય જાપાની સિપાહીઓએ પણ પોતાના ઉપરીનું વર્તન-અનુકરણ કરતાં

કોઇ ગોરી લલનાને તો કોઇ જવાંમર્દને પોતાના દંડૂકા લગાવતાં નવીન નૃત્યના પોઝમાં ભૂકી દીધા અનો સાથોસાથ જાપાની સ્વસ્તિ–વચન પણ સંભળાવી દીધું.

આવું વિચિત્ર નાટક દેખીને ડોકટરની મોટરે ધીમી ગતિ છોડી સ્થિરતા પકડી ત્યાં જાપાની અફસરનો હુકમ સંભળાયોઃ ‘આટલી બધી ચીજોમાંથી યે તમારી પ્યારી ચીજો જુદી કરી નાખો. આટલું બધું તમને હરામીઓને નહિ લઇ જવા દેવામાં આવે.’

‘હરામી’ શબ્દ જાણે વેણેવેણનો પ્રત્યય હોય તેમ જાપાનીઓ ઉપ-યોગ કર્યે જતા હતા.

ભિખારાનાં ટોળાં સદાવ્રત માથે તૂટી પડે એમ ગોરી વસ્તીનાં લોક પોતાના સામાનના ઢગલા પર ઝૂકી પડયાં અને પોતાની પ્યારી ચીજોનો ખડકલો એક બાજુ તારવવા લાગ્યાં. થોડી વારે જાપાની અફસરે પૂછી જોયું: ‘બધા તૈયાર ?’

‘હા, સાહેબ ! હા, સાહેબ !’ એવા હારના એક છેડાથી બીજા છેડા સુધી આર્જવતાયુક્ત હળવા હોંકારા ઊઠયા.

‘તો તમારો સામાન તમારી મેળે ઉઠાવી લો.’ જાપાની અફ-સરનો હુકમ ગર્જ્યો.

એ હુકમ સાંભળીને પોતાના સામાનના ખડકલા સામે નજર કરતાં અંગ્રેજો થીજી ગયા. માંડ માંડ શ્વાસ ખાતાં કોઇકે બોલવાની હિંમત કરીઃ Can you please arrange for some rik-shawes ? કૃપા કરી થોડીક રિક્ષાઓની વ્યવસ્થા કરી આપશો ?’

‘Can yon please provide for some coolies’ ? કૃપા કરી થોડાક મજૂરોની સગવડ કરી આપી શકશો ?’

‘ઓહ ! તમે તમારો આ બોજ ઉઠાવવા કુલી-રિક્ષા માગો છો ?’ જાપાની અફસરે પાસે ઊભેલ અંગ્રેજની બેગ પર પાટુ મારતાં કહ્યું.. બીજી ક્ષણે એણે સામે ઊભેલાં લોકોને પાસે આવવા હાકલ કરી અને જેવાં લોકો પાસે આવ્યાં કે પાસે પડેલા અંગ્રેજોના સામાન ખડક-

લામાંથી કોઇને બેગ તો કોઇને બિસ્તર, કોઇને કિંમતી વાસણ તો કોઇને કિંમતી આલ્બમ આપતાં આપતાં જાપાની અફસર બોલવા લાગ્યોઃ 'ઉઠાવી જાઓ! ઉઠાવી જાઓ આ ભેટ તરીકે. અમારા તરફથી ભેટ તરીકે! આ હરામીઓથી ભાર નથી ઊપડતો માટે ઉપાડી જાઓ ભેટ તરીકે.'

ટોળે વળેલાં સીંગાપુરનાં ગરીબ લોકો કદી ન જોયેલી કિંમતી ચીજો ઉપાડીને હસતાં હસતાં ભાગવા લાગ્યાં કે અંગ્રેજ વસ્તી પોતાનાથી ઊપડી શકે એટલી ચીજો માથે ઉપાડીને તૈયાર થઈ ગઈ. જાપાની અફસરે હુકમ ફેંક્યો 'March : ચાલતા જાઓ.' અને કોઇપણ ગુલામ પ્રજા સમું દૈન્ય દાખવતી અંગ્રેજ વસ્તી, કાંઈક માથે તો કાંઈક ખભે, કાંઇક કેડે તો કાંઇક પીઠે બોજ લાદીને, કદી ભાર ઉપાડેલો નહિ એટલે વિશેષ વિરૂપ દશાનો દેખાવ કરતાં ગોરી પ્રજા માટે જાપાનીઓએ નિર્ધારેલી ચાંગીની છાવણી તરફ ચાલી નીકળી.

મોટરમાં બેઠેલ સૌએ નજર કરી તો એ હારમાં હતા કોઇ જકાત અધિકારી તો કોઇ ટેક્સ-ઓફીસર, કોઈ બંદરી અધિકારી તો કોઈ શહેર સંરક્ષણ અધિકારી. એમનાં તોર અને તુમાખી, અભિમાન અને ઉદ્ધતાઇ સૌને સંભારણાં જગાડે એ પહેલાં સૌના માનસને વાચા આપતાં શરદ ગાંગુલીએ પાછળ નજર ફેંકતાં કહ્યુંઃ 'Oh! They are caught in their own traps : એમના ટાંટિયા એમના ગળામાં જ ભરાઈ પડયા, હો!'

'શું પણ હમણાં હમણાં તો ઉપાડો લીધો'તો!' અસલ તળપદી ઢબે એ વાતને ઝીલતાં મોતીચંદ શેઠ બોલ્યા.

'Pride goes before destruction : વિનાશકાળે વિપરિત બુધ્ધિ!' એમ કહેતાં રાજગોપાલને સચ્ચાસિંગને મોટર હાંકી મૂકવા ઇશારત કરી. પણ મોટર ચાલતી થાય એ પહેલાં, અંગ્રેજોની વસ્તી સામે હજી યે નવાઈભરી નજરે તાકી રહેતા વીરેન્દ્રે મોટર ઊભી

રાખવાનો અવાજ કર્યો અને ડોકટરને કહ્યું : 'અરે ડોકટર ! સામે રહ્યા મહાત્માજી ! કાંઈક ધમાલ !'

મોટર ઊભી રાખીને વીરેન્દ્ર અને ડોકટર નીચે ઊતરીને આગળ ચાલ્યા તો જાપાની અફસર મહાત્મા કૈલાસનાથનો હાથ ઝાલીને એક બાજુ કાઢતા કહી રહ્યા હતા : 'તમે હિંદી છો, નકામી લપમાં શા માટે પડો છો? તમે તમારે ચાલતા થાઓ. એ હરામીઓ એ જ માગે છે, એ જ લાગના છે.'

'પણ ભાઇ ! આ તો બિચારી માંદી ડોશી ! એનો શો વાંક?' કહેતા મહાત્મા કૈલાસનાથ એક મોટો બિસ્તર પોતાના માથેથી ઉતારવાની ના પાડતા હતા.

પાસે આવતાં વીરેન્દ્રે બૂમ મારી : 'અરે મહાત્માજી ! શી ધમાલ છે?'

'કાંઈ નહિ, વીરેન્દ્ર ! બિચારાં આ ડોશીમા આન્ટી હીલ્ડાનો સામાન હું ઉઠાવી રહ્યો છું તો આ જાપાની અફસર ના પાડે છે. અફસર કહે છે કે ગોરી વસતીએ પોતાનો જરૂર જોગો સામાન પોતાની મેળે જ ઉઠાવી લેવાનો છે. બિચારાં આ આન્ટી હીલ્ડા બોંબમારામાં મૃત્યુ પામેલા પોતાના જુવાન પુત્ર રોબર્ટનાં દુઃખે માંદગીમાંથી ઊભાં નથી થયાં ત્યાં પોતાનો સામાન ક્યાંથી ઉપાડી શકે? હું અફસરને કહું છું કે ભાઇ ! મજૂર પૂરા પાડવાનો તમારો નિયમ ન હોય તો વગર મજૂરીએ મને સંબંધ-દાવે આ બાઇનો સામાન ઉપાડવા દો ને?'

ગઈ કાલે પોતાના ઉપરી અધિકારી સાથે લાંબા સમય સુધી વાતો કરતા ડોકટર જોસેફને જોઈને જાપાની અફસરે જરા વિવેક દાખવતાં કહ્યું: 'પણ, આ હરામી જાતને મજૂર પુરા પાડવાનો અમને હુકમ જ નથી. એશિયાવાસીઓને સદીઓથી દબાવી બેઠેલ આ ધોળિયાઓને તો નાગા કરીને ચોડેધાડે નચાવવા જોઇએ અને ફરીથી એશિયા સામે નજર નાખવાની ખો ભુલાવી દેવી જોઈએ. આટલાં વરસ આપણી છાતી પર ચડી બેસીને ઓછા બેફામ નાચ્યા ખૂંદ્યા?

અત્યાર સુધી તમને યે એમણે ક્યાં હિંદમાં ઓછા પીટ્યા છે કે એમના પર દયા દાખવી રહ્યા છો ?'

ડૉકટર કે વીરેન્દ્ર કાંઇ જવાબ આપે એ પહેલાં વચ્ચેથી મહાત્મા કૈલાસનાથ જ બોલ્યા:

'અમને પીટ્યા છે એમના સલ્તનતી સત્તાના તોરે. એમાં બિચારી આ ડોશીનો શો વાંક ? એમના પર બદલામાં એવું વલણુ બતાવીને વળી નવો તોર ક્યાં વહેતો મૂકવો, સાહેબ ?'

'મારા દેશની નીતિ તો કદાચ તમને આવા કોઈ પણ હીણપત-ભર્યા વર્તાવને બદલે પરાજિત તરફ ગૌરવભર્યો વ્યવહાર જાળવવાનું કહેશે. પરંતુ કોઇ પણ સત્તાને આવી વાત ઉતારી પાડવા જેવા ઉપદેશ સમી લાગતી હોય છે. એટલે હું એમાં નહિ ઊતરું. અત્યારે તો માનવતાની પ્રાથમિક લાગણીઓને માન આપો તો યે આપનો આભાર.'

મહાત્મા કૈલાસનાથની તરફેણમાં વીરેન્દ્ર ઊતર્યો અને ડૉકટરને પણ એ દલીલોમાં સહાય આપ્યા વગર છૂટકો ન પડયો. છેવટ સમજાવટ થતાં આન્ટી હીલ્ડા ઉપરાંત કુટુંબથી અલગ રહી ગયેલી એક અગિયાર વરસની છોકરી ફીટી માટે તેમ જ બોંબમારામાં ઘવા-યેલ એક અંગ્રેજ જુવાન માટે જાપાની અફસરે બે મજૂરોની વ્યવસ્થા કરી આપી કે 'આભાર' કહેતાં સૌ છૂટા પડયા.

'આવાં કામની જંજાળમાં જ અમારી સાથે ફરાર પાર્કમાં આવવાની કાલે ના પાડેલી કે ?' કહેતા વીરેન્દ્રે મહાત્મા કૈલાસનાથની રજા લીધી. મહાત્મા કૈલાસનાથ કેથે એવન્યુ-પાસેની ગલીમાં અલોપ થયા ત્યાં મોટર બહાર ઊભેલ શરદ ગાંગુલીએ કહ્યું: 'ક્યાંક આવી અણજોઈતી પીડામાં ઊતરીને મહાત્મા આપણી હિંદી વસ્તી પર આફત ન વહોરી લે ! અત્યારે વળી દયામાયા ક્યાં બતાવવી ? અને તે ય આ હરામી જાત પર !' જાપાનીઓ જેટલી જ સલુકાઇથી 'હરામી' શબ્દ શરદ ગાંગુલીએ પણ વાપરી નાખ્યો.

'હા ! હા ! એ જાતે આપણુને ય કયાં ઓછા ઊભા મુતરાવ્યા છે ! 'જેવી કરે છે કરણી, તેવી તુરત ફળે છે !' એમ કવિ અમસ્થો ગાઇ ગયો હશે !'

મોતીચંદ શેઠે સુરક્ષિતપણે મોટરનાં ખૂણામાં બેઠે બેઠે કવિતા ટાંકતાં કહ્યું. 'કાકા ! આપણા પર એક જાતે તો વિતાવી છે, વળી બીજી જાતના હાથે ય એ દશા ન થાય એ જોયા વગર ચાલશે ? આજે અંગ્રેજોનો વારો તો કદાચ કાલે આપણો વારો.' કહેતાં વીરેન્દ્રે મોતીચંદ શેઠ પાસે બેઠક લીધી.

'હા, ભાઇ ! તારી યે વાત સાચી !' કહેતાં મોતીચંદ શેઠે વીરેન્દ્રની પીઠ પાછળ હળવેથી હાથ ફેરવ્યો અને મોટર ફરાર પાર્ક તરફ ચાલી નીકળી.

સીંગાપુરના રાજરસ્તા બાદ ચીની વિસ્તાર અને ત્યાર બાદ બધાથી મૂંઝાઇને આઘા વસેલા મલાયલી લોકોના વિસ્તાર પસાર કરતી મોટર શહેરને ઉત્તર છેડે આવેલ ફરાર પાર્ક પાસે આવી પહોંચી.

પાસેના મકાન પાસે મોટર ઊભી રખાવીને ડોકટર જોસેફ, શરદ ગાંગુલી, વીરેન્દ્ર, રાજગોપાલન, ખડગસિંહ અને મોતીચંદ શેઠ ફરાર પાર્ક તરફ ચાલતા થયા. પાર્કની આસપાસ એકઠી થયેલ સીંગાપુરની પ્રજા આ હિંદીઓને પાર્ક તરફ જતા જોઇને નવાઇ અનુભવી રહી. ફરાર પાર્કમાં કોઇને જવાની છૂટ ન હતી. માત્ર હિંદી લશ્કરોને જ એમાં જવા દેવામાં આવતાં હતાં. બીજા બધા સામે દાખલ થવાની બંધી હતી. ત્યાં આટલા હિંદી લોકોને પાર્કમાં જતા જોઇને નવાઇ થાય એવી જ વાત હતી.

પાર્ક તરફ બિરાદરી અને સેલેટાર, રીવર વેલી અને બુલર કેમ્પ— એમ વિવિધ છાવણીઓ તરફથી હિંદી લશ્કરો કૂચ કરતાં છૂટાં છૂટાં નાના મોટા જથ્થામાં આવી રહ્યાં હતાં. એમની વચ્ચે આ પાંચ હિંદી નાગરિકોને દોરતા ડોકટર ફરાર પાર્કના અનેક પ્રવેશદ્વારમાંથી એક દ્વાર પાસે જઈ ઊભા રહ્યા કે સામે ઊભેલા કોઇ જાપાની

અફસરે જ તેમને સામેથી આવકાર્યા. 'હલ્લો! ડૉક્ટર! આવી પહોંચ્યા કે?' કહેતા એમણે સૌની સાથે હસ્તધૂનન કર્યું. ડૉક્ટર સાથે ઊભા રહીને થોડી વાર વાતો કરી. એમની સાથે એક શીખ સિપાહી સોંપી, થોડીક સૂચના આપી વિદાય દીધી અને જાપાની અફસર પાછો પોતાને કામે લાગ્યો. ડૉક્ટર અને તેમની મંડળી પાર્કની અંદર આગળ ચાલી.

કોઈક દિવસે અહીં બગીચો હશે એની માત્ર યાદ આપવાં પૂરતાં ક્યાંક ક્યાંક ઊભેલા છોડઝાડ સિવાય આ સ્થાનને પાર્ક (બગીચો) કહેવા માટે કશો અવશેષ બાકી ન હતો. આસપાસ ઊભેલાં મકાનોની વચ્ચે વિશાળ વિસ્તારમાં પથરાયેલ બંધિયાર મેદાન સમા આ ફરાર પાર્કમાં આખી સિપાહીમેળો એકઠો થયો હતો. કોઈક બાજુ હિંદી સિપાઈઓ હજી યે શિસ્ત જાળવતા મિલિટરી ઢબે કૂચ કરતા આવી રહ્યા હતા, તો કોઈક બાજુ હવે લડાઈનો ભાર ઉતારી નાખ્યો હોય તેમ સિપાહીઓ ફાવે તેમ છૂટાછવાયા ચાલ્યા આવતા હતા. કોઈ ઝાડની છાયામાં સિપાહીઓ આડે પડખે પડયા મલાયાની દોડાદોડ પીછેહઠનો થાક ઉતારી રહ્યા હતા, તો કોઈક ઠેકાણે સિપાહીઓ પોતાના બિસ્તર પર બેઠા બેઠા વાતોના ચાપડા મારતા હતા. ૨૫-૩૦ હજાર જેટલી સંખ્યાનો આ આખી સિપાહીમેળો પોતાના થાકભર્યા ઘોઘરા અવાજે બપોર પછીના તડકામય એકરંગી વાતાવરણમાં રહ્યો હતો.

આટલી બધી સંખ્યામાં એકી સાથે હિંદી સિપાહીઓને પહેલી જ વાર નીરખતા હિંદી નાગરિકો ચાલ્યા જતા હતા અને એમને કાને હિંદી અને પંજાબી, બંગાળી અને મદ્રાસી, નેપાલી અને ક્યાંક મરાઠી યે જબાનના સૂર અથડાતા હતા. સીંગાપુર અને મલાયામાં મોટે ભાગે તામીલ મજૂરોની તામીલ ભાષા સિવાય રડીખડી ઉડિયા કે પંજાબી ભાષા સાંભળવા પામનાર આ હિંદી નાગરિકો આજે પહેલી જ વાર સમસ્ત હિંદની ભાષાઓનો

સંયુક્ત કલરવ સાંભળી રહ્યા હતા અને હિંદ મૈયાની વિપુલ ભાષા-સંખ્યાની વચ્ચે વિકસતા એકસરખા હિંદી આત્માનો આભાસ પામી રહ્યા હતા.

'આપણે આમ નિર્હેતુક ફરવા કરતાં એમની વાતો સાંભળીએ તો ?' હંમેશાં ચોકસાઇને વળગી રહેતા વીરેન્દ્રે થોડુંક ફર્યા ત્યાં સૂચના કરી.

'હા, હા, એકલી આંખો કરતાં કાનને ય આપણે ન્યાય આપવો જોઇએ. હવે આપણે ન્યાયની નીતિને ન વિસરવી જોઇએ, કેમ મિ. ગાંગુલી ?' ડોકટર જોસેફે વીરેન્દ્રની વાતનો સ્વીકાર કરતાં ગાંગુલી પાસે યે હોંકારો ભણાવ્યો.

'જરૂર, હિંદી લશ્કરોનો આવો ફર્સ્ટ-હેન્ડ પરિચય સાંભળવાનો પ્રસંગ ચૂકવો જ શા માટે જોઇએ ?' પોતાની પત્રકાર ઢબે ગાંગુલીએ જવાબ દીધો, કે એક બાજુ એકધ્યાન બનીને થોડી વારથી વાતો સાંભળી રહેલ બાબા ખડગસિંહે એક ઝાડ નીચે ગરમાગરમ ચર્ચા કરતા શીખ સિપાહીઓ તરફ આંગળી ચીંધી કહ્યું : 'ચાલો, ત્યાં સાંભળવામાં રસ પડે એવું છે.'

ત્યાં એક જુવાનડો શીખ સિપાહી કહી રહ્યો હતો : 'ગજબના આ જાપલા-ઇપો છોડયા પછી અમારી રેજીમેન્ટના અંગ્રેજ અધિકારીએ રોજના વીસ માઇલની ઝડપે 'ભાગી છૂટ' પીછેહઠનો હુકમ દીધો. પણ ત્રણ ત્રણ ટેકાણે દરિયામાંથી બેર્નામ, સેલેંગોર અને સુંગેઈ સેપાંગ નદીના મુખ વાટે અમારી પાછળ ઊતરીને અમને ફસાવી લીધા અને વગર લડાઇએ અંગ્રેજ અફસર પાસે હથિયાર મુકાવી દીધાં. લશ્કરી કુનેહ તો જાપલાઓના બાપની.'

જાપાની કુનેહની તારીફમાં નવીનતા લાવતાં એક બીજો જુવાન મુસ્લિમ સિપાહી બોલી ઊઠયોઃ 'હાથોહાથ લડાઈમાં તો ખુદા જાણે જાપાનીઓ પહોંચત કે આપણે, પણ જાપાનીઓએ હિંદી લશ્કરોને હાથ ઢીલા કરી નાખવામાં તો કુનેહ જ વાપરી હતી. જ્યાં અમારે

ને જાપાનીઓને મુકાબલો થઇ જતો ત્યાં ત્યાં તેઓ ભૂંગળામાંથી ભાષણ કરતા સંભળાતા અને ચોકખેચોકખી હિંદીમાં બોલતા સંભળાતા કે 'હિંદી સિપાહીઓ! અમારે ને તમારે શત્રુવટ નથી. અમારે તમને હરાવવા નથી કે મારવા નથી. અમારે તો તમારા દેશને કબજામાં રાખી બેસનાર અંગ્રેજોને હરાવવા છે. શા માટે તમે લડી રહ્યા છો, નિરર્થક ખૂન વહાવી રહ્યા છો અને તમારા મુલ્કને પરાધીન રાખી રહ્યા છો?'

એની વાતને સાબિતી આપતો એક આધેડ અફસર બોલી ઊઠયો: 'અને અમારે પહેલી વાર જિત્રાની ઉત્તરે હાથોહાથની લડાઈ થઈ એ પહેલાં જાપાનીઓએ અમારા પર ગોળીઓ છોડી જ ન હતી. ઉપર હવામાં ગોળીબાર કર્યા હતા અને અમને ચેતવણીઓ દીધી હતી. એ કહેતા હતા કે હટી જાઓ, એક બાજુ હટી જાઓ. તમારી ઓથે ભરાઇને ભાગતા અંગ્રેજો ને ઓસ્ટ્રેલિયનોની ધોળી ચામડી પર આ પીળી ચામડીના ઘા પડવા દો. તમારા અને આખા પૂર્વ એશિયાના અસંખ્ય મુલકો પર અડ્ડો જમાવી બેઠેલ એ વિદેશીઓને અમારા હાથનો સ્વાદ ચાખવા દો. નકામા તમે એમના હાથા શા માટે બનો છો?'

એમની વાતોને પોતાની જાત-માહિતીથી સાચી ઠેરવતાં જિત્રાને મોરચે સૌથી પ્રથમ પલટનમાં ગયેલ 'સેપર્સ એન્ડ માઇનર્સ' કંપનીનો એક મરાઠો સિપાહી બોલી ઊઠયો; 'અમને પકડી લીધા પછી જાપાનીઓએ અમને સારી પેઠે ખવરાવ્યું, મન્નાયામાં તેઓ શા માટે લડવા માગે છે એ સમજાવ્યું અને આપણા હિંદી સિપાહીઓને નકામા લડીને મરતા અટકાવવા અમને પાછા એમનાં શુદ્ધ હિંદી ભાષામાં છાપેલ ચોપાનિયાં સાથે અમારી ટુકડી સાથે પાછા મોકલી દીધા.'

'હું આ બાબતોને કુનેહ નથી કહેતો, એક લશ્કરી દગાખોરી કહું છું, ભયંકર દગાખોરી કહું છું.' કહેતો અત્યાર સુધી એક બાજુ અવળો બેસીને આ વાતોને ઉવેખ્યા કરતો એક સૂબેદાર ત્રાડી

ઊઠ્યો. 'હું એક સિપાહી છું અને મારા શત્રુ પાસેથી યે સિપાહીવટની આશા રાખું છું. તાકાત હોય તો મને મારીને તાબે કરે અથવા મારે હાથે મરાઈને ખતમ થાય. એનું નામ યુદ્ધનાં સિપાહીગત હાર અને જીત. યુદ્ધના ક્ષેત્ર પર આવી સમજાવટના દગાને વળી કુનેહના નામથી શણગારવાની શી જરૂર?'

સૂબેદારના આ અચાનક ધડાકાથી પહેલી ક્ષણે ઝબકી ઊઠેલા સિપાહીઓ ઘડીભર થંભી ગયા. પણ સૌથી પ્રથમ વાર જાપાનીઓની કુનેહને વાતમાં લાવનાર જુવાનડા શીખ સિપાહીએ કહ્યું: 'સિપાહીવટ અને સિપાહીગીરીની વાતોને યે જરા આપણા અનુભવની વિશાળ આંખોથી જોવાની જરૂર છે. લડવું, જરૂર લડવું લડીને ખતમ થઇ જવું, એ સિપાહીગીરી છે; પણ કોને માટે લડીને મરી જવામાં સિપાહીગીરી છે? જેઓ આપણને મોરચા પર ધકેલીને પાછળથી મોટા ટેન્ટના શમિયાણામાં રીસ્ટો–મિજબાનીઓ ઉડાવી રહ્યા હતા એમને માટે? એ મિજબાનીઓનો માલ મેળવવા આપણા સિપાહીઓને ધકેલી જેઓ મલાયાની નદીઓમાં નહાવાની મોજ માણતા હતા એમને માટે? આપણને ચકલાં જેવડાં મચ્છરના ચટકા ખાતા નદીઓને કાંઠે કે આ મલાયાનાં સાઠ હાથ ઊંચાં જંગલોની વચ્ચે ઉઘાડા સુવરાવી જેઓ મચ્છરદાની બાંધી લાંબી સોડ તાણીને સૂતા અને એ મચ્છરદાની લોથ થઈ ગયેલા આપણા ભાઇઓ પાસે ઉપડાવતા એમને માટે લડવું અને મરી જવું? લડવું અને ખપી જવું? લડવું અને મૂર્ખાઇની સિપાહીવટ બતાવી જવી?'

'અરે ભાઈ? એવી વાતોનો તો ક્યાં આરોવારો છે? અમારી બટેલિયનના કેપ્ટન સિપાહીવટની રીતે કુઆલા લુમ્પરની ઉત્તરે જપાનીઓનો સામનો કરી રહ્યા હતા. અમારી બટાલિયનના સિપાહીઓ કેપ્ટનની શૂરવીર સિપાહીવટ માટે મરતા કપાતા જાપાનીઓને પાછા ધકેલી રહ્યા હતા ત્યારે, અમને કહ્યા પણ વગર અમારી બન્ને પાંખ

સાચવતા ઑસ્ટ્રેલિયન અને બ્રિટિશ અધિકારીઓ અચાનક રફૂ થઈ ગયા હતા. આ ખાલી પાંખોમાંથી અમને જાપાનીઓને ભિડાવ્યા ત્યારે જ એ વાતની ખબર પડી. પાછળથી અમારા બટેલિયનની એક ટુકડીને તેઓ માલ–અસબાબ ઉપાડવા લઈ ગયા હતા તેમની પાસેથી ખબર પડી કે એ દેવના દીકરા તો શહેરને દક્ષિણ છેડે મલાયાના જંગલી સકાઇ લોકોના નાચ નીરખી રહ્યા હતા અને એમના ફોટા ખેંચી રહ્યા હતા!' શીખ જુવાનને પ્રથમ વાર ટેકો આપેલ જુવાન મુસ્લિમ સિપાહીએ આ વખતે વળી આ રીતે વિશેષ સબળ ટેકો આપ્યો.

'એ ગોરાઓએ આવું કરી દેખાડયું તો આ પીળાઓ વળી કેવું કરી દેખાડે છે એ હવે નીરખી લેજો ને નવા દેવ પૂજી લેજો.' પેલા સૂબેદારે રીસમાં આખી વાતનો ટૂંકામાં જવાબ દેતાં નવો મોરચો ખોલ્યો.

'એ તો હવે ગોરાની રીત જાણવાની અક્કલ દીધી તો ખુદા આ પીળાની યે રીત જાણવાની અક્કલ નહિ આપી રહે?' પેલા આધેડ અફસરે પણ ટૂંકમાં જવાબ દીધો.

હજી આ ચર્ચા આગળ ચાલે એ પહેલાં આખા પાર્કમાં ગોઠવાયેલ રેડિયોનાં ભૂંગળાંમાંથી 'તૈયાર થઇ જાઓ!' એવા હુકમ-બોલ સંભળાયા. આડાઅવળા ફરતા કે આડી ગલીએ પડેલા સૌ સિપાહીઓ થેલા ખંભે ચડાવતા ઊભા થઈ ગયા અને ડોકટર જોસેફનું નાગરિક મંડળ એક બાજુ ઊભું રહી ગયું.

રેડિયો ગજર્યો હતો પાર્કના ઉત્તર બાજુમાં બાંધેલા એક ઊંચાં મકાનના ઝરૂખામાંથી. વીરેન્દ્રે એ બાજુ નજર કરી તો જરૂખામાં થોડા જાપાની, થોડા હિંદી અને થોડા અંગ્રેજ ઑફિસર પણ બેઠેલ હતા. જાપાની અફસરોમાં સૌથી આગળ બેઠેલ એક ઊંચા અફસર તરફ આંગળી ચીંધતાં ડોકટરે કહ્યુંઃ 'એ જ મેજર ફુજીવારા, મિ. વીરેન્દ્ર. આપણને સૌને જેમણે પરમ દિવસે મળવા બોલાવ્યા છે તે એ જ.'

વીરેન્દ્રની આંખ ફુજીવારા પર મંડાય એ પહેલાં મલાયા માંહેના બધાં બ્રિટિશ લશ્કરોના સેનાધિપતિ કર્નલ હન્ટ માઈક પાસે આવ્યા. આવતાંવેંત એમણે સમગ્ર હિંદી લશ્કરને 'એટેન્શન : હોશિયાર'નો હુકમ દીધો. ફરાર પાર્કમાં એકઠાં થયેલ હિંદી લશ્કરોનો એકેએક સિપાહી હોંશિયાર-કદમે ઊભો રહ્યો કે કર્નલ હન્ટે એમને આદેશ સંભળાવ્યોઃ ' આજે હું, બ્રિટિશ સરકાર વતી તમને જાપાની સરકારને હવાલે સોંપું છું. આજ સુધી તમે જેવી રીતે અમારા હુકમ માન્યા છે, તેવી રીતે આજથી હવે એમના હુકમ પાળજો. નહિ તો તમને સજા થશે. '

આમ કહીને કર્નલ હન્ટ કાંઈક કાગળિયાં મેજર ફુજીવારાના હાથમાં આપી તેમને, લશ્કરી સલામ કરીને પાછા ચાલ્યા જાય ત્યાં શરદ ગાંગુલી ડૉકટરના કાનમાં બોલી ઊઠયા : 'આ પણ કાંઈક વિચિત્ર લાગે છે, ડૉકટર. સૈન્યો તો આખી દુનિયામાં શરણે થાય છે પણ આ રીતે બધાં સૈન્યોમાંથી માત્ર હિંદી લશ્કરોને જ જુદાં તારવીને રીતસર જાપાનીઓના હાથમાં સોંપે એ વિચિત્ર લાગે છે. બ્રિટિશ સલ્તનતના પ્રતિનિધિની સાનભાન સીંગાપુરના પરાજયે ગુમાવી દીધી લાગે છે.'

ડૉકટરના મોઢામાંથી જવાબરૂપે કાંઈક ગલોલો છૂટે એ પહેલાં મેજર ફુજીવારા માઈક પાસે આવી ગયા હતા. એમણે હિંદી લશ્કરોને 'એટેન્શન' : હોશિયારનો હુકમ સંભળાવ્યો હતો અને જાપાની ભાષામાં કહી રહ્યા હતાઃ 'જાપાની સરકારના પ્રતિનિધિ તરીકે હું તમને કબજામાં લઉં છું પણ મારી સરકાર તમને યુદ્ધ-કેદીઓ તરીકે રાખવા ખુશી નથી. હું તમને કેપ્ટન મોહનસિંગને હવાલે સુપરત કરું છું. એ તમારા ઉપરી-અધિકારી રહેશે ને તમારે એમના હુકમ માનવાના રહેશે. હું આશા રાખું છું કે તમે સૌ એમની આગેવાની નીચે ઈન્ડીઅન નેશનલ આર્મીઃ આઝાદ હિંદ ફોજની રચના કરો અને તમારા વતન હિંદની આઝાદી માટે લડો. હિંદ

સ્વતંત્ર થાય એ સિવાય હિંદમાં અમારે કશી નેમ નથી. એ માટે જાપાન સરકાર પોતા વતી બની જ મદદ અને સહકાર આપવા તૈયાર રહેશે.'

એમના ભાષણનો અંગ્રેજી તથા હિંદીમાં અનુવાદ સંભળાવવામાં આવતો હતો અને શરદ ગાંગુલી વીરેન્દ્રને કહી રહ્યા હતા: 'સાંભળો છો ને મિ. વીરેન્દ્ર? હવે આથી જાપાનીઓની નેમ માટે વધારે પુરાવો શો જોઇએ?'

જાપાની વડા અફસરને મોઢેથી જ આવી જાહેરાત સાંભળતાં જરા નવાઈ પામી રહેલા વીરેન્દ્રે નવાઇને શમાવી પાછો પોતાની માન્યતાનો દોર સાંધતાં કહ્યું: 'જાપાનીઓની નેમ જાહેરાતથી જ પુરવાર નથી થઈ જતી. વધારે મહત્ત્વની વાત તો હિંદી લશ્કરો આ વાતને કેવી વધાવી લે છે એના પર છે.'

એમની ચર્ચાઓ હજી ચાલી રહી હતી ત્યાં મેજર ફુજીવારાની પડખે ઊભેલ એક જુવાનડો શીખ અફસર માઇક પાસે આવ્યો અને બોલ્યો: 'બ્રિટિશરોએ આપણને જાપાનીઓને હવાલે સોંપી દીધા છે, પણ તેમની પાસે પૂરતું ભથ્થું નથી. એ કરતાં આપણે સ્વતંત્ર રીતે આઝાદ હિંદ ફોજની રચના કરીએ અને આપણા વતન હિંદભૂમિની આઝાદી અર્થે લડીએ. બોલો, આવી આઝાદ હિંદ ફોજમાં જોડાવા તમે તૈયાર છો?'

કેપ્ટન મોહનસિંગના મોઢામાંથી આ શબ્દો પડયા એની સાથે આખા પાર્કમાં એકઠા થયેલ હિંદી સિપાહીઓએ આનંદના કલશોર ગજવ્યા. એ કલશોર ગજવનારાઓની રીત પણ સિપાહીઓ સમી હતી. એમણે પોતાને માથે બાંધેલી પાઘડીઓ અને ટોપીઓ ઉછાળી, કોઇએ એક તો કોઇએ બન્ને હાથ ઉછાળ્યા અને એમની વાચા-વિહોણી નૂતન ભાવનાને વ્યક્ત કરવા હો...હો...ના મર્દાનગી-ભરપૂર હોકારા ગજવ્યા.

પણ કેપ્ટન મોહનસિંગ કોઇ નવી માટીના નીકળ્યા. માત્ર લશ્ક-

રમાં જ જીવન વિતાવેલા કોઇ પણ નાના અફસરને આવો જબરો પ્રતિઘોષ સાંભળવા મળે તો એ અફસર પોતે ગર્વથી ઊછળી ઊઠે. એને બદલે એમણે સિપાહીઓના આવેશ પર સંયમ મૂકીને નવો રાહ બતાવતાં કહ્યું:

'તમારો આટલો આનંદ જોઇને હું ખુશી થાઉં છું પણ ઘોંઘાટથી ને અવ્યવસ્થાથી આઝાદી મળે નહિ. એ માટે તો આપણે શિસ્તબદ્ધ સૈન્ય ઊભું કરવું પડશે. અત્યાર સુધી હિંદ પાસે પોતાનું કશું સૈન્ય નથી. હિંદની આઝાદી માટે સૈન્ય ઊભું કરવાનો આ સરસ મોકો છે. આપણે સૈન્ય ઊભું કરી લેશું કે જાપાનીઓએ આપણા કામમાં મદદ દેવાનું વચન આપ્યું છે. બ્રિટિશરોએ આપણા પર આક્ષેપ મૂક્યો છે કે મલાયામાં આપણા હિંદી લશ્કરે બહાદુરી બતાવી નહિ એટલે એમને હારવું પડયું છે. પણ તમે સૌ જાણો છો કે આપણને કેવી કોટિનાં હથિયાર આપવામાં આવ્યાં હતાં, અહીં કેટલી ટેન્ક હતી, કેટલાં હવાઈ જહાજ હતાં અને કયાં લશ્કરો હુકમ મળ્યા પહેલાં આપણને કફોડી હાલતમાં મૂકી દઇને પોતાનું સ્થાન છોડી ભાગી છૂટયાં હતાં!'

આમ કહીને કે. મોહનસિંગે ગોરા લશ્કર માટે જાપાની ભાષામાં નાનકડી મશ્કરી કરી અને ભાષણ પૂરું કર્યું કે હિંદી લશ્કરે ફરીથી આનંદનો કલશોર ગજવ્યો અને આનંદ વ્યક્ત કરવા ફરી પાછા હવામાં હાથ ઉછાળ્યા.

કેપ્ટન મોહનસિંગ અને મેજર ફુજીવારાની પાછળ નીચી મૂંડીએ બેઠેલ કર્નલ હન્ટ સામે નજર કરતા શરદ ગાંગુલી બોલી ઊઠયા:

'And one chapter is closed...અને એક પ્રકરણ ખતમ થયું...'

'To open some new one...કોઈ બીજું પ્રકરણ શરૂ કરવા માટે...' રાજગોપાલને હજી યે કલશોરથી ગાજતા હિંદી લશ્કર પર નજર ફેરવતાં ઉમેર્યું.

શરદ ગાંગુલી તેમ જ રાજગોપાલન બન્નેની સામે નજર માંડતા મોતીચંદ શેઠ બોલી ઊઠયા : 'લ્યો, નીરખો આ કુદરતની કરામત. જે લશ્કરને પોતાનું રાજ સલામત રાખવા અંગ્રેજોએ ઊભું કરેલું એ જ લશ્કર એમની સામે હવે લડશે. બિચાડા અંગ્રેજોને ખબર હોત તો હિંદીઓને લશ્કરમાં જ ભરતી ન કરત; અંગ્રેજોની અક્કડાઈનો કાંઈ આરોવારો હતો? કાંઈ ઓછા કૂદકા મારતા હતા? તરવારને ધોરે આપણને ઓછા ઊંચા–નીચા કરતા હતા? અમલ તો રાજા રાવણનો અમર નથી તપ્યો તો આ બચાડાની શી વિસાત? આ તો...'ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે...' છેલ્લી કડી પોતાના અપરૂપ રાગમાં ગાતાં મોતીચંદ શેઠ વીરેન્દ્ર તરફ ફરીને 'જોઈ લે, ભાઈ વીરેન્દ્ર! નજરોનજર જોઇ લે! આ અંગ્રેજ અફસરની છાતી માથે જ પેલા ગીતને ભજવાતું જોઈ લે.

**રાજા રાણા અક્કડ શાના, વિસાત શી તમ અમલ તણી,**
**કઈ સત્તા પર કૂદકા મારો, લાખ કોટિના ભલે ધણી.**
**લાખ તો મૂઠી રાખ બરાબર, કો ડ છો ડ શે સ ર વા ળે,**
**સગાં દીઠાં મેં શાહઆલમના, ભી ખ મા ગ તાં શે રી એ...**

છેલ્લી લીટી વિશેષ કળાથી ગાતાં ગાતાં આખી મંડળી તરફ નજર ફેંકીને મોતીચંદ શેઠ હસી ઊઠયા : હે...હે...હે...

૬

# આઝાદ હિંદ ઝીંદાબાદ!

'મા ર નિકાલો...અંગ્રેઝો કો માર નિકાલો...અપને વતનસે માર નિકાલો...' એવા ચારે બાજુ હોકારા બોલ્યા અને વીરેન્દ્ર ફરાર પાર્કના એ હજારો હિંદી સિપાહીઓના સમૂહ સામે બેધ્યાન તાકી રહ્યો.

'તમને મારીને નિકાલવાની વાત નથી કરતા હો, મિ. વીરેન્દ્ર! ભયભીત થવાની જરૂર નથી!' વીરેન્દ્રને એના બેધ્યાન સ્વરૂપમાંથી હચમચાવતા ડોકટરે કહ્યું. 'હજી યે તમારા મનમાં ખાતરી કયાંક સલવાઈ રહી લાગે છે, નહિ મિ. વીરેન્દ્ર?'

પોતાની ખાતરી માટે આટઆટલા થતા પ્રયાસોથી મૂંઝાતા વીરેન્દ્રે ખચકાતાં ખચકાતાં કહ્યુંઃ 'આ બધી યે હજી ઉપલક જાહેરાત કહેવાય. ખરે વખતે જાપાનીઓ કેવું વલણ ધારણ કરે એ ન કહેવાય. એમના વલણની વાત એમની સાથે, પણ હિંદી લશ્કરે આ જાહેરાત કેવી ઝીલી છે, એ જોવું જોઈએ.'

'તો હિંદી લશ્કર આ સામે ઊભું. કહો તો સૌનાં નિવેદન લઈએ.' શરદ ગાંગુલી બોલી ઊઠયા.

'નિવેદન વળી કયારેક રિપોર્ટ કરવો હશે ત્યારે લઈશું. અત્યારે તો ચાલો સાંભળીએ, કે જાહેરાતની અસર તેમને શું બોલાવી રહી છે. આપણી સામે લશ્કરોની જાહેર પેરેડ થતી હોય ને તમે સલામી ઝીલવા નીકળ્યા છો, એવો ખ્યાલ રાખવામાં યે કશો વાંધો નથી.' કહેતા ડોકટર આગળ ચાલ્યા અને એમની પાછળ આખી મંડળી ચાલી.

આ જાહેરાતથી પહેલાં આડી ગલીએ પડયાં પડયાં વાતો કરતા કે નિરર્થક મુદ્દાઓ પર ચર્ચા કરતા આખા લશ્કરી સમૂહમાં જાણે કોઈ

વીજળીક અસર પ્રસરી ગઇ હતી. એ અસર એમના હાથ–ઉછાળા અને પગ–પછાડામાં ઊતરી હતી. અવરજવર અને બોલચાલમાં ઊતરી હતી.

'માર નિકાલો, અંગ્રેઝો કો......અપને વતન સે માર નિકાલો ...બતાઓ રાસ્તા ઇંગ્લિસ્તાનકા...' એવાં એમની લાગણી વ્યક્ત કરતાં વાક્યો સાથે ક્યાંક સુપ્રરેલી રીતે 'આઝાદ હિંદ ઝીંદાબાદ...ભારત માતકી જય હો...' એવા બોલો પણ ગાજી રહ્યા હતા. કોઇક સ્થળે 'મહાત્મા ગાંધી કી જય હો... નહેરુ કી જય હો...' એવા હિંદી લશ્કર માટે અજબ પોકાર પણ સંભળાઈ રહ્યા હતા. પણ આજે એની અજાયબી આ આવેશ-નાદો વચ્ચે કોઇને યે થવાનો સંભવ ન હતો, નાદોનો ગરજાટ દમ–બદમ વધી જ રહ્યો હતો.

હિંદી જનતાના નાગરિક સમૂહોનાં સાતમ–આઠમનાં બરુનાં પપુડાં જેવા અવાજે ગાજતા 'ભારત માતકી જય હો...'ના પોકારની સામે જાણે સિંધુડો ઘૂંટાતો હોય એવા અવાજે ગાજતા સિપાહી–કંઠના મર્દાનગી ભરપૂર સૂત્ર–પોકારથી એમની વચ્ચે ફરી રહેલ હિંદી નાગરિકોના કાનમાં તમરાં ગાજી રહ્યાં હતાં અને કાનના પડદા તૂટી રહ્યા હતા. એ અવાજના પૌરુષથી કાંઇક રીઝતા, કાંઇક નવાઈ પામતા તેઓ આગળ ચાલ્યા તો ક્યાંક ૨૦–૩૦નાં ઝૂમખાં ટોળે વળ્યાં હતાં, તો ક્યાંક આખી ટુકડીઓ સામસામી ઊભી રહી ગઈ હતી, તો ક્યાંક સામસામી પ્રશ્નોત્તરીઓ ફેંકાઇ રહી હતી.

ફરતાં ફરતાં તેઓ ફરાર પાર્કની આથમણી બાજુએ આવ્યા તો એમની નજરે કોઈ નવીન દૃશ્ય ચડયું. એક એક ૩૦૦ થી ૪૦૦ની સંખ્યા ધરાવતાં હોય તેવાં ત્રણ બટાલિયન ત્રણ બાજુએ શિસ્તબદ્ધ ઊભાં હતાં. ચોથી બાજુ એક ચોતરા જેવા નાનકડા ઓટલા પર સાત–આઠ હિંદી અફસરો બેઠા હતા. એમાંથી એક અફસર હિંદી સિપાહીઓને કાંઇક સંબોધી રહ્યો હતો. આવા શિસ્તબદ્ધ શ્રોતાગણ સામે જાહેર સંબોધન થતું જોઇને હિંદી નાગરિકો નવાઈ પામ્યા.

તેઓ ઓટલાથી થોડે દૂર ઊભા રહી સાંભળવા લાગ્યા તો અફસર સિપાહીઓને કહી રહ્યો હતો :

'હું મુસ્લિમ છું, ચુસ્ત મુસ્લિમ છું અને સાંગોપાંગ મુસ્લિમ જ રહેવા માગું છું. પણ આજે એ વાતને મારા દિલમાં દબાવી રાખવા માગું છું અને મારા દિલમાં બેઠેલી બીજી વાતને જબાન વડે કહી નાખવા માગું છું કે હું પહેલો મુસ્લિમ નથી, પણ હું પહેલો હિંદી છું. 'તું મુસ્લિમ છે! તું મુસ્લિમ છે!' એમ સુબહથી શામ અને શામથી સુબહ તક કહી કહીને આપણા બ્રિટિશ માલેકોએ મને ભુલાવી દીધું હતું કે હું પ્રથમ હિંદી છું અને પછી મુસ્લિમ છું. મુસ્લિમ! મુસ્લિમ! કહીને એણે, જે વતનનો ખોરાક ખાઇને મારું બદન ઘડાયું હતું, એ જ વતનનો ખોરાક ખાઇને મોટા થયેલા મારા વતનના ફરજંદ સમા મારા ભાઈ હિંદુને મારો શત્રુ મનાવ્યો છે, શીખને મારો દુશ્મન મનાવ્યો છે, ગુરખાને મારો વેરી મનાવ્યો છે. મારું મોઢું કાબા તરફ અને હિંદુ સિપાહીનું મોઢું કાશી તરફ અવળું રખાવીને એમણે દિલ્હી પર પોતાનું પાયતખ્ત કાયમ રાખ્યું છે, મજબૂત રાખ્યું છે. હિંદુને ઢોલ–નગારાંના અવાજથી મારાં મસ્જિદ–મકરબામાંથી મુસ્લિમ ધર્મનો નાશ કરતો મને મનાવ્યો છે. શીખને એની કિરપાણ વડે અને ગુરખાને એની કુકરી વડે જાણે દિનરાત મુસ્લિમોનાં ગળાં કાપવા તૈયાર ઊભા હોય એમ એણે દેખાડયા છે. જ્યાં હિંદુઓની વસ્તી વધારે હોય ત્યાં અમને મુસ્લિમોને હાથમાં હથિયારો પકડાવીને ઊભા રાખ્યા છે અને જ્યાં મુસ્લિમોની વસ્તી વધારે હોય ત્યાં શીખ, પુરબિયા કે ગુરખાઓને બેયોનેટો ઝલાવીને ઊભા રાખ્યા છે. એ રીતે આમનસામન આપણને એણે એકબીજાના દુશ્મન કરી દેખાડયા છે.

'આજે એ દુશ્મનાવટની તાલીમનાં કારણ મને સમજાય છે. આપણી દુશ્મનાવટ પર એમને હિંદના મુલક પર રાજ કરવું હતું. અમારા જ ખૂનના બનેલા દિલ્હીના મોગલ

શહેનશાહ બહાદુરશાહ ઝફર અને મ્હેસુરના સુલતાન હૈદર–ટિપુ, તેમ જ અવધ બંગાળ અને બિહારના એકેએક નવાબોને એમણે દગાથી હરાવીને, દબાવીને, મારીને પણ સલ્તનત મેળવી હતી તે આસાનીથી ભોગવવી હતી. આપણે લડતા રહીએ તેઓ સલ્તનત ભોગવ્યા કરે, આપણે એકબીજાની ગરદન રહેંસતા રહીએ અને તેમનું તખ્ત અકબંધ રહે.

'એટલેથી તેઓ અટકયા નથી. એ સલ્તનતને ચારે બાજુથી સલામત રાખવા માટે આપણાં હિંદી લશ્કરને એણે આફ્રિકામાં ને ઇરાનમાં મોકલ્યાં છે, પેલેસ્ટાઇન અને ઇરાકમાં મોકલ્યાં છે. અરે, આપણને અહીં પૂર્વ એશિયામાં મોકલ્યા છે. એ આફ્રિકા અને એ ઇરાન, એ પેલેસ્ટાઇન અને એ ઇરાક, આ મલાયા અને પેલાં જાવા–બટેવિયા--બધે યે મારો મઝહબ પાળતા મુસ્લિમ ભાઇઓ જ વસે છે અને એમના પર હિંદી લશ્કરો સંગીનો ચડાવીને ઊભાં છે.

'અહીં મલાયામાં મારો જ મઝહબ પાળતા ને કુરાનના કલમા પઢતા કોઈ મલાયલી મુસ્લિમે મને મુસ્લિમ નથી કહ્યો. એણે મને હિંદી કહીને, એના વતનની આઝાદી પર પગ દઇને ઊભો રહેવા કડવાં સખૂન સંભળાવ્યાં છે. એ સખૂને મારી આંખ ઉઘાડી નાખી છે અને મને લાગ્યું છે કે હવે તો એ સત્તાધારીઓના હાથમાં હાથો ન બનું. હાથો બનીને મારા મુલકને ગુલામ ન રાખું, પરમુલકોને ગુલામ રાખવા ન ચાલી નીકળું.

'મને તો થાય છે કે ઢોલ–નગારાંના અવાજથી ભડકાવીને, આપણને કાપાકાપીમાં રોકી મારો મઝહબ સુખે પાળવા ન દેનાર એ સત્તાધારીઓને હવે છેલ્લી સલામ ભરું; મારા મુલકને બથાવી બેઠેલ એ પરદેશીઓને રવાના કરું અને મારા કપાળેથી ગુલામીનો ડાઘ ભૂંસી નાખું. મારા જ પયગંબરે કોઈ પણ ગુલામીને મિટાવી નાખવાની મને આયતો પઢાવી છે એ અમલમાં મૂકું અને કયામતને દિન ખુદા પાસે જઇને ઊભો રહું ત્યારે એને મારું સર ઝુકાવીને કહી શકું કે ઓ મારા ખુદા!

તારા આ બંદાએ જિંદગાનીમાં કરેલ ભૂલને મોડે મોડે યે ભૂંસવા જહેમત ઉઠાવી હતી. રહમ કરજે, પરવરદિગાર !

'આપણી આખી કોમ પર લાગેલા આ ગુલામીના ડાઘને સાફ કરી નાખવા મારી બટેલિયનના હરેક મુસ્લિમ સિપાહીને સાથ આપવા હું હાકલ કરું છું. કહું છું કે સૌ તૈયાર થઈ જાઓ, આજથી સાચા મહઝબને પિછાનો, એ મહઝહબને સાચી રીતે અમલમાં મૂકતાં શીખો અને સાચા દિલથી નારા લગાવો કે 'આઝાદ હિંદ....ઝીંદાબાદ...'

'આઝાદ હિંદ...ઝીંદાબાદ...'ના મર્દાનગીભરપૂર અવાજે ડાબી પડખે ઊભેલ બટાલિયનમાંથી કલશોર ઊઠયા કે હિંદી નાગરિક સમૂહે પોતાની ખાસિયત મુજબ તાળીઓ પાડી નાખી. રાજગોપાલનના મોઢામાંથી 'Good' : સરસ ! શરદ ગાંગુલીના મોઢામાંથી 'Excellent ઘણું સરસ !' અને મોતીચંદ શેઠના મોંમાંથી 'મારા બેટાએ આટલાં બધાં વેરઝેર રોપીને 'ઝેર ગયાં ને વેર ગયાં...' આપણને ગવરાવ્યે રાખ્યું તું ને !' એ વાકય આગળ વધે એ પહેલાં એટલા પરથી એક શીખ અફસર ઊભો થયો, 'આઝાદ હિંદ ઝીંદાબાદ !' બોલી એણે બાજુ ઊભેલાં લશકરને સલામ કરી અને બોલવા માંડયું :

'મારા દોસ્ત કે. અકબરખાંએ આપણા સત્તાધારીઓની કરામતોની જે વાતો કહી છે એમાં મારે શીખ તરીકે એકડો જ પુરાવવાનો છે. હિંદુ અને મુસ્લિમ ધર્મનો સમન્વય સાધનાર અમારા ધર્મસંસ્થાપક માટે હિંદી જનતા--હિંદુઓ અને મુસ્લિમો બન્ને બોલે છે કે 'ગુરુ નાનકશાહ ફકીર, હિંદુ કા ગુરુ, મુસલમાન કા પીર.' પણ આપણા સત્તાધારીઓને એ નથી રુચ્યું. એ ભાવના રદ કરવા માટે શીખ સિપાહીઓને એમણે ધાર્મિક શિક્ષણ આપવાની છાવણીઓમાં ખાસ અલાયદી વ્યવસ્થા કરી છે. માત્ર લડાયક ખમીરમાં જ રાચતી અમારી કોમે એ વ્યવસ્થા માટે સલ્તનતનો અહેશાન માન્યો છે. પણ અમારી કોમને કયાં ખબર છે કે આદ્ય ગુરુ નાનકશાહનાં જપજીની પૌડીઓ

પઢાવતાં અને ગુરુ અર્જુનદેવની સુખમનીનાં ભજનો ભણાવતાં અમને અંગ્રેજોએ અવળું જ પઢાવી દીધું છે. બધા ધર્મોને સમાન માનનાર શીખધર્મી શીખોને એમણે સમજાવી દીધું છે કે તમારો શીખ ધર્મ જ ઉચ્ચ છે, અન્ય ધર્મો એનાથી હીણા છે. એ ધર્મને ઉચ્ચ રાખવો હોય તો હિંદુઓને દબાવી દેજો, મુસ્લિમોને દબાવી રાખજો. બીજી બાજુ હિંદુઓને અમારી દાઢી બતાવી છે અને મુસ્લિમોને અમારો ચોટલો. એ બન્ને ચિહ્નો બતાવીને એ બન્નેને અમારી સામે ઘુરકતા રાખ્યા છે અને અમને સમજાવ્યું છે કે તમારી કિરપાણ અને તમારાં હથિયારોને જ બળે ટકી રહેશો, માટે કિરપાણને સજાવી રાખજો, તમારાં હથિયારો પકડી રાખજો. કોને ખબર કયારે તમારાં ગુરુદ્વારા પર ઉગમણી બાજુએથી હિંદુ અને આથમણી બાજુએથી મુસ્લિમ ત્રાટકી પડે એ કહેવાય નહિ. એ માટે હથિયારો સજ્જ રાખજો, કોઈનો ભરોસો રાખશો નહિ.

'ભરોસો રાખશો નહિ' એ જ વાકય મારે આજે મારા શીખ ભાઈઓને સંભળાવવાનું રહે છે. પણ તે વાકય જે બન્ને ધર્મોમાંથી આપણા ગુરુઓએ અમૃત તારવ્યું છે તે હિંદુ કે મુસ્લીમ માટે નહિ, પણ પેલા અંગ્રેજો સામે, જેમણે આપણને સુવર્ણમંદિરના ગુરુદ્વારે હથિયારબંધ ઊભા રાખીને આપણાં જ હથિયારો વડે હિંદુ-મુસ્લિમોને હરાવીને હિંદમાં સલ્તનત સ્થાપી દીધી છે અને આપણાં જ હથિયારો વડે એ સલ્તનતને ટકાવી રાખી છે.

'તું શૂરવીર છે! ઓ શીખ સિપાહી! તું બહાદુર છે!' એવાં પોલાં વાકયો બોલી, કયારેક આપણે ખભે રંગબેરંગી પટ્ટી ચોડી આપણને એમણે પઢાવ્યે રાખ્યા છે ને આપણા જુવાનડાઓને દેશ-પરદેશનાં રણમેદાનોમાં મોકલી સલ્તનતને સલામત રાખી છે. શીખ કોમ હવે આ પાપમાં ભાગ આપીને, પાપનો બોજ વધારે નહિ સહન કરી શકે.

'પણ આજે અમારી જ કોમનો એક અજાણ્યો કેપ્ટન મોહન-

સિંગ ઊભો થયો છે. એણે હિંમત કરીને જે રાહ લીધો છે એમાં આપણા સૌ હિંદીઓનું હિત છે, શુભ છે. પણ એથી શીખ કોમનાં તો હું અહોભાગ્ય જ સમજું છું. જાણે મારી લશ્કરી જાતિનાં લશ્કર–ભરતીથી થયેલાં સદીઓનાં પાપ ધોવા એ જુવાન ઊભો થયો છે. એ પુણ્ય કાર્યમાં મારા એકેએક શીખ સિપાહી ભાઈને મદદ આપવા હાકલ કરું છું ને કહું છું કે એક વખત ગુરુદેવ ગોવિંદસિંહના પંજ પ્યારા ગુરુજીકા ખાલસા...પોકારતા માથાં હાથમાં લઈને ઊતરી પડયા હતા તેમ આપણી કોમ કે ધર્મ જ નહિ, આખા હિંદની કોમો ને ધર્મોની ખાતર મેદાનમાં ઊતરી પડજો, આઝાદ હિંદ ફોજમાં જોડાઈ જજો અને એ બ્રિટિશ સત્તાધારીઓને હિંદમાંથી હાંકી કાઢવા માટે હિંદની સરહદ પર કૂચ કરતા અવાજ ગજાવજો કે 'આઝાદ હિંદ ઝીંદાબાદ ! '

ફરી વાર 'આઝાદ હિંદ...ઝીંદાબાદ !' ના સામે ઊભેલી ફોજમાંથી અવાજ ઊઠયા, હિંદી નાગરિકોમાંથી બાબા ખડગસિંહે પણ એ પોકારમાં સાથ પુરાવ્યો અને ડોકટર જોસેફ બાબા ખડગ–સિંહને 'જોજો ! અહીંથી સીધા એમની જ સાથે જઈને ન ઊભા રહેતાં !' એમ કહે અને મોતીચંદ શેઠ 'વળી કાળા કેર ગયા કરનાર... ગવરાવનારા પોતે જ કેરના કરનારા હતા ને ?' એમ કહે એ પહેલાં ઓટલા પરથી એક બાંઠકો અફસર ઊભો થયો. કમરમાં ટીંગાતી કુકરી પર હાથ રાખી એ બોલવા લાગ્યો:

'મારા દોસ્ત કે. અકબરખાં કે કે. ગ્યાનસિંગ જેવું મને બોલતાં નહિ આવડે. હા, હું એટલું જાણું છું કે હિંદુનો ધર્મ એ અમારો ધર્મ છે. હિંદુઓના દેવ એ જ અમારા દેવ છે. હિમાલયનાં પહાડો –જંગલોમાં રખડતી-ભટકતી અમારી અજ્ઞાન જાતિને હિંદમાંથી જ આવીને બાબા મત્સ્યેન્દ્રનાથના શિષ્ય અને અમારા પરમ ગુરુ ગોરખ-નાથે અમને સમજણ ને સંસ્કાર આપ્યા. અને અમે એ આભારદર્શન એમના નામ પરથી 'ગુરખા' નામ ધારણ કરીને બતાવી દીધું. પણ

એક વખત બિહાર અને યુક્તપ્રાંતની ઉત્તર સીમાઓ પર રહેતી અમારી જાતિને, એ પ્રદેશો પડાવી દઇને પહાડીઓ પાર નેપાલમાં ધકેલી દઇને હિંદીઓની અને અમારી વચ્ચે સલ્તનતે ભેદભાવનો હિમાલય આડો ધરી દીધો છે.

'એ આડશમાં એણે અમારા અજ્ઞાનનો લાભ લીધો છે. જંગલ-પહાડીઓમાં વહેંચાઈ ગયેલો અમારો મુલક ગરીબ છે, ખાવા યે પુરું પામતો નથી. પણ અમારું ખમીર લડાયક છે. ગરીબીને કારણે ભૂખ્યાં રહેતાં અમારાં પેટમાં મહિને પંદર રૂપિયાનો ટુકડો નાખીને એ બ્રિટિશ સત્તાધારીઓએ અમારું લડાયક ખમીર વેચાતું લઈ લીધું છે. પંદર રૂપિયાના એ વેચાણને મારા જાતિ ભાઇઓએ વફાદારીનો ઓપ દીધો છે અને હિંદને પરાધીન રાખવામાં અજાણપણે સાથ દીધો છે. એ વફાદારીના વેચાણમાંથી આવું પાપ અમે વહોરતા હતા એની મને કે મારા અજ્ઞાન ગુરખા ભાઇઓને ખબર ન હતી. આજે હું તમને એટલું જ કહું કે અમારા એ અજાણપણામાં થયેલા પાપને ધોવા તમારી જ પડખે ઊભો રહીશ અને બનશે એટલા મારા ગુરખા ભાઇઓને તમારા નાદ અને પોકારમાં સાથ અપાવીશ કે 'આઝાદ હિંદ....ઝીંદાબાદ !'

'આઝાદ હિંદ...ઝીંદાબાદ !' ના પોકાર ફરીથી સામે ઊભેલ બધી બટેલિયનોમાં ફરી વજ્યા, એમને નીરખી રહેલ હિંદી નાગરિક મંડળ પોતાને અજ્ઞાન કહીને ટૂંકામાં સાચું જ્ઞાન રજૂ કરી જનારા આ બાંઠકા ગુરખા અફસર સામે તાકી રહ્યું ત્યાં એટલા પર એક રૂઆબદાર ઊંચા અફસર ઊભા થયા. એમના ઊભા થવાની સાથે જ સામે ઊભેલા લશ્કરે એમના હોદ્દાને સન્માન આપતાં સલામ ભરી કે એ અફસર બોલવા લાગ્યા:

'કેપ્ટન અકબરખાં, કેપ્ટન ગ્યાનસિંગ કે લેફ. ગોપાલ બહાદુરની જેમ. હું યે ઘણી વાતો કહી શકું તેમ છું કે રામ અને કૃષ્ણ તેમ જ પ્રતાપ અને શિવાજીના વંશજો સમા અમ હિંદુઓને એ સલ્તનતે

સંસ્કારી અને શાંત પ્રજાજન કહીકહીને નિર્માલ્ય અને નિર્બળ બનાવી દીધા છે. અમારી એ નિર્માલ્યતા અને નિર્બળતા પર ખંજર ફુલાવવા જાણે મુસ્લિમો ખડે પગે ઊભા છે અને સરહદના મુસ્લિમ પ્રદેશો હથિયારો ઘુમાવતા દોડયા આવે છે એવો ખ્યાલ આપ્યો છે. હિંદનાં દૂરદૂરનાં નાનકડાં ગામડાંમાં યે ભાઈ અને કાકા કહીને વસતા હિંદુ–મુસ્લિમોમાં એમણે શહેરના સરિયામ રસ્તા પર હુલ્લડો જગાવ્યાં છે અને એ હુલ્લડો આડે તેમ જ સરહદી મુસ્લિમ દેશો આડે જાણે અમારા જાનમાલનું રક્ષણ કરતા તેઓ પોતાના જાન પાથરતા ઊભા છે એવો એમણે દેખાવ કર્યો છે અને ૨૦ કરોડ હિંદુઓને મુસ્લિમોથી વિમુખ રાખી સૌને એમણે પરાધીન બનાવી રાખ્યા છે. 'ભમરી ! ભમરી !' રટતી ઇયળ ભમરી થઈ જાય એમ એમણે પઢાવેલ વાકય 'અમે નિર્માલ્ય છીએ ! નિર્માલ્ય છીએ !' એમ રટતા હિંદુઓ સાચે જ નિર્માલ્ય થઈ ગયા છે અને એ નિર્માલ્યતાનો લાભ એ માંધાતાઓ જ ઉઠાવી રહ્યા છે.

'આવું આવું તો હું યે તમને એક હિંદુ અફસર તરીકે ઘણું કહી શકું તેમ છું. હિંદુઓની વધારે સંખ્યા હોઇ એમના વતી તમને વિશ્વાસ તથા અન્ય બાંહેધરીઓ આપવા વિષે પણ બોલી શકું તેમ છું. પણ મને લાગે છે કે અત્યારના આપમેળે જ ઊભા થયેલા એખલાસભર્યા આપણા વાતાવરણમાં એ માત્ર ઉપચાર જ દેખાશે, એટલે એ બધું મારા મનમાં રાખીને, હું હારમાં કે જીતમાં, સુખમાં કે દુઃખમાં તમારી સાથે જ રહીશ એટલો જ વિશ્વાસ આપીને તમારી પાસે મારી કોમના એક જુવાનને ઊભો કરવા માગું છું.

'થોડા વખત પહેલાં હું તમારી સામે બોલી ગયેલા અફસરો તેમ જ મારી પડખે બેઠેલા અન્ય અફસરો છેવટ સુધી બ્રિટિશ સલ્તનતની વફાદારીનાં ઘેનમાં ઘોરતા હતા ત્યારે જે જુવાને અમારી સામે આપણા દેશનો ઇતિહાસ અને સ્થિતિ, આપણા સત્તાધારીઓનાં

અન્યાયી કરતૂતો અને નેમો વિષે જેણે સાચો ખ્યાલ આપ્યો, બ્રિટિશ સલ્તનતે અમારામાં ધરબેલા અમલદારી તોર અને તુમાખીથી અમે એને અવગણ્યો, ધુત્કાર્યો તો યે જેણે વધારે જોશથી પોતાની વાત અમારે સામે મૂક્યે જઇને અમારી આંખો ઉઘાડી અને જાગતાં કે ઊંઘતાં યે 'Long Live the King : શહેનશાહ અમર રહો !' એ પોપટ–વાક્ય પઢનારા અમને આજે તમારી સામે 'આઝાદ હિંદ ઝીંદાબાદ' બોલાવતા ખડા કરી દીધા એ જુવાનને તમારી પાસે ઊભો કરવા માગું છું.

'આજે મારા કેટલાક ઉચ્ચ અમલદાર બંધુઓએ કેપ્ટન મોહન-સિંગ પોતાનાથી નાના અધિકારી હોઈ ને એમની નીચે સોંપાવા સંબંધે અંદરોઅંદર ગણગણાટી બોલાવી છે. તેમની સામે મારી નીચેના આ લેફ્ટેનન્ટ જેવા નાના દરજ્જાના અધિકારીને રજૂ કરીને બતાવવા માગું છું કે જોઈ લો ! એ નાનો છે છતાં યે એનામાં તમારાથી કઈ આવડતમાં ખામી છે કે તમે એને નાનો ગણ્યા કરશો ? પેલી સલ્તનત સાથેનો આપણો સંબંધ પૂરો થયો ત્યારે હવે એણે ઊભા કરેલા મોટાઈ–નાનાઈના ભેદ છોડીને તાકાતવાળા આવા નાના અફસરોને યોગ્ય માન આપવામાં આપણે ચૂકશું તો ભૂંડાં દેખાશું. એમને તમારા સમોવડિયા ગણવા પડે તો યે હીણપત અનુભવતા નહિ. લશ્કરી ખમીર તમને તાકાતનાં બહુમાન કરવાનું યે નહિ શીખવી શકે ?

'આ જ અફસરને મારે ઉપરી અધિકારી તરીકે શિસ્તભંગ બદલ ઘણીવાર કડક સૂચનાઓ આપવી પડેલી, એની સામે શેરા કરવા પડેલા અને એકાદ–બે વખત સજા યે કરવી પડેલી, પણ એ શિસ્તભંગનું કારણ મને સમજાતાં મારા અજાણપણામાં એને કરેલી સજા માટે મને દુઃખ થાય છે. પણ એના હેતુનું આજે સન્માન કરીને એ દુઃખને ઓછું કરું છું અને એ જુવાનનું ગૌરવ કરીને તમારી સમક્ષ રજૂ કરું છું.'

આટલું બોલીને એ અફસરે પોતાની પાછળ બેઠેલા એક જુવાન અફસરને બાવડું ઝાલીને ઊભો કર્યો. સામે ઊભેલા બટેલિયનોના એકેએક સિપાહીની નજર એના તરફ નોંધાઈ રહી. હિંદી નાગરિક મંડળી પોતાનાં ટીકા ટિપ્પણ વીસરી જઈને ડોક તાણતું એ બાજુ જોઈ રહ્યું.

સૌ જુએ તો ગોરા બદનનો, સીધો સોટા સમો એક જુવાન ગૌરવભેર પેલા ઓટલા પર ઊભેલો દેખાયો. પોતાને માટે આટલાં વખાણ થવા છતાં યે એનાથી જરાયે હરખાયા કે પુલાયા વગર, આ રીતે સૌની સમક્ષ અચાનક ઊભા થવાને કારણે પેદા થયેલા સંકોચને ગળું ખંખાળીને દૂર કરતાં એણે ધીમે ધીમે બોલવું શરૂ કર્યું:

'મારા વડીલ સમા લેફ. કર્નલ અમરસિંગ સાહેબે મારે માટે જે શબ્દો વાપર્યા છે એમાં મને મારી લાયકાત કરતાં એમના દિલની ઉદારતા અને વિશાળતાનાં દર્શન કરાવ્યાં છે. અલબત્ત, એમણે કહ્યું તેમ એમણે મને શિસ્તભંગ બદલ તાકીદો આપેલી, શેરા કરેલા અને શિક્ષાઓ પણ ફરમાવેલી, પણ એ તો એમની અફસર તરીકેની ફરજ હતી. એ ફરજના કડક પાલનમાંથી તો એમણે મારામાં યે શિસ્તના સાચા સંસ્કાર રેડયા હતા. શિસ્ત ઉપરાંત એક કોમના જુવાનનું હિત સાધવાની ને એને આડે માર્ગે જતો અટકાવી આગળ વધારવાની નેમ પણ હું નીરખી શકયો હતો. એ નેમમાંથી મારા પ્રત્યેનો એમનો વાત્સલ્યભાવ પણ દેખાયો હતો.

'પણ આજે એમનો વાત્સલ્યભાવ કે એમના સંસ્કારદાન વિષે હું નહિ બોલું. આજે આપણી શી ફરજ છે એ વિષે કેપ્ટન અકબરખાં સાહેબ, કેપ્ટન ધ્યાનસિંગ સાહેબ કે લેફ. ગોપાલ બહાદુર સાહેબે ઘણું યે કહ્યું છે, એટલે એ વિષે યે નહિ કહું. પણ હું તો તમને એક બીજી વાત કહેવા માગું છું. એ વાત મારા મનમાં મેં આટલા વરસ છુપાવી રાખી હતી. આજે એ વાતને તમારી સૌની સમક્ષ ખુલ્લી કરવા માગું છું.

'અલબત્ત, એ વાત જરા અંગત છે ખરી. એ અંગત વાત કહેવામાં તમને અવિવેક ભાસે તો નાનો જાણીને મને માફ કરજો. અત્યાર સુધી મેં કેટલાયે શિસ્તભંગ કર્યા છે એમાં એક શિસ્તભંગનો ઉમેરો માનીને મનમાંથી કાઢી નાખજો.

'એ વાત છે મારા શિસ્તભંગનાં કારણની. અમરસિંગ સાહેબે જણાવ્યું તે પ્રમાણે તમારામાંના અન્ય અફસરોએ શુભભાવથી તેમ જ કેટલાક મિત્રોએ સહૃદયતાથી એવા શિસ્તભંગમાંથી અટકવા મને શિખામણો આપી હતી, પણ એ શિખામણો અનુસાર હું કેમ વર્તી શકયો ન હતો અને અંગ્રેજ અધિકારીઓને મન લશ્કરમાં એક અંગારિયાની જેમ હું કેમ વર્ત્યા કર્યો હતો એનાં કારણ મારે તમારી સૌની સમક્ષ રજૂ કરવાં છે.

'તમારામાંના કેટલાકને ખબર છે તેમ અચલગઢ રાજ્યનો હું એક ભાયાત, અચળગઢ દરબાર સાહેબની સલાહથી હું હિંદી લશ્કરમાં ભરતી થયો હતો. કેટલાકનો એવો યે ખ્યાલ છે કે અચળગઢ દરબાર સાહેબનાં શ્વસુર-પુત્રીને પરણ્યા બાદ મારા શ્વસુર નજરકોટ દરબાર સાહેબના આગ્રહથી હું હિંદી લશ્કરમાં જોડાયો હતો. પણ આ બધાં કારણો દેખીતાં છે. હિંદી લશ્કરમાં ભરતી થવાનું કારણ જુદું છે. એ કારણ મારા અભ્યાસકાળમાં પડેલું છે.

'અચળગઢ રાજ્યની હાઇસ્કૂલમાં હું મેટ્રીકનો અભ્યાસ કરતો હતો ત્યારે આપણા સત્તાધારીઓએ જેમને મહાશત્રુ માન્યો છે એ મહાત્મા ગાંધીજીએ હિંદમાં એક લડત ઉપાડી હતી. એ લડતને લોકો સત્યાગ્રહ કહેતા અને એ કારણે ચારે બાજુ ધમાલ બોલતી. અમારી હાઇસ્કૂલમાં યે એ ધમાલ આવી પહોંચી અને મહીપત નામના મારા એક બ્રાહ્મણ ભાઇબંધને એ ધમાલ બહુ ગમી ગઇ. ભણવામાં પહેલો નંબર રાખનાર એ દોસ્તે ચોપડાં અભરાઇએ ચડાવીને આખો દિવસ સભા ને સરઘસ, છાપાં ને ચોપાનિયાં પાછળ ધ્યાન દોર્યું અને અમારી હાઇસ્કૂલમાં યે એક મંડળ કાઢયું. 'ઉત્થાન સંઘ' કે

એવું કાંઈક અંગ્રેજીથી ય જડબાતોડ નામ એ મંડળને એણે દઈ દીધેલું.

'રોજ એ મંડળમાં મારા જુવાન દોસ્તો ભાષણ કરતા ને ભાષણ સાંભળતા. ભાષણમાં એક જ વાત હતી કે આ દેશ આપણો છે, એને બથાવીને પેલા અંગ્રેજો બેઠા છે ને આપણા પર મનધાર્યું રાજ કરે છે. મને યે વાત તો સાચી લાગી. હું યે જોતો હતો કે નંદપુર ગામથી પેલો પોલિટિકલ એજન્ટ આવતો ત્યારે અચળગઢ દરબાર સાહેબને યે દોડાદોડીનો પાર ન રહેતો. એટલી વાત ઉપરાંત આખા હિંદની ત્રીસ કરોડ પ્રજા પર ત્રણ હજાર ગાઉ દૂર બેઠાં બેઠાં અહીં માત્ર ૨૫–૫૦ હજાર ગોરા સૈનિકોને મોકલીને પરાધીન રાખતી વાત પણ મને સમજાઇ.

'થોડા દિવસ બાદ મારા મિત્રોએ અંગ્રેજ સલ્તનતને હાંકી કાઢવા માટે પેલા સત્યાગ્રહમાં જોડાવવાનું નક્કી કર્યું ને મને યે સાથ પુરાવવા સમજાવ્યો. મને ય એમાં જોડાવાનું મન થયું. મેં પૂછ્યું: 'બોલો, શું કરવાનું છે?' તો કહે: 'પાસેના રાજમાં મીઠું લેવા જઇએ ત્યારે પોલીસો મારવા આવે તો માથાં ધરવાનાં છે.' મેં કહ્યું: 'શા માટે?' તો કહે: 'માથાં ફોડીને એનું દિલ પલટાવવા અને હથિયાર મુકાવી દેવા.'

'રજપુતના દીકરાને એ વાત ન સમજાઈ. મેં કહ્યું: 'એમ તે હથિયાર મુકાવાતાં હશે? હથિયાર મુકાવવાં હોય તો ચાલો, એના હાથમાંથી આંચકી લઇએ. હથિયાર પકડીને ઊભા રહેનાર તો પેલી પોલીસ લાઇનમાં રહેનારા અબ્દુલ ને રામભા જેવા જ છે ને?' તેઓ કહે: 'ના, ના. એમ ન થાય. આ તો સત્યની ને અહિંસાની લડાઈ છે. એમાં એવી હિંસા ન થાય.'

'અને એ પછી મેં જોયું તો એમના ઉઘાડાં માથાં માથે જ અબ્દુલ ને રામભા જેવા ઠેરઠેર લાઠીઓ મારતા હતા, કયારેક ગોળીઓ પણ છોડી લેતા હતા ને પકડી પકડીને જેલમાં પૂરી દેતા હતા. થોડા દિવસ પછી મેં મારા દોસ્તોને કહ્યું: 'આમાં સરકાર આપણી સામે લડે છે જ કયાં? લડનારા તો આપણા જ શહેરના ને ગામડાના પોલીસો છે. મારા ને તમારા એમાં સગાઓ પણ છે. એને સમજાવી

લઇએ તો લંડનથી પેલો પાંચમો જ્યોર્જ બંદૂક પકડીને કયાં પહોંચી વળવાનો છે ?'

'આ વાત સાંભળતાં તેઓ હસી પડયા. હું જાણે નશો કરીને બોલતો હોઉં એમ તેમને લાગેલું. ગમે તેમ તોયે છાંટો પાણી લેનાર જાતનો હું ખરો ને?

'હા, પેલા મહીપતે મારી વાત સાંભળેલી, પણ એણે કહેલું: 'એ સમજાવટ માટે તો ઘણો સમય જોઇએ. એમનામાંના એક બનીએ તો જ સિપાહીઓ માને. અત્યારે તો તેઓ બ્રિટિશ સલ્તનતના પ્રચારદારૂથી આપણને શત્રુ જ માને છે. ત્યાં સમજાવટ કરતાં સીધાં બલિદાન જ કાંઇક આંખ ઉઘાડી નાખે તેવો સંભવ છે.'

'પણુ સામસામી ગોળીએ મરીને ખતમ થઇ જવાને બદલે માર ખાવામાં કયાં બલિદાન આવ્યું એ મને સમજાયું નહિ. એવામાં મારે જીલ્લાના એક શહેરમાં જવાનું થયેલું; ત્યાં મારા કાકાબાપુ પોલીસ ઉપરી હતા. એક વાર માર જમીને મેં એમને કહી જોયું.' 'હેં કાકાબાપુ, આ સત્યાગ્રહીઓ તો આપણા દેશભાઇઓ છે. એને તમે શા માટે મારો છો ? એ તો આપણા દેશને સ્વતંત્ર કરવા લડે છે.' મારી વાત સાંભળીને એ હસી પડેલા. માથે હેટ મૂકીને ચાલતાં ચાલતાં એ બોલતાં ગયાઃ 'માળું આ યે વાણિયા ભેગું ભણીને વેવલું થઇ ગ્યું લાગે છે !' એ પછી કોઇ દિવસ કાકાબાપુ પાસે જાડી ઉઘાડીને બોલવાની મારી હિંમત રહી નહિ.

'એ વખતે મારા દોસ્ત મહીપતની વાત યાદ આવી ગઇ. મને થયું કે મારા કાકાબાપુ નહિ તો મારા પિતરાઇ ભાઇઓ ને મારા ગામના જ કોળી-રજપૂતોને તો થોડો વધારે વખત સાથે રહું તો જરૂર સમજાવી શકું. ચાલ એ માટે હું જ લશ્કરમાં ભરતી થઇ જાઉં; અને મેં મારા દેશને સ્વતંત્ર કરવાના ખ્યાલથી લશ્કરમાં ભરતી થવાનું નક્કી કર્યું.

'મારા આ નિર્ણયથી મારા નાનાં બા રાજી થયાં. ધોળી ટોપી-

વાળાનો સંગ છોડી, વેવલાઈથી આધો ખસ્યો માટે મારા કાકાબાપુ સહિત અન્ય કુટુંબીઓ પણ રાજી થયા. મારા ભાયાતો પણ રાજી થયા. મારા જેવો મેટ્રીકમાં ભણતો ફૂટડો જુવાન પોતાના તરફથી હિંદ લશ્કરમાં ભેટ કરવાની ઇચ્છાથી અચળગઢ દરબાર સાહેબ પણ ખુશ થયા. એમણે સામે ચાલીને મને પ્રોત્સાહન આપ્યું, મારા પિતાજીના વખતમાં થયેલા કરજ બદલ ગરાસ પર બેસાડેલી ટાંચ એમણે ઉઠાવી લીધી અને મારા મિત્રો સાથે સત્યાગ્રહમાં જોડાવા માટે મેટ્રીકની પરિક્ષા આપવી કે ન આપવી એ ચર્ચા કરતો હું મેટ્રીકની પરિક્ષા આપીને સીધો હિંદ લશ્કરમાં ભરતી થઇ ગયો.

'મારી આ ભરતીને કારણે મારા મિત્રમંડળમાં ધડાકો બોલી ગયો. થોડા દિવસ પહેલાં સત્યાગ્રહમાં જોડાવાની વાત કરનાર મને લશ્કરમાં ભરતી થવા નીકળેલો દેખીને તેઓ અંદરોઅંદર બોલતા સંભળાયા : 'ખૂટલ! ખૂટલ જાતિનો જુવાન ખૂટલ નીકળે એમાં નવાઈ શી?' આવાં વચનો બદલ એકાદ-બેને મારે ઝીકવા યે પડેલા ને મનમાં મનમાં ગાળો સંભળાવવાનો તો આરોવારો ન હતો. મનમાં થતું હતું કે 'માળા વેવલાઓ! થોડા મહિના જેલમાં જવા સિવાય બીજી ત્રેવડ નથી ને મને ખૂટલ કહેવા નીકળી પડયા છો! ખરે ટાણે હાલ્યા આવજો ને! દશેરાના ઘોડા દોડે ત્યારે કોણ આગળ રહે છે ને કોણ પાછળ રહે છે એ એની મેળે દેખાઇ જશે.

'હા, એક પેલા દોસ્ત મહીપતને મેં વાત કરેલી ત્યારે એણે કહેલું કે; 'તમારી વાત તમારી રીતે સાચી છે, પણ આઝાદીની લડતને આપણે લશ્કરી રીતે નહિ, પણ સમસ્ત માનવ-સ્વભાવની રીતે જોવી જોઇએ.' અને એ પછી મારી જ સાથે ભણતા મારા એ દોસ્તે એવી અગમનિગમની વાતો કહેલી કે હું એ નહિ સમજી શકેલો. ટૂંકમાં એણે મને ઉતારી નહિ પાડતાં 'તમે તમારી રીતે કરી છૂટો, બીજું શું?' એટલું કહીને એ અટકી ગયેલો.

'આવી રીતે હું હિંદી લશ્કરમાં જોડાયો અને લશ્કરી શિક્ષણ

લેવું શરૂ કર્યું. એક બાજુ શિક્ષણ લઇ રહ્યો હતો ત્યારે બીજી બાજુ મારા સિપાહી દોસ્તોને મારી વાત કેમ સમજાવવી એ વાત વિચારી રહ્યો હતો. એ સમજાવટમાં સૌથી વધારે જરૂર મને ઇતિહાસની લાગી. જેમ જેમ સમજાવટ માટે ઇતિહાસના દાખલા આપવા માટે હિંદનો ઇતિહાસ વાંચતો ગયો તેમ તેમ અંગ્રેજોનાં કૂડ, દગા, બેવફાઈ, નફ્ટાઇ અને એવાં એવાં અનેક કારસ્તાનો નજર સામે સ્પષ્ટ થતાં ગયાં. એ ઇતિહાસની ભૂમિકા લઇને મેં હિંદની આજની દશા સરખાવી જોઈ તો એ અંગ્રેજોની નાલાયકીનો આરોવારો ન લાગ્યો.

'પણ એ છતાં યે કદાચ હું યે સૌ જેવો એક બની ગયો હોત. અચલગઢના દરબાર સાહેબ અને મારા સસરા સાહેબથી માંડીને સગાં વહાલાં અને મારાં નાનાંબાની દિનરાતની સલાહ-શિખામણો સાંભળીને કદાચ લશ્કરી ઘોડાની પીઠ પર હું યે સીધી સવારીએ દોડી નીકળ્યો હોત. પણ પાડ માનું આપણા અંગ્રેજ સત્તાધીશોના કે એમણે લશ્કરમાં આપણી અને અંગ્રેજ અધિકારીઓ, અરે સિપાહીઓ સાથે પણ ભેદભાવ ચાલુ રાખીને મને સતત અક્કડ ને અક્કડ રાખ્યો. ભેદભાવ નહિ, પણ ભયંકર અપમાનજનક હાલતમાં રાખીને મારો એ સલ્તનત સામેનો રોષ એવો ને એવો સળગતો રાખ્યો.

'એવા સળગતા રોષ સાથે મેં મારું કામ ચાલુ રાખ્યું. પણ એ કામ ચાલુ રાખવામાં હું ભારે હેરાન થયો. સમજાવટ કરવા માટે કયારેક ચોપડીઓ, કયારેક સારા અહેવાલો કે કયારેક સાચી પરિસ્થિતિ બતાવવા માટે મારે લશ્કરી છાવણીમાં છાપાં લાવવાં પડતાં. પણ આપણે ત્યાં લશ્કરમાં આવી બહારની હવા સામે કેવો પ્રતિબંધ છે એનો તમને ખ્યાલ આપવાની મારે જરૂર નહિ પડે.

હા, મારી છાવણીના એક ગામડી સિપાહી પર એના ગામડેથી મીઠાઇ આવેલી. એ મીઠાઈ કોઇ રદ્દી છાપાના કાગળિયામાં વીંટાઇને આવેલી. મીઠાઈ ખાધા પહેલાં ફેંકી દીધેલો એ રદ્દી કાગળિયો કોઈ અધિકારીની નજરે ચડતાં, મીઠાઈ ખાધા પહેલાં એ સિપાહીને સતત સાત

કલાકની દોડની સજા બાદ દિવસો સુધી પાયખાના તરફ દોડ ચાલુ રાખતો મેં નજરે નિહાળેલો છે.

‘પણ આવી વાતો જવા દઉં. મને યે ઘણી વાર સજા થયેલી, તે આવા જ પ્રકારના કોઈ ને કોઈ શિસ્તભંગ બદલ પણ એ શિસ્તભંગની સજાઓ સહન કરવી મને ભારે પડી ગઈ છે. એક ગરાસિયાનો છોકરો, જુવાન વય, લોખંડી લશ્કરી તાલીમ પામી રહેલો ને હાથમાં હથિયાર ધરાવતો એક રજપૂતનો દીકરો—એને શિખામણ, કડક શેરા કે અપમાનભરી સજા સહન કરવા કરતાં હથિયાર ઉઠાવીને કેટલી વાર સીધો હિસાબ પતાવી નાખવાની ઇચ્છા થઈ ગઇ હશે એ તમારી પાસે કહેવાની જરૂર નથી. પણ ઇતિહાસ-વાચને મને બતાવ્યું હતું કે લશ્કરી છાવણીમાં જરા માત્ર ભૂલને કારણે સત્તાવનનો આખો બળવો નિષ્ફળ ગયો હતો,

પણ સૌથી વધારે ખ્યાલમાં તો પેલું ૧૯૧૪-૧૫નું પંજાબનું પ્રચંડ કાવતરું જ હતું. પહેલા વિશ્વયુદ્ધમાં અમેરિકા સ્થપાયેલી ગદ્દર પાર્ટીને હિંદી લશ્કરમાં વિપ્લવ જગાવવા મોકલી દીધી હતી. થોડીક જ ભૂલથી તેમના હેતુની જાણ થઈ જતાં એ ટુકડીના મોટા ભાગનાને હિંદી સરકારે કેદ પકડયા કે નજરકેદ રાખ્યા. પણ એમાંથી કરતારસિંગ નામનો એક જુવાન છટકયો અને પોતાનું કામ ચાલુ રાખ્યું હતું. એને સાથ આપનાર મળ્યા હતા આજે ટોકિયોમાં બેઠેલા રાસબિહારી બોઝ. આગના છરા જેવા આ વીસ જ વર્ષની વયના કરતારસિંગે થોડા જ સમયમાં હિંદી લશ્કરમાં અસંતોષ ફેલાવી દીધો. શચીન્દ્ર સન્યાલ અને પીંગલે જેવા સાથીદારોની સાથે મળીને એમણે હિંદી સિપાહીઓ અમુક ઠરાવેલે દિવસે વિપ્લવ જગાવે એમ ગોઠવ્યું. સિપાહીઓ પણ કબૂલ થયા. પણ એક સિપાહીએ દ્રોહ કરતાં કરતારસિંગ પકડાયો, પીંગલે મીરતના કિલ્લામાં બોંબ સહિત પકડાયો, બીજા પણ અનેક પકડાયા. કરતારસિંગે આખા વિપ્લવની જવાબદારી પોતાને માથે લીધી અને પીંગલે સહિત હસતો હસતો એ ફાંસીને

માંચડે ચડી ગયો. બીજા પણ અનેક સિપાહીઓને ફાંસી મળી. દિલ્હી, લાહોર, બનારસમાં અનેક માણસોની ધરપકડ થઇ. રાસબિહારી બોઝ હિંદ બહાર ભાગી ગયા. આમાંના હજી યે કેટલાક હિંદની જેલોમાં સબડે છે. આ બધું શા માટે થયું? થોડી શી ભૂલને જ કારણે. આ ખ્યાલ મારા ક્રોધને, મારા સ્વભાવ–જોશને વખતોવખત દબાવી રાખતો ને હું મારું કામ ચાલુ રાખ્યે જતો.

'એક જ ખ્યાલથી આ બધાં અપમાનો હું સહન કર્યે જતો કે મારી માતૃભૂમિ આથી યે વિશેષ અપમાનો દિન રાત ભોગવી રહી છે. ભવિષ્યમાં કયારેક પણ મારી માતૃભૂમિને એ અપમાનોમાંથી બચાવવા માટે હિંદમાં કોઇ આઝાદીનો જંગ આવી પહોંચશે ત્યારે સમજાવતાં સમજાવતાં હું યે મારા સિપાહી દોસ્તોને લઈને એ કાર્યમાં સાથ અપાવવા ઊભો રહી શકીશ.

'મારા આ કાર્યનો ખ્યાલ આપવા માટે મારા પેલા દોસ્ત મહીપતને વખતોવખત મળ્યા કરતો. ૧૯૩૦ ની લડાઇ બાદ બાર માસમાં તેર મહિના જેલમાં કે ગામડાના પ્રવાસમાં વિતાવતો મારો એ દોસ્ત ધીમે ધીમે મારી વાતો સહાનુભૂતિથી સાંભળતો થયો હતો, મારા કાર્યથી સંતોષ પામતો ને કયારેક નવી નવી સલાહ–સૂચનાઓ આપતો. મારી વાતો સાંભળીને ઘણી વાર એ થીજી જતો. હિંદી લશ્કર વિષે પ્રવર્તતા હિંદી જનતાના અજ્ઞાન વિષે એ ફાટી આંખે નીરખી રહેતો. પણ એ કહેતો: 'મારી શક્તિ પરિમિત છે. મને મારા કામ આડે તમારા કામમાં વધારે ઊંડા ઊતરવાનો વખત નહિ મળે. હું મારી રીતે મારું કામ કર્યે જાઉં, તમે તમારી રીતે તમારું કામ કર્યે જાઓ. બન્નેના કાર્યની જરૂર છે; ખરે વખતે કોઈકના કામનો આઝાદીના જંગમાં ઉપયોગ આવી જશે.'

'આ રીતે એની પાસેથી નવી તાજગી મેળવીને હું મારા કામમાં મચી જતો. હા, એ કામને કારણે હું લશ્કરમાં આગળ વધી ન

શકયો. પૂરાં કમીશન કે ઇનામ–અકરામ, માન-ચાંદ ન મેળવી શકયો. એ મેળવવા માટે મારા મિત્રો ને મુરબ્બીઓ, સગાં ને સલાહકારો સૌ મારી પાછળ લાગ્યા રહેતા. પણ તેમને એ કેમ સમજાવું કે કયે કારણે મારી ચડતી રૂંધાઇ રહી છે ?

'આ રીતે કામ કર્યે જતો હતો ત્યાં દુનિયા પર બીજું વિશ્વયુદ્ધ ઊતરી પડયું. હવે કોઇક વખતે મારા યે વતનમાં આઝાદીનો જંગ જામી પડશે અને એમાં મારી કલ્પના અનુસાર હું યે સાથ આપવા ઊભો રહીશ એવાં સ્વપ્નાં નીરખ્યાં કરતો હતો ત્યાં મારી બટાલિયનને અહીં મલાયામાં આવવાનો હુકમ થયો. આવા કટોકટીના કાળે મારા વતનમાં જ રહું તો વધારે સારું એવો મારો ખ્યાલ હતો. પણ મારી ઇચ્છાને સલ્તનતની ઇચ્છા સાથે મેળ ખાય તો તો આ બધા ધમપછાડા કરવાની મારે જરૂરત જ શાની પડત ? ન છૂટકે મારે અહીં આવવું પડયું.

'પણ પ્રભુએ જાણે અહીં ધકેલીને મને આશીર્વાદ આપી દીધા. મલાયાની ઉત્તરે જિત્રા આસપાસ લડતો હતો ત્યારે જાપાનીઓ બોલતા સંભળાયા : 'તમે અંગ્રેજોની પડખે શા માટે લડો છો ? એણે તો તમારા દેશને પરાધીન રાખ્યો છે. લડવાનું બંધ કરી અમારા પડખે આવી જાઓ. અમે તમને હથિયાર આપશું. સ્વતંત્ર કરીશું. તમે તમારા વતનની આઝાદી મેળવી લેજો. અંગ્રેજોને હિંદમાંથી હાંકી કાઢજો.' આ સાંભળીને હું ચમકયો, બધી પરિસ્થિતિનો વિચાર કરી જોયો. મેં આ તક ઝડપી લેવાનો નિર્ણય કર્યો. નિર્ણય કરીને મેં મારી આસપાસના સિપાહીઓ તેમ જ અફસરોમાં મારો ખ્યાલ રજૂ કર્યો. પણ એ ખ્યાલ એમને ગળે ઊતરવો મુશ્કેલ હતો. સલ્તનતની વફાદારીએ એમના ગળાને એટલું સાંકડું કરી મૂકયું હતું કે એ ગળા નીચે બીજું ઊતરવું અશકય હતું. મારા ખ્યાલ સામે એમણે વાંધો લીધો, વિરોધો કર્યા, પણ એમાં એમનો દોષ ન હતો. એ વાંધા–વિરોધ તેઓ બોલતા ન હતા, એમનામાં ઘર કરીને બેઠેલા

સલ્તનતે પાયેલા સંસ્કાર બોલતા હતા. એવા સંસ્કાર મેં લીધા હોત તો મેં યે એમ જ કર્યું હોત.

'છેવટ મલાયાની સલ્તનતી યુદ્ધચાલે મારી સમજાવટને વિશેષ સ્પષ્ટ કરી દેખાડી અને મારા વડીલ સમા અમરસિંગ સાહેબે, મારાથી મોટા, સમકક્ષાના, નાના અફસરો તેમ જ સિપાહીઓની મોટી સંખ્યાએ મારા મુદ્દાનો જે સહાનુભૂતિથી વિચારીને નિર્ણય કર્યો છે એ માટે હું મારાં અહોભાગ્ય માનું છું.

'જે ઇચ્છા લઈને હું હિંદી લશ્કરમાં ભરતી થયો હતો એને ઠેઠ અહીં મલાયા–સીંગાપુરની ધરતી પર આ રીતે કાંઈક અંશે મૂર્ત થતી જોઈને પ્રભુનો પાડ માનું છું. મારા અભ્યાસ–કાળના મિત્રો આજે ક્યાં હશે એ નથી જાણતો. હા, એટલી ખબર છે કે તેઓ એમની રીતે ક્યાંક ને ક્યાંક આપણા વતનની આઝાદી અપાવવાના કામમાં લાગી ગયા હશે. કોઇને મારીને, કોઇને વરસો સુધી ગાળો દઇને લશ્કરમાં ભરતી થયેલો હું પાછળથી એમની મુશ્કેલીઓ કાંઈક સમજી શકયો છુ ને તેઓ કોઈ ગામડાંમાં, કોઈ શાળામાં તો શહેરના કોઈ મજૂર લત્તામાં કેવી રીતે કામ કરી રહ્યા છે તેનો કાંઈક ખ્યાલ મેળવી શકયો છું. આપણે આજે અહીં શું કરી રહ્યા છીએ એનો તેમને ખ્યાલે ય નહિ હોય. કદાચ આપણા જ બાંધવો સમા આપણા જ સિપાહીઓ એમને દંડા મારી રહ્યા હશે, એમના પર ગોળીઓ છોડી ઘાયલ કરી રહ્યા હશે કે જેલની કોટડીઓમાં ધકેલી રહ્યા હશે.

'ચાલો, આજે આપણે આપણા જ બાંધવો સમા એ હિંદી સિપાહીઓના હાથે અજ્ઞાનપણે થઈ રહેલા દોષોને ધોવા માટે, આપણા જ મુલકના ધનમાંથી ઊભા થયેલા ને પોષાતા આપણા આખા હિંદી સૈન્ય પરના આપણા વતનને પરાધીન રાખવાના કલંકને સાફ કરવા માટે અહીંથી કૂચ કરીએ. આજ સુધી એ સલ્તનતને જે હથિયારોથી ટકાવી રાખી હતી એ જ હથિયારોથી એને હાંકી કાઢીને આપણા મુલકને આઝાદ કરવાનો પ્રયાસ આદરીએ ને સદીઓથી આપણાં શસ્ત્રો પર લાગેલા

વતનને પરાધીન રાખવાના ડાઘોને આપણાં ખૂનથી ધોતા ધોતા સાચા દિલથી પોકાર કરીએ કે 'આઝાદ હિંદ ઝીંદાબાદ !'

'આઝાદ હિંદ....ઝીંદાબાદ !' એવા આ સમયે સિપાહીઓએ પોતાના શિરટોચ સાદથી પોકાર ગજવ્યા અને એ પોકારે જાણે વાતવરણને ધરતીથી ઊંચું કરી લીધું. એ વાતાવરણમાં ઘડીભર કલ્પનાભોમમાં તોળાઈ રહેલા હિંદી નાગરિક સમૂહમાંથી ધીમેધીમે આગળ નીકળી ગયેલા વીરેન્દ્રે, પોતાની સાથે ઘસડી ગયેલ ડોકટરના હાથમાંથી પોતાનો હાથ છોડાવીને ઓટલા તરફ દોટ દીધી. ડોકટર સહિત આખી નાગરિક મંડળી વીરેન્દ્ર આ શું કરી રહ્યો છે એ આંખો ફાડીને નીરખી રહી ત્યાં તો વીરેન્દ્રે જ દૂરથી બૂમ મારી : 'ભાઈ જુવાનસિંગ ! દોસ્ત જુવાનસિંગ !'

એની બૂમ સાંભળીને સામે ઊભેલી હિંદી સિપાહીઓની ફોજો પણ અચંબામાં પડી. ઓટલા પર બેઠેલા હિંદી અફસરો નવાઈ પામી આ દોડયા આવતા નાગરિક હિંદી જુવાન સામે તાકી રહ્યા. જુવાનસિંગે પણ એ બાજુ આશ્ચર્યચકિત નજર ફેરવી. ક્ષણભર દોડયા આવતા જુવાનને ઓળખવાનો પ્રયાસ કર્યો અને ઓળખાણ પડતાં એણે પણ ઓટલા પરથી નીચે છલાંગ મારતાં બૂમ મારી : 'કોણ ભાઈ વીરેન્દ્ર ? દોસ્ત વીરેન્દ્ર ?'

'હા, ભાંઈ ! હું વીરેન્દ્ર ! તારા વર્ષોના શુભ પ્રયાસોને ખરે વખતે નિહાળવાનો લહાવો પામનાર તારો એક દોસ્ત અહીં હાજર છે. એ દોસ્તના સાથ સહિત બોલ ભાઈ 'આઝાદ હિંદ ઝીંદાબાદ !'

'આઝાદ હિંદ ઝીંદાબાદ !' બોલતાં જુવાનસિંગ લગોલગ આવતાં વીરેન્દ્રની કોટે બાઝી પડયો.

એમના દ્વિ-પોકારની સાથે ઓટલા પરના હિંદી અફસરોએ, દૂર આશ્ચર્યમાં ઊભેલા હિંદી નાગરિક મંડળે અને હિંદી સિપાહી-સમૂહે પણ પોકાર ગજવ્યો: 'આઝાદ હિંદ...ઝીંદાબાદ !'

એ પછી જુવાનસિંગ સાથે એકાદ કલાક દિલભર વાતો કર્યા બાદ વીરેન્દ્ર તેમ જ હિંદી નાગરિક મંડળ ઘેર જવા રવાના થયું.

જુવાનસિંગ એમને વિદાય આપવા સાથે નીકળ્યો. બરાબર ફરાર-પાર્કના દરવાજા પાસે આવતાં એક શિસ્તબદ્ધ બટાલિયનને સંબોધીને બોલાઇ રહેલા એક જુવાન અફસરના શબ્દોએ એમને થંભાવી દીધા. અફસર કરી રહ્યો હતો :

'આઝાદ હિંદ ફોજમાં મારી બટાલિયનનો એક પણ સિપાહી જોડાય નહિ. પોતાના મેલા હેતુ ખાતર જાપાનીઓ આ ફોજ ઊભી કરાવે છે. એટલે જ એમણે હિંદી લશ્કરના કોઈ મોટા અફસરને બદલે મોહનસિંગ સમા નાના અફસરને સિપાહીસાલાર બનાવવાનું નક્કી કર્યું લાગે છે. નાના અફસર પાસેથી પોતાનું મનધાર્યું કામ કરાવી લેવાનો જ એ પેંતરો છે.

'એમાં જોડાવા માટે તમને કોઇ કહેવા આવે તો એક ઘાએ ના સંભળાવી દેજો. જાપાનીઓ ઘાતકી પ્રજા છે. આઝાદ ફોજમાં ન જોડાનારને તેઓ ગોળીએ પણ ઉડાવી દેશે. મરદનો બચ્ચો સીસાના કટકાથી ડરતો નથી. કદાચ તમને કોઈ હુકમ કરે કે અમે તમારા અધિકારી છીએ, આઝાદ ફોજમાં ન જોડાનાર આ બગા-વતીઓ પર ગોળીઓ ચલાવો, તો તમારી બંદૂકની નળીઓ એ હુકમ દેનાર સામે જ ફેરવજો અને એને ગોળીએ ઉડાવી દેજો.'

અજાયબી અનુભવતાં વીરેન્દ્ર સહિત હિંદી નાગરિક મંડળના સૌ સભ્યોએ જુવાનસિંગ સામે નજર કરતાં એ બોલ્યા: 'તમારે માટે આ અફસરની વાતો અજાયબીભરી હશે, પણ મારે માટે એ દુઃખકારક છે. સલ્તનત માટે સંસ્કારગત વફાદારી ધરાવતા ખાનદાન નવાબી કુળના નબીરા આ કે. દિલાવરખાં સાહેબને હજી હું મારી વાત નથી સમજાવી શકયો એ બિના મને ખટકી રહી છે. જેમને ખાતર સિપાહીઓ મરી પડે છે એવો પ્રેમભાવ ધરાવનાર એ બહાદુર અફસર વ્યવસ્થાશક્તિ અને સંચાલનના એવા સદ્‌ગુણો ધરાવે છે કે કોઇ પણ લશ્કર માટે એ યશકલગી સમા બની જાય તેમ છે પણ શું કરું ?...' સૌ રવાના થયા ત્યારે આખો પાર્ક તો ગાજી રહ્યો હતો : 'આઝાદ હિંદ ઝીંદાબાદ.'

## ૭
# શોણિતનો સાદ

'ડોકટર સાહેબ! મને દવા આપો ને?' કોઈ મદ્રાસી જુવાનડો ડોકટર જોસેફના દવાખાનાને બારણે ઊભો દવા માગી રહ્યો હતો.

'ગાંડા! હવે વળી દવાની જરૂર હોય? જા, જે મળે એને 'આઝાદ હિંદ ઝીંદાબાદ!' કહેજે, રોજ સભાઓમાં હાજરી આપજે, હિંદી આઝાદ સંઘમાં જોડાઈ જજે, જેટલા બીજા હિંદી મળે એને પણ સંઘમાં જોડાવાનું કહેજે–વહેલો સાજો થઇ જઇશ–' કહેતા ડોકટર બહાર જવા માટે તૈયાર થઈ રહ્યા હતા.

'પણ ડોકટર સાહેબ! આ મારો તાવ કેટલા વખતથી નથી જતો. અંગની પીડા મટતી જ નથી.'

ડોકટરની બહાર જવાની તૈયારી સામે તાકી રહીને મદ્રાસી જુવાન બોલી રહ્યો હતો.

'ગમે એવા જૂના રોગ હશે એ પણ ચાલ્યા જશે, ગાંડા ભાઇ! પેલી બાટલીઓની દવાથી નહિ, હિંદી આઝાદ સંઘની રચનાની દવાથી. શારીરિક જ નહિ આર્થિક, માનસિક અને એવા એવા કેટલાયે પ્રકારના જૂના રોગ હિંદી જનતામાંથી ચાલ્યા જશે, એમાં તારો રોગ તે કોણ માત્ર—' કહેતા ડોકટરે હમણાં ખરીદી લીધેલો જાપાની ઢબનો હેટ માથે ચડાવ્યો અને સડેડાટ પડખેના ખંડમાં થઇને હસતા હસતા બે જાપાની અફસરની સાથે ઘર બહાર નીકળી ગયા.

દવાખાનાની બહાર ઊભેલ મોટર પાસે તેઓ આવ્યા કે સચ્ચાસિંગે આગલી બેઠકનું બારણું ખોલી દીધું. ડોકટર અને બન્ને

જાપાની અફસર પાછલી બેઠકમાં ગોઠવાઈ ગયા. સચ્ચાસિંગે બારણું બંધ કરી, મોટરનું વ્હીલ સંભાળ્યું કે ડોકટરે હુકમ દીધો : 'અચ્છા, સચ્ચાસિંગ ! પહેલાં માર્કેટ પ્લેસ તરફ, એ પછી રાફેલ એવન્યુ, એ પછી......, આમ પાંચ–છ નામ ડોકટર બોલી ગયા અને સચ્ચાસિંગે મોટરને હંકારી મૂકી.

મોટર એક પછી એક વિસ્તાર પસાર કરતી ગઇ અને ડોકટર ઘડીક ડાબી બાજુ, તો ઘડીક જમણી બાજુ આંગળી ચીંધતા બોલતા આવ્યા; 'Well Mr Yamonoto ! (વેલ, મિ. યામોનેટો!) આ... વિસ્તાર. ત્યાં અમારા પંજાબી સિપાહીઓ રહે છે. આ... વિસ્તાર. ત્યાં અમારા મદ્રાસી વેપારીઓ રહે છે. આ... વિસ્તાર ત્યાં અમારા હિંદીઓની વેપારી બજાર છે. નીચે એમની દુકાનો છે.... સાથે સાથે તમને અમારા મુખ્ય કામ કરનારાઓનો પણ ખ્યાલ આપી દઉં. કયારેક તમને કામ આવી જાય,'

'Good...Good...(ગુડ...ગુડ...સારું. સારું...) એવા પોતાના લાક્ષણિક જાપાની થડકાથી અંગ્રેજીમાં જવાબ દેતાં ડોકટરની પડખે જ બેઠેલ જાપાની અફસર સૌથી છેવાડે બેઠેલ અન્ય જાપાની અફસરને એ બધાં સ્થાનો એની ડાયરીમાં ચોકસાઈથી નોંધી લેવાનો હુકમ આપ્યે જતો હતો અને થોડી થોડી વારે ડોકટરને કહ્યે જતો હતો : 'તમારા હિંદી વિસ્તારને જરા યે તકલીફ નહિ આવે એવી અમે સંપૂર્ણ વ્યવસ્થા કરી દઇશું, ડોકટર. તમારા હિંદી વિસ્તારમાં વિશેષે હિંદી સિપાહીઓને જ વ્યવસ્થાનું દીર્ઘ કાર્ય સોંપી દઇશું. જાપાની સરકારને અને પ્રજાને હિંદી જનતા પ્રત્યે માન છે. હિંદી જનતાના સહકાર બદ્દલ અભિમાન છે.' એમનું સ્વમાન જાળવવા જાપાની સરકાર હરકોઇ પળે તૈયાર રહેશે.'

સીંગાપુરમાં આવેલી હિંદી વસ્તીનાં સ્થાન બતાવતા જતા ડોકટર વચ્ચે વચ્ચે અંગ્રેજ અમલની હેરાનગતિની વાતો પણ કર્યે જતા હતા. 'ઓહો ! આવા જુલમ ! આવા સીતમ !' એવા શબ્દો સહિત

આશ્ચર્ય બતાવતો જતો એ જાપાની અફસર આશ્ચર્ય બાદ તરત જ જાપાની અમલનાં સુખસગવડનું વર્ણન આપ્યે જતો હતો.

વેપારી વિસ્તાર આવતાં ડૉકટરે એક જબરી પેઢી સામે મોટર ઊભી રાખી. મોટરમાં બેઠાં બેઠાં જ એમણે હાંક મારીઃ 'મિ. ચેટ્ટીઆર ? શેઠ સાહેબ રાજગોપાલનના કાંઈ સમાચાર છે કે ?'

તરત જ સામેની પેઢીમાંથી દોડીને આવતા પેઢીના વડા મુનીમે ડૉકટરને સલામ ભરી. ડૉકટર પાસે બેઠેલ જાપાની અફસરોને જોઈને જરા સંકોચાતાં એણે કહ્યું : 'શેઠસાહેબ તો સેરેંબાન પહોંચ્યા છે.'

'સૂરેંબાન પહોંચ્યાં તો એક યુગ વીતી ગયો અને એના ચમાચાર બે જૂગ જૂના થઈ ગયા. સેરેંબાનથી પાછા કયારે આવવાના છે, એના કાંઈ સમાચાર ?' ડૉકટરે પૂછ્યું.

'પાછા તો...' મુનીમ જાપાની અફસરો સામે નજર નાખીને માથા પર હાથ ફેરવતાં જવાબ ખાઈ ગયા.

'કાંઈ જ વાંધો નથી. મિ. ચેટ્ટીઆર ! ખુશીથી કહી શકો છો.' ડૉકટરે મુનીમની મૂંઝવણ સમજી જઈને જાપાની અફસરો સામે નજર ફેંકતાં કહ્યું.

'શેઠ સાહેબ સેરેંબાન પછી કુઆલાલુંપુર જવાના છે. રસ્તામાં કદાચ પોર્ટ ડીકસન અને પોર્ટ સ્વીટનહામ પણ થતા જાય. આપણા જેવો જ ત્યાં પણ ઉત્સાહ છે. કયાંક તો વધારે. એટલે ઇપોમાં વધારે વખત રહેવાના છે. ત્યાં પિનાંગથી મિ. નિવાસન આવીને તેમને મળવાના છે. વાતો પછી જરૂર પડશે તો ટેપીંઝ થઈને પિનાંગ પણ થતા આવશે !'

આટલું કહેતાં મિ. ચેટ્ટીઆરના સમાચારમાં ઉત્સાહ આવ્યો અને કહેવા લાગ્યા : 'શેઠ સાહેબે અત્યારે વધારે નથી લખ્યું, પણ એમની સાથે ગયેલ એક માણસ અહીંથી હિંદી આઝાદ સંઘનું સાહિત્ય લેવા આવેલ છે. તે કહે છે કે મલાયાની પ્રજા જરા મૂંઝાઈને બેઠી હતી ખરી, પણ મૂંઝવણમાંથી પોતાની મેળે માર્ગ કાઢીને આપણા જેવી જ

કાંઈક કાંઈક વિચારણાઓ બધે થઈ રહી હતી. એવે વખતે બરાબર શેઠ સાહેબ જતાં ભારે ઉત્સાહ પ્રગટયો છે અને તરત જ વ્યવસ્થિત રીતે કામકાજ શરૂ કરવાની યોજનાઓ અમલમાં મુકાતી આવે છે.'

'કયાંક આપણા કરતાં યે તેઓ આગળ વધી જશે તો પછી રાજધાની સીંગાપુર નહિ રહે અને આપણે ખંડિયા બની જશું, એ ખ્યાલ રાખજો, મિ. ચેટ્ટીઆર!' હસતાં હસતાં ડોકટર બોલ્યા.

'અરે વાત છે કાંઈ?' ચેટ્ટીઆરે પણ સામે જવાબ દીધો. 'જુઓ, સામે પેઢી ખાલીખમ છે ને? પંદરમાંથી તેર નોકર શહેરમાં વિસ્તાર વિસ્તારમાં પહોંચી ગયા છે ને કામકાજ શરૂ કરી દીધું છે. બાકી રહેલા અમારા બેના પણ પેઢી પર બેઠાં બેઠાં બાર કલાકમાંથી અગિયાર કલાક હિંદી સંઘના જ કામમાં જાય છે.'

'ત્યારે વાંધો નહિ. રાજધાનીનું ગવર્નમેન્ટ હાઉસ આ પેઢીમાં સ્થાપી દેશું, બીજું શું?' કહેતાં ડોકટરે મિ. ચેટ્ટીઆરની વાતોનો સારાંશ જાપાની અફસરને કહી સંભળાવ્યો કે બન્ને જાપાની અફસરોએ પોતાનાં તણાઈ ગયેલાં મોઢાં વધારે તાણીને આનંદ વ્યક્ત કરી બતાવ્યો અને ડોકટરે સૂચના કરતાં મોટર આગળ વહેતી થઇ.

વળી પાછો હિંદી–વિસ્તારોનો પરિચય, કયારેક કયારેક ટૂંકા વાર્તાલાપો, આનંદ–આશ્ચર્યના મુખભાવો અને શહેરના માર્કેટ પ્લેસ પાસેના વિસ્તારમાં ડોકટરે મોટર ઊભી રખાવી.

સામેના વિશાળ દરવાજાવાળા મકાનમાં ખડગસિંહની તપાસ કરવા ડોકટરે સચ્ચાસિંગને મોકલ્યો કે થોડીવારમાં ખડગસિંહના વૃદ્ધ પિતા બાબા ધ્યાનસિંગ દરવાજામાં દેખાયા અને ત્યાંથી જ આવકાર આપતાં બોલતાં સંભળાયા : 'પધારો! પધારો! ડોકટર સાહેબ! અંદર જ પધારો ને?'

'અરે બાબાજી! આપે તકલીફ કાં લીધી?' કહેતા એકલા ડોકટરે મોટરમાંથી ઊતરતાં કહ્યું. 'અમે જરા કામે નીકળ્યા છીએ. અહીંથી નીકળતાં થયું કે એક મિનિટ ખડગસિંહ સાહેબને મળતો

જાઉં અને કે. દિલાવરખાં સાહેબની વાતના સમાચાર જાણતો જાઉં.'

'એ માટે વીરેન્દ્રભાઇ સાથે ભાઇ ગયો હતો અને હાલ તુરત ફોજનો વિરોધ કરવા છતાં છાવણીઓનું વ્યવસ્થાકામ સંભાળી લેવાની કેપ્ટન સાહેબે હા પાડી છે. ભારે દિલાવર માણસ. પણ કાલે રાત્રે એક બીજી મુશ્કેલી ઊભી થઇ છે. શહેરના અમારા જૂના શીખ સિપાહીઓ જાપાની અમલ થતાં એક સાથે નોકરી પરથી ઊતરી જવા માગે છે એવા સમાચાર સવારે આવતાં ભાઈ એમને સમજાવવા ગયો છે.'

'મને અત્યાર સુધી એના કાંઈ સમાચાર કેમ નહિ હોય?' હંમેશાં કોઈ પણ છેલ્લા સમાચાર સૌથી પહેલા મેળવનાર ડોકટર અજાયબી પામતાં મનોગત વિચાર મોટેથી બોલ્યા અને કારણ પૂછ્યું: 'એમને વળી શો વાંધો પડયો છે?'

'વાંધો તો માત્ર અમારી જાતની વફાદારીનો. કહે છે કે બ્રિટિશ સરકારના અમે નોકર હતા. બીજા સરકારની નોકરી અમે વફાદાર સિપાહીઓ ન સ્વીકારીએ.' બાબા ધ્યાનસિંગ હસતા બોલ્યા.

'પેલા હિંદી લશ્કરના સોગંદ લીધેલ સિપાહીઓ પણ આઝાદ હિંદ ફોજ રચવા તૈયાર થયા છે ને આ નોકરિયાતોને વળી વફાદારી આડી આવી?' ડોકટર બોલ્યા.

'જાતનો ગુણ ખરો ને? પણ ભાઇ બિદાદરીની છાવણીએથી હિંદી લશ્કરના અમારા શીખ કેપ્ટન ગ્યાનસિંગ સાહેબને લઈને સમજાવવા ગયો છે. સાંજ સુધીમાં તો પતી જશે. હા, થોડોક વાંધો પડએ ઊભા રહેલા જાપાની સિપાહીઓએ પણ આપેલો. શીખ સિપાહીઓની હાજરીમાં જરાક અડપલાં કરી નાખેલાં.' છેલ્લી વાત બાબા ધ્યાનસિંગે જાપાની અફસરો સામે નજર નાખતાં અંગ્રેજીમાં કહી.

'Beg your pardon: તમારી માફી માગીએ છીએ.' કહેતા મોટરમાંના મોટા જાપાની અફસરે વાતમાં રસ લેતાં પૂછી નાખ્યું: 'અડપલું? હિંદી વસ્તી પર? અમારા જાપાની સિપાહીઓએ?'

'ના, હિંદી વસ્તી પર નહિ, પણ ચીની વસ્તી પર. પણ અમારા સિપાહીની હાજરીમાં એવું અડપલું થાય એ તેઓ સહન ન કરે ને?' બાબા ધ્યાનસિંગ બોલ્યા.

'હાં, બરાબર છે, બરાબર છે. ઠીક ધ્યાન દોર્યું. હુકમ નીકળી જાય પછી જાપાની સિપાહી ભૂલ કરે તો એનું માથું સલામત ન રહે. છતાં યે આપના આ મુદ્દાની નોંધ કરાવી લઉં છું. એ વિષે ઘટતાં પગલાં ભરાઇ જશે.' એમ જાપાની અફસરે એમની રસમ મુજબ ઊભાં ઊભાં મોઢેથી ખાતરી આપી. બાબા ધ્યાનસિંગે ચા પીવા માટે પાંચ મિનિટ ઊતરી જવા માટે આગ્રહ કર્યો, પણ કામને કારણે માફી માગીને ડોકટર જોસેફે બાબા ધ્યાનસિંગને નમન કરી વિદાય લીધી. 'કેવો વિવેક! કેવી સભ્યતા!' કહેતાં જાપાની અફ્સરોએ મોટરમાં દાખલ થતાં તરત મત વ્યક્ત કર્યો અને મોટર આગળ ચાલી નીકળી.

વળી પાછો વિસ્તારોનો પરિચય શરૂ થયો અને સીંગાપુરનો શહેરી વિસ્તાર પસાર થતો ગયો. કરિયાણા બજાર વચ્ચે આવીને મોટર એક બેઠા માળના મકાન પાસે અટકી ત્યારે ઝરૂખામાં ઊભા ઊભા મોતીચંદ શેઠ ઘરની અંદર નજર નાખતા એમનું દશશેરિયું માથું ડોલાવીને ઊંચે અવાજે ગાઈ રહ્યા હતાઃ

**ભલી ભાર્ત ભૂમિ વિષે રાજ રહેતો,**
**હશે કો બિચારો નથી જેહ કહેતો,**
**ભલો દેશ મારો, ભલી ભોમ મારી,**
**મને પ્રાણથી નિત્ય છે એ જ પ્યારી......**

'અરે શેઠજી! સંગીત-કલાસ ખોલ્યો છે કે શું?' ડોકટરે નીચેથી બૂમ મારતાં મોતીચંદ શેઠે એકદમ ઝબકીને નીચે નજર ફેંકી.

'ઓહો પધારો, પધારો, પધારો. ડોકટર સાહેબ! પધારો!' એમ ઉલટાવીને ચાર ચાર વખત આવકાર-બોલ આપતા શેઠ એમના સ્થૂળ શરીરના પ્રમાણમાં અકલ્પ્ય ગતિએ નીચે આવ્યા, પણ ડોક-

ટરની પડખે જાપાની અફસર જોતાં ખચકાયા. એમનો ખચકાટ દૂર કરવા ડૉક્ટરે જ સામેથી પૂછી નાખ્યું: 'કેમ, સંઘનું ફંડ ઝરૂખામાં સંગીતના જલસા કરીને મેળવવાનો પ્રોગ્રામ રચ્યો છે કે શું ?'

'અરે હોય, ડૉક્ટર સાહેબ ! અમારા ગુજરાતી મંડળમાંથી જ સવારમાં ૩૦ હજાર ડૉલર થઈ ગયા ને ? જરા ચેટ્ટીઓને સમજાવતાં મુશ્કેલી પડશે એમ લાગ છે. અત્યારે તો અમે ભણતા ત્યારે ચાલતી એ દેશભક્તિની કવિતા મારી કંચનને સમજાવતો હતો '

એ જ વખતે શેઠની તેર–ચૌદ વર્ષની છોકરી નીચે આવી પહોંચી, સીધી મોટરની પગથી પર ચડી જઇને ડૉક્ટરનો હાથ ઝાલીને એ કહેવા લાગી :' 'કહેજો ડૉક્ટર સાહેબ ! કહેજો ડૉક્ટર સાહેબ ! મારા બાપુજી મને કવિતા શીખવે છે એમાં કેટલી બધી ભૂલ છે ? 'ભલી ભાર્ત ભૂમિ વિષે રોજ રહેતો' એને બદલે 'ભલી ભાર્ત ભૂમિથી દૂર રોજ રહેતો' એમ આપણે કાયમ સીંગાપુરમાં રહેનારાંએ ગાવુ જોઇએ ને ?'

'આજકાલનાં છોકરાં તો માબાપને યે ભણાવે એવાં છે હો, ડૉક્ટર સાહેબ ! હે હે હે...' કહેતા મોતીચંદ શેઠ કંચનને મોટર પરથી ઉતારતા બોલી રહ્યા.

'મદ્રાસી વેપારીઓને કહેજો કે કાગળિયાંની કિંમત કાગળથી એ કમ થઈ જાય એ પહેલાં સારા કામમાં વાપરી નાખે.' કહેતાં ડૉક્ટરે મોટર હાંકવાનો હુકમ આપ્યો. 'આવડાં બાળકોમાં પણ શી હિંમત ! શી દેશભક્તિ !' કહેતાં જાપાની અફસરે મતપ્રદર્શન કર્યું અને મોટર આગળ ચાલતી થઈ.

શ્રીમંત વિસ્તાર છોડી મોટર એક પછી એક ગરીબ વિસ્તાર વટાવતી ગઈ. ડૉક્ટરને મોઢે વિસ્તારોનો પરિચય અપાતો ગયો. 'ઓહ ! કેવી કંગાલિયત ! બ્રિટિશ સલ્તનતની શી શોષણનીતિ !' એવા જાપાની અફસરના હોંકારા મળતા ગયા. અચાનક દૂરની ગલ્લીમાં સામાન ઉપાડીને ચાલ્યા જતા પાંચ છ હિંદી સિપાહીઓ તેમ જ નાગરિકો પર નજર પડતાં ડૉક્ટરે મોટર થંભાવી અને 'માફ કરજો !

બે મિનિટ.' કહેતા ડૉક્ટર નીચે ઊતર્યા અને પેલા માણસોને પછવાડેથી બૂમ મારીઃ 'અરે મહાત્માજી ? ઓ મહાત્માજી !'

પાંચ–છ માણસોમાંથી એક માથે અને બીજું ખભે પોટલું ઉપાડીને હસીને વાતો કરતા ચાલ્યા જતા એક આધેડ પુરુષે પાછા વળી જોયું. ડૉક્ટરને જોઇને એ ને એ સ્થિતિમાં સામા એ આવ્યા કે ડૉક્ટરે કહ્યુંઃ 'અરે મહાત્માજી ! મજૂરીનો ધંધો વળી કયારે શરૂ કર્યો ? એ ધંધામાં ફાયદો હોય તો મારો યે ભાગ.'

'અરે ડૉક્ટર સાહેબ ! તમે ય કયાં ઓછા ફાયદાના ધંધા કરો છો કે આમાં ભાગ અપાવવો !' કહેતાં મહાત્માજીએ મોટર સામે નજર ફેંકી.

'એ છે મિ. યામોનોટો. હિંદી વસ્તીના નિરીક્ષક-અધિકારી. આવો, પરિચય કરાવું. ચોવીસ કલાકમાં કયારે તમે સત્તાવાળાઓ સાથે અથડાઇ પડો એ ન કહેવાય. પરિચય સારો.' કહેતાં ડૉક્ટરે મહાત્માજીને માથેથી ભાર નીચે ઉતરાવ્યો. 'અરે, ના, ના, પરિચયની મારે વળી શી જરૂર.' એમ મહાત્મા કહેતા રહ્યા ત્યાં ડૉક્ટરે એમને મોટર પાસે લઇ જઇને જાપાની અફસર સાથે ઓળખાણ કરાવી.

'ઓહ મહાત્માજી ! ધર્મગુરુ !' કહેતા જાપાની અફસરો નીચે ઊતર્યા. જાપાની ઢબે બન્ને હાથ પાછળ લઈ જઇને માથું નમાવી મહાત્માજીને નમન કર્યાં કે મહાત્મા કૈલાસનાથ બોલ્યાઃ 'ના રે સાહેબ, હું વળી મહાત્મા કેવો. મહાત્મા નામ તો મને મોટો બનાવીને અળગો રાખવા આ સાહેબોએ વળગાડી દીધું છે. હું યે તમારા સૌના જેવો જ છું.'

મહાત્માજીની પ્રવૃત્તિઓનો ડૉક્ટરે પરિચય આપ્યો. તરત જાપાની અફસરે 'જરૂર પડે તો હુકમ ફરમાવજો.' એવો વિવેક બતાવ્યો.

એમની ટેવ મુજબ 'કામની બાબતમાં જરા યે વિવેકમાં ઊતર્યા વગર મહાત્માએ તરત જરૂરિયાતની વાત રજૂ કરીઃ 'હાં, ડૉક્ટર સાહેબ ! અફસર સાહેબને જણાવો કે શહેરના ઓરિયા વિસ્તારમાં જાપાની સિપાહીઓએ એક–બે ઘરમાં ઘૂસીને રંજાડ કરી છે. બિચારી યુવાન બાળાઓ ! એમનાં દુઃખ અને રુદનની શી વાત કરું ?'

વાત સાંભળતાં ડૉકટરની આંખોનો પણ રંગ બદલાયો. જાપાની અફસરે પણ તરત જ પોતાની ડાયરી કાઢીને પૂછયું: ' બોલો કયો વિસ્તાર? અમારા સિપાહીના નામની કાંઈ ખબર ?'

'નામ આપવાની જરૂર નથી. કદાચ તમારો કાયદો એમનાં માથાં સાથે અફળાશે. એમણે માફી માગી લીધી છે. ફરીથી આવી ભૂલ નહિ થાય એનાં વચન આપ્યાં છે. કારણમાં એ બાળાઓનાં મોઢાં ચીની સ્ત્રીઓ જેવાં લાગેલાં એમ જણાવ્યું છે. અમારે તો એ પણ એટલા જ દુ:ખની વાત. હવે તો એ બધું પતી ગયું છે. પણ તમારા સૌ સિપાહીઓને આ બાબતમાં એક સરખી તાકીદ મળી જાય તો આભાર.' મહાત્મા બોલ્યા.

' તાકીદ તો મળી જશે. પણ નામ આપો. હુકમનો અનાદર અમારો નિયમ ચલાવતો નથી. કૃપા કરી નામ આપો. હિંદી વસ્તી સાથેના સુમેળમાં અમને એથી સરળતા રહેશે.' જાપાની અફસરે નામ આપવા માટે આગ્રહ સહિત કહ્યું.

'નામ તો મારે મોઢે નહિ મળે, સાહેબ. તમારો નિયમ અને અમારી નીતિનો મેળ નહિ ખાય. અન્ય વસ્તી સાથે આવો વ્યવહાર ચાલુ હોય ત્યાં અમારી વસ્તી માટે બે–ચારનાં માથાં કાપ્યે સિપા-હીઓનાં દિલ બદલાઈ ન જાય એવી અમારી માન્યતાઓ સામસામી આવીને ઊભી રહેશે.' મહાત્માએ ચોક્કસ જવાબ દઈ દીધો.

જાપાની અફસર સાથે વાત પતાવીને તરત મહાત્મા ડૉકટર તરફ ફર્યા અને પૂછયું: 'કેમ ડૉકટર સાહેબ! આ બધી દોડાદોડમાં અમારા જેવા ગરીબને નથી ભૂલી ગયા ને?'

'ના રે, મહાત્માજી! એમ તે હોય? હમણાં જ મોતીચંદ શેઠે સવારમાં જ ગુજરાતી વેપારીઓમાંથી ૩૦ હજાર ડૉલર થઇ ગયાના સમાચાર આવ્યા. હજી ચેટ્ટીઆરો અને શીખ સોદાગરો તો બાકી છે. હિંદી વસ્તીનો આજકાલનો ઉત્સાહ હવે નોટોની ગણતરી કરે છે જ કયાં?' ડૉકટર બોલ્યા.

'પણ ડૉલરની નોટો કાંઇ ખાઈ શકાશે? કાગળનું તો વજન પણ કેટલું? અમારે તો અનાજ જોઈએ. હિંદી સિપાહીઓને પણ ખાવાના સાંસા છે. એ તો શાબાશ કહીએ દિલાવરખાં સાહેબને કે છાવણીઓમાં દવાદારૂ, પાણી–બત્તી વગેરેની વ્યવસ્થા પોતાને માથે ઉપાડી લીધી છે ને આપણા ભાગે અનાજની જ ચિંતા રહેવા દીધી છે.'

આમ કહેતાં મહાત્માએ ફરી પાછો માથે બોજ ઉપાડી લીધો. ડૉકટર અને અફસરો સાથે 'જય જય' કરીને મહાત્માની વિદાય, જાપાની અફસરોનાં ફરીથી નમન, 'ઓહ! કેવા જબરા સંત! પુનિત દર્શન!' કહેતાં જાપાની અફસરોનો મોટર-પ્રવેશ—અને મોટરનું પુનઃપ્રસ્થાન.

નમતા બપોર સુધીમાં હિંદી વસ્તીનો ઘણોખરો વિસ્તાર દેખાડી દીધા બાદ ડૉકટરે જાપાની અફસરોને ઓફિસે ઉતારી દીધા.

'Thanks! Many many thanks for your sincere co-operation: આભાર! તમારા સહૃદયી સહકાર બદ્દલ ઘણા ઘણા આભાર!' કહેતા જાપાની અફસરો જુદા પડયા.

ડૉકટરે કાંડા તરફ નજર કરી તો ઘડિયાળ પાંચમાં પાંચ મિનિટ પર કાંટા બતાવી રહી હતી.

'સચ્ચાસિંગ! પૂર ઝડપે. ગાંગુલી સાહેબના ઘર તરફ. ઘણું મોડું થઈ ગયું.' કહેતાં ડૉકટર જાણે પોતાના અંગની ઝડપ વધવાની હોય એવી રીતે મોટરમાં તંગ થઇ ગયા.

મારમાર વેગે મોટર શરદ ગાંગુલીને ઘેર પહોંચી ત્યારે કાંટા સવાપાંચનો આંકડો વટાવી ગયા હતા.

મોટરમાંથી ઊતરીને દોડાદોડ ગતિએ ડૉકટર શરદ ગાંગુલીના દરવાજામાં પ્રવેશ્યા. પ્રવેશ કરતાં જ ડાબી બાજુના બગીચાના મંડપમાં લાલ, લીલા, પીળા, આસમાની, એવા વિવિધ રંગોના ઝબકારાથી ચમકયા. મંડપ સામે ડૉકટરે નજર કરી ત્યાં તો સામેથી અવાજ આવ્યો: 'ડૉકટર કાકા! એક મિનિટ. માત્ર એક જ મિનિટ! ડૉકટર કાકા!'

ક્ષણ પહેલાંની પોતાની ઉતાવળને ભૂલી જઇને ડૉકટર મંડપ તરફ પગલાં ભરતા બોલ્યા :

'અરે હેમાંગિની! શી ધમાલ છે આ? રોમ સળગતું હતું ત્યારે નીરો ફિડલ વગાડતો હતો એને બદલે સીંગાપુર હચમચતું હતું ત્યારે યે હિંદી સ્ત્રીઓ રૂપરંગનાં પ્રદર્શન ભરતી હતી એવી કહેવત વહેતી કરવા ભેગાં થયાં છો કે શું?'

'અરે ના, ના, ડૉકટર કાકા! આ અંજલિ બહેન બેઠાં છે ત્યાંસુધી અમારી જાતિને એવું બિરદ મળવાની સંભાવના કેવી? જુઓ ને, ખરા બપોરનાં અમને સૌને અહીં એકઠાં કર્યાં છે અને સીંગાપુરના પુરુષ-સમુદાયને મદદ કરવા માટે નારી-સંઘ શરૂ કરવા માટે માથાફોડ કરી રહ્યાં છે. કહે છે કે એકલા પુરુષોને આ જોખમી કાર્યમાં એકલા કેમ રહેવા દેવાય?' ગાંગુલીની મોટી દીકરી હેમાંગિની ડૉકટરને આવકાર આપવા માટે થોડાં ડગલાં આગળ આવતાં બોલી.

'અને એ નારી-સંઘનાં સભ્યો હશે 'ધા કિરીકટ ધા...ગદિગન ધા...'ના બોલે, પગે ઘૂઘરા બાંધીને સવારે બ્રશ કર્યા પહેલાંથી મોડી રાત સુધી નાચનાર આ મારી ભત્રિજી હેમાંગિની કે? એની વ્યવસ્થાપક હશે તંબૂર પકડીને 'આ...આ...ઉ...ઉ...' રાગડા તાણીને દિનરાત સીંગાપુરનાં મચ્છર તગડતી મારી નાની ભત્રીજી શિવાની કે?' ડૉકટર મંડપના પ્રવેશદ્વાર પાસે ઊભા રહેતા બોલ્યા.

'અરે ડૉકટર સાહેબ! તમે કાંઈક ભૂલમાં છો. એ હેમાંગિની તો સંઘની સ્થાપનાની પ્રથમ જ બેઠકમાં લાવેલ છે બોંબની ફોર્મ્યુલા અને શિવાની લાવી છે કટારની યોજના. ઘૂઘરા અને તંબૂર તો કયારનાં એમણે અભરાઇએ ચડાવી દીધાં.' મંડળના પ્રવેશદ્વાર પાસે બેઠેલી અંજલિ હળવેથી ઊભી થઇને માથા પર સાડીનો છેડો સંકોરતાં બોલી.

'ગમે એમ તોયે વાઘનાં બચ્ચાં, અંજલિ! બાપે બોંબ બનાવીને હિંદ છોડી સીંગાપુરમાં વાસ લીધો. હવે દીકરીઓ એ રવાડે

ચડીને ક્યાં જઇને રહેશે એની વેતરણ અગાઉથી કરી રાખી છે કે નહિ એ તો એને પૂછી જો ?' ડોકટર બોલ્યા.

'ઓછામાં ઓછો તમારા દવાખાનાનો ખૂણો નહિ શોધીએ, ડોકટર કાકા ! વધારે વાત કરશો તો બોંબનો પહેલો પ્રયોગ તમારા પર જ અજમાવવો પડશે. બોલો, અમને મદદ કરવાનું વચન આપો છો ને ?' એક પડખે હેમાંગિની અને બીજે પડખે શિવાનીએ ઊભાં રહીને એક સાથે પૂછ્યું.

'પણ કઇ મદદ ? શેનું વચન ? આ રીતે તો તમારા બાપાએ પણ હિંદમાં વગર સ્પષ્ટીકરણે બોંબ ઉડાડયો ન હતો. વાત તો કરો ?' ડોકટર બોલ્યા.

'લો ને હું જ કહું, ડોકટર સાહેબ ! અમારી સભાઓમાં ભાષણ કરવાની, અમને સલાહ સૂચના અને માર્ગદર્શન આપવાની મદદ.' વચ્ચેથી અંજલિ બોલી.

'Oh God ! આ તો હજામ પાસે હાંડલાં ઘડાવવાની વાત. હું તો કહો તો મારી મોટરમાં ચાર ચક્કર ફેરવી આપું. જાપાની અફસરો સાથે ઓળખાણ કરાવી આપું. ભાષણ, સલાહ સૂચના, ને માર્ગદર્શન જોઇતાં હોય તો મિ. વીરેન્દ્ર છે જ ને ? પકડો એની ચોટી, જો એણે રાખી હોય તો.' ડોકટર બોલ્યા.

ડોકટરે આ સૂચના કરતાં જ અંજલિ ચૂપ થઈ થઇ ગઇ. પણ એ જ ક્ષણે હેમાંગિનીએ વાત ઉપાડી લીધી: 'અરે ભગવાન ! એ સાહેબ તો અમારી સ્ત્રીઓની સભા સામે નજર પણ કરે ખરા ? હમણાં થોડી વાર પહેલાં અહીંથી ગયા ત્યારે મારા બાપુજીએ પણ ઘણા ઘણા સમજાવી જોયા પણ કહે કે એ સ્ત્રીઓની લપ મારે ન જોઇએ...'

'અરે ! મિ. વીરેન્દ્ર ગયા ! અમારે તો અત્યારે મિટીંગ હતી. માફ કરજો, હમણાં તારા બાપુજીને મળી લઉં. વળતી વખત વળી આવી જઇશ.' કહેતા ડોકટર એકદમ મંડપ બહાર નીકળ્યા.

દોડાદોડ ગતિએ ડૉકટરે બાગ પસાર કરીને દીવાનખાનાનાં પગથિયાં પાસે પગ મૂકયો કે એમને આવતા જોઈને સામે લેવા આવેલા ગાંગુલીએ કહ્યું : 'હાં ! હાં ! ડૉકટર સાહેબ ! એટલી બધી ઝડપથી હવે આવવાની જરૂર નથી. મિ. વીરેન્દ્ર તો ગયા. પા કલાક થઈ.'

'મેં ધાર્યું જ હતું. એ જુવાન બધાને અન્યાય કરી શકશે. એક ઘડિયાળને અન્યાય નહિ કરી શકે.' ડૉકટરે જરા ધીમે પડીને પગથિયાં ચડતાં કહ્યું.

'તમારી વાત સાચી છે. પણ અત્યારે એમને એક સભામાં જ જવાનું હતું. છતાં યે એમણે અર્ધો કલાક તમારી રાહ જોઈ. પછી ઊપડી ગયા.' ખુરસી પર બેસતાં ગાંગુલી બોલ્યા.

'શાબાશ ! એનું નામ Young Blood : જુવાન લોહી. કેમ છેવટ પલ્લું મારા તરફ જ ઢળ્યું ને ?' ડૉકટરે પણ ખુરસી પર બેઠક લેતાં કહ્યું.

'ના, ના. પલ્લું મારા તરફ પણ નથી ઢળ્યું ને તમારા તરફ પણ નથી ઢળ્યું. એમણે તો વળી ત્રીજો જ માર્ગ પકડયો છે.' ગાંગુલી બોલ્યા.

'તમારી પત્રકારી ભાષામાં જેને તમે Diplomat : રાજદ્વારી માણસ કહો અને જે એકેય પક્ષ તરફ Commit થયા વગર : કાંડા કાપી આપ્યા વગર વચલો માર્ગ કાઢે એવું જ કર્યું, એવો તમે રીતસર અહેવાલ પેશ કર્યો હોત તો સરસ લાગત.' ડૉકટર બોલ્યા.

'ના, ના, વાત એમ નથી.' ગાંગુલી બોલ્યા. 'વાત એમ છે કે પહેલાં મેં મારો આગ્રહ રજૂ કર્યો કે મારી સાથે ટોકિયો આવો. જાપાનીઓ સામેની તમારી સદાજાગ્રત શંકાઓ આપણને ફસાઈ પડતા બચાવી દેશે. તો કહે કે, અહીં આપણને હિંદી આગેવાનોને મેજર ફુજીવારાએ જે મૌખિક વચનો આપ્યાં છે એથી જાપાનીઓની નેમ પર વિશ્વાસ રાખીને આગળ પગલું ભરવાનું પ્રાથમિક વાતાવરણ બંધાય છે. એ વાતાવરણ દઢીભૂત થતાં ઘણા પ્રસંગો ઊભા થઈ જાય. એવે વખતે

જાપાનીઓ સાથે તમે જે શાંતિથી પતાવી શકશો એ શાંતિ હું નહિ પકડી શકું ને નકામું કાચું કપાઇ જશે. કયાંક વાંધા જેવું લાગશે તો પાછળથી કયાં નથી કહેવાતું ? એ પછી તમારો આગ્રહ રજૂ કર્યો. મેં કહ્યું કે, તમારાં છેલ્લાં છેલ્લાં ભાષણો સાંભળીને ડૉક્ટર એટલા બધા ખુશ થઇ ગયા છે કે...'

'છોકરી હોત તો તમારે ગળે વરમાળ પહેરાવી દેત!' ડૉકટર વચ્ચેથી જ બોલી ઊઠયા.

'આજના જમાનામાં કોઈ છોકરી વતી મા–બાપ પણ આવી દરખાસ્ત રજૂ નથી કરી શકતાં ત્યારે હું તમારી ગેરહાજરીમાં તો એ કેમ કહી શકું ? છતાં યે એટલું તો કહ્યું કે, ડૉકટર તમારા પર એટલા બધા ખુશ થઈ ગયા છે કે બ્રિટિશરોએ યુદ્ધજરૂરિયાતને નામે તમારી જે મોટર લઈ લીધી હતી એ પાછી મેળવી આપીને ખુદ ડૉકટર મોટર ચલાવ્યા કરશે ને તમે આખો મલાયા ને સીંગાપુર ભાષણથી ગજવ્યા કરજો. એની પણ એમણે ઘસીને ના પાડી.'

'ત્યારે કરશે શું ? કયાંક બંદૂક ઉપાડીને હિંદી લશ્કરમાં મળી આવેલા એમના મિત્ર લેફ્. જુવાનસિંગ પાસે લશ્કરી શિક્ષણ લેવા બેસી ન જાય.' ડૉકટર બોલ્યા.

'લગભગ એવું જ છે ડૉકટર. મિ. વીરેન્દ્ર કહે છે કે સંઘની કારોબારીમાં જરૂર રહીશ અને ભાષણો કરવા ગમે ત્યારે હાજર રહીશ. પણ મારું મુખ્ય કામ તો જુવાનોને તૈયાર કરવાનું રહેશે. કોઇ પણ લડાઇમાં મોખરે જુવાનવર્ગ જ રહે છે. જુવાનવર્ગ તૈયાર થશે તો એની પાછળ નાગરિક જનતા પણ લશ્કર–ભરતી માટે તૈયાર થશે. એ કામ હું ઉપાડી લઇશ, એમ વીરેન્દ્ર કહે છે.' ગાંગુલી બોલ્યા.

'પણ લડનારા તો હિંદી લશ્કરના આટલા બધા સિપાહીઓ તૈયાર ટપકે મળી ગયા છે. એ પછી વધારે લડનારાને કયાં નાખશું ? વધારે લડનારા તૈયાર થશે તો સામસામા લડવા ઊઠશે.' ડૉકટર બોલ્યા.

ડૉકટર અને શરદ ગાંગુલી અહીં આ રીતે ચર્ચા કરી રહ્યા હતા, બરાબર એ જ વખતે—

સીંગાપુર શહેરની મધ્યમાં આવેલ રામકૃષ્ણ મિશન આશ્રમની પાછલી પરસાળમાં દોઢસો જેટલા યુવાનો સમક્ષ વીરેન્દ્ર કહી રહ્યો હતો:

'આજે હું તમારી સમક્ષ ભાષણ કરી રહ્યો છું એટલે તમે એમ ન ધારી લેતા કે આવતી કાલે યે ભાષણ કરતો હોઇશ અને એક માસ પછી યે ભાષણ કરતો હોઇશ. તમેય ભાષણ સાંભળતા હશો અને ભાષણ કરવાની કળા તમે શીખી લેશો પછી અન્ય વિસ્તારોમાં ભાષણ કરવા માટે તમને મોકલતો હોઇશ. એમ જ કરવું હોત તો તમારી પાસે રોજ રોજ ભાષણો કરીને મારી જીભ અને તમારા કાન બન્નેને થકવવા કરતાં ભાષણની ટાઢે કોઠે રેકર્ડો જ ઉતરાવી લીધી હોત અને વિસ્તારે વિસ્તારે ગ્રામોફોન પર ચડાવીને હિંદી જનતાને સંભળાવ્યા કરી હોત.

'હું તમારી સમક્ષ ભાષણો કરું છું એ તો તમને પોતાને તૈયાર કરવા માટે, હિંદની આઝાદીના રીતસરના એક સિપાહી તરીકે તૈયાર કરવા માટે ભાષણ કરી રહ્યો છું.

'આ જ સીંગાપુરની ધરતી માથે વીસેક વર્ષ પહેલાં એક બળવો જાગ્યો હતો. એ સમયે કેનેડાની સરકારે પોતાના દેશમાં હિંદીઓ સામે પ્રવેશબંધી ફરમાવીને, સીધેસીધી કોઇ સ્ટીમર હિંદીઓને લઈ ને કેનેડાને બંદર ઊતરે તો આવવા દેવાની નામની બારી રાખી હતી. એ નામની બારીને સાચો પડકાર કરવા આ જ સીંગાપુરના એક શ્રીમંત શીખ ગુરુદત્તસિંગ 'કોમાગાટામારુ' નામની એક સ્ટીમર ખરીદીને ૩૭૨ પંજાબીઓ સાથે કેનેડા ગયા હતા. પણ કેનેડાની સરકારે એ કલમપાલનનો વિશ્વાઘાત કરીને, તોપમારાની ધમકીએ હિંદી વહાણને પાછું કાઢયું હતું. કેનેડાની સરકારની એ તુમાખી અને એ વિશ્વાસઘાત, ધોળી ચામડીની એ જગતી–ભીંસતી તુંડમીજાજી સામે વિદ્રોહ અને બંડ જગાવતી એ સ્ટીમર આ જ સીંગાપુરને બારેથી

પસાર થઈ હતી. આસમાનમાં દમકતી દામનને ઝીલવા માટે ત્રાંબાના તાર નાખવાની જરૂર નથી પડતી. એ તો અદ્ધરોઅદ્ધર ... છે અને કોઈ કરાળ કાળમથ્થા એને ઝીલી લે છે. સીંગાપુરની બંદરગાહમાં આઘે આઘે ઊભેલી એ સ્ટીમરની દામન—જ્વાલા સીંગાપુરના શીખ સિપાહીઓએ ઝીલી લીધી હતી અને વિદ્રોહ જગાવ્યો હતો. એકેએક બ્રિટિશ અફસરને એમણે પરહેજ કર્યા હતા અને સીંગાપુરની ધરતી માથેથી બ્રિટિશ સલ્તનતના વાવટાને હેઠો ઉતારીને હિંદી વાવટાને ફરકાવી દીધો હતો. બબ્બે દિવસ સુધી એ હિંદી સિપાહીઓના હાથમાં સીંગાપુરનો કિલ્લો રહ્યો હતો.

'પણ બ્રિટિશ સલ્તનતે જાપાની સરકારની મદદ લઈને ભયંકર ગોલંદાજી કરી હતી. જાપાનના જ સિપાહીઓને આડા ધરીને કિલ્લો હાથ કર્યો હતો અને આ સીંગાપુરને માથે બબ્બે દિવસ હિંદી વાવટો ફરકાવવાની ભયંકર હિંમત કરનાર એ હિંદી સિપાહીઓને કોર્ટમાર્શલ કરીને આ જ સિંગાપુરની જેલની દીવાલો પાછળ ફાંસીએ ચડાવી દીધા હતા.

'તેઓ ફાંસીએ ચડી ગયા હતા, ત્યારે હિંદી જનતા એમની પડખે ઊભી રહી શકી ન હતી. કેમકે એમના દિમાગમાં સમજ ન હતી, કાંડાંમાં તાકાત ન હતી. શસ્ત્રાગાર હાથ પડયું હતું, પણ એમને શસ્ત્રનું જ્ઞાન ન હતું, શસ્ત્રો ઝાલતાં યે આવડતાં ન હતાં. બ્રિટિશ સલ્તનતે એમને અહીં મજૂરી કરવા જ બોલાવ્યા હતા અને મજૂરી કરાવી કરાવીને મૂંડી નીચી નમાવી દીધી હતી. ઊંચી આંખ કરીને તેઓ કહી પણ શકયા ન હતા કે અમારા સિપાહીઓનાં તમે કયે ઠેકાણે ગળાં હલાલ કરી નાખ્યાં છે. એમનાં મુરદાં અમારા હાથમાં આપો તો અમે એને અવલમંજલ પહોંચાડી દઈએ, એટલા શબ્દો પણ એમની જબાન બોલી શકી ન હતી.

'આ વાત તો એટલેથી થંભી હતી. પણ એ પછી બંગાળના પેલા ધગધગતા ક્રાંતિકાર યતીન્દ્ર મુકરજીએ મોકલેલ અવની

મુકરજી નામનો જુવાનડો બંદૂક અને રિવોલ્વરોનાં ત્રણ ત્રણ વહાણુ ભરીને હિંદ જઈ રહ્યો હતો. એ હાથવગા હિંદમાં પહોંચતાં ઓરિસ્સાને કોઇ નાનકડે બંદરે એને ઉતારી લઇને હિંદી ક્રાંતિકારોને હાથે ઠેર ઠેર ક્રાંતિની જ્વાળા જગાવી શકશે એવાં એ સ્વપ્નાં સેવી રહ્યો હતો. એને બદલે આ સીંગાપુરની બંદર-ગાહ પાસેથી જ પસાર થતાં એને પરહેજ કરવામાં આવ્યો હતો. કારણ કે બેંકોકના કુમુદનાથ મુકર્જી નામના કોઇ નાગરિકે એના સંબંધે અહીંના બ્રિટિશ અધિકારીઓને દગલબાજી કરીને માહિતી આપી દીધી હતી. જ્યારે એ અત્રની આ સીંગાપુરની જેલમાં ફાંસીના ગાળિયા સામે નજર નાખી રહ્યો હતો ત્યારે એણે ભગીરથ પ્રયત્ન કરીને હિંદ તરફ મોકલેલાં પેલાં ત્રણ વહાણોમાંથી બે વહાણુ આંદા-માન પાસે બ્રિટિશ સલ્તનતના દાનવી શસ્ત્ર-સરંજામથી મહાત થઇને ડૂબી રહ્યાં હતાં અને ત્રીજું વહાણ એ જ દશાને પામવા ફિલિપાઇન ટાપુ તરફ ભાગી રહ્યું હતું.

'એ વખતે યે આ સીંગાપુરની હિંદી જનતામાંથી કોઈ એ હરફ પણુ ઉચ્ચાર્યો ન હતો કે લાવો અમારા એ મૂછની મોહર પણુ નહિ ફૂટેલા નવલોહિયાનાં અસ્થિફૂલ. અમારા વતનની આઝાદી માટે અહીં પારકે પાદર કામ આવેલા અમારા એ લાડકવાયાનાં ફૂલ માથે સમાધિ બનાવશું અને એ સમાધિ માથે દીવો પેટાવીને એના તેજે અમારી અશક્તિનું ભાન મેળવી શક્તિ મેળવવા પ્રયાસ કરશું.

'આજે એ જ સીંગાપુરની ધરતી માથે હિંદી લશ્કરના સિપાહીઓ હિંદની આઝાદી માટે પોકાર ગજાવી રહ્યા છે. કદાચ, જે હથિયારો લઈને તેઓ બ્રિટિશ સામ્રાજ્યનું રક્ષણ કરવા માટે પૂર્વ એશિયામાં આવ્યા હતા એ જ હથિયારો વડે એ જ સલ્તનતને પડકાર આપીને આપણી માભોમને મુક્ત કરવા માટે થોડા સમય બાદ ચાલી નીકળશે.

'આજે સુભાગ્યની વાત આટલી જ છે કે જે જાપાનીઓ એક વખત બબ્બે દિવસ સીંગાપુરને કબજે કરનાર હિંદી સિપાહીઓને

મારી હઠાવવા સલ્તનતની સંગાથે આવ્યા હતા એ જાપાનીઓ આજે હિંદી સિપાહીઓને સંગાથ આપવા ઊભા રહ્યા છે. એક વિજેતા બન્યા બાદ સંગાથ આપવા ઊભા રહ્યા છે. અને જે હિંદી જનતા, હિંદી સિપાહીઓ કે હિંદી ક્રાંતિકારો આ સીંગાપુર પર હલાલ થઇ ગયા. હિંદી સિપાહીઓની પડખાપડખ જ [illegible] શકી ન હતી એ આજે પુરની જ નહિ પણ મલાયા અને થાઇલેંડ, હિંદી ચીન અને [illegible] સુમાત્રા—અરે સમગ્ર પુર્વ એશિયાની હિંદી જનતા તૈયાર થઈ ગઇ છે.

'પણ આપણું કાર્ય ત્યાથી અટકતું નથી. હિંદી સિપાહીઓના એક સબળ વર્ગને જાપાની હેતુઓ વિષે આશંકા છે. એમની આશંકાઓ સાચી ઠરવાનો પ્રસંગ આવી ન પડે એ માટે આપણે સબળતા પ્રાપ્ત કરવી જોઇએ અને આપણે એમની પડખે ઊભા રહેવું જોઈએ. આપણે જુવાન છીએ. જુવાન તો હિંદના મુક્તિ-યુદ્ધનાં પ્રથમ સિપાહી હોય. એનાં લોહી હિંદના મુક્તિયુદ્ધમાં પ્રથમ રેડાઇને પાવન થવાં જોઇએ.

'આજના વિશ્વયુદ્ધ પર નજર ફેરવી જાઓ. એકેએક દેશનો જુવાન કોલેજ છોડીને કે તાજી જ રચાતી કેરીઅરઃ જિંદગાનીને ત્યાગીને બંદૂક ઉપાડીને ચાલી નીકળ્યો છે. પોતાના મુલ્કની આઝાદી અબાધિત રાખવા કે ફરીથી પ્રાપ્ત કરવા એ ચાલી નીકળ્યો છે. એ વખતે આપણો અહીંનો હિંદી નાગરીક જવાન સહાનુભૂતિ દાખવીને કે સભા–સરઘસ કાઢીને બેઠો રહે એ ન શોભે. એના હાથમાં તો શસ્ત્રો શોભતાં હોય. એનાં ખૂન સૌથી પ્રથમ વહેતાં હોય.

'શસ્ત્રો ઉઠાવવાની વાત કરું છું, એટલે કદાચ તમે ચમકી ઊઠશો. જે હિંદ ભૂમિમાં આજે પચીસ–પચીસ વરસથી વતનની મુક્તિ માટે દેશવ્યાપી અહિંસા ઉપાસાઈ રહી છે એ ભૂમિના અહીં વસતા જવાનોને શસ્ત્રો ઉઠાવવાની વાત કરું છું, એટલે કદાચ તમે ચમકી ઊઠશો. એ વાતની તમારી પાસે પહેલાં જ સ્પષ્ટતા કરી લઉં.

'હિંદમાં હતો ત્યારે મેં પણ એ જ અહિંસાને ઉપાસી હતી. અલબત્ત, એક ધર્મ તરીકે નહિ, પણ વ્યવહારુ નીતિ તરીકે. સલ્તનતની વ્યવસ્થિત પારાવાર હિંસક તાકાત સામે અજ્ઞાન અને અશક્ત દેશને જાગ્રત કરવા માટે, ઊભો કરવા માટે અહિંસા જેવી એક પણ વ્યવહારુ નીતિ ન હોઈ શકે. બાકી અહિંસાથે સામૂહિક [illegible] જાય અને એ અહિંસાને જોરે દેશ સલ્તનતનો હ્રદયપલટો કરીને મુક્તિ મેળવી શકે એ અશક્ય વાત છે. એમ માનનાર માનવ સમસ્ત માનવસ્વભાવમાં પડેલી જબરી હિંસક વૃત્તિઓને અવગણી રહ્યો છે. એમ માનનાર માનવ હિંસક તાકાત પણ ન બતાવતા ભાંખોડિયે ચાલતા બાળક સમા હિંદીને એકી સાથે જુવાનની છલાંગ મરાવી દેવાની અવ્યવહારુ વેતરણ કરી રહ્યો છે. અહિંસક તાકાતના ટીપા જેટલા વિકાસ સામે જગતમાં શત શતગણી ઝડપે વધી રહેલી હિંસક તાકાતના ધોધવા તરફ જાણીબૂઝીને આંખ મીંચી દેવા સમી એ પારેવા–વૃત્તિ છે.

'હિંદની ધરતી પરથી સલ્તનતને અહિંસક રીતે કાઢી મૂકવા જેટલી હિંદની જનતાએ તાકાત પ્રાપ્ત કરી હશે ત્યાં સુધીમાં તો હિંદની ધરતી પરથી સાત સાત સલ્તનતો પલટાઇ ગઇ હશે અને સાત સાત યુગ આથમી ગયા હશે. ત્યાંસુધી અહિંસક રીતે જ સ્વાધીનતા મેળવી લેવાના ઇરાદાથી બેઠું રહેલું હિંદ ગુલામીના એવા પાપ-ગર્તમાં ડૂબી ગયું હશે કે એકાદ અણિશુદ્ધ હિંદીને શોધતાં યે એકવીશ યુગ વીતી જશે.

'મૂળ તો ગુલામી સમ કોઇ પાપ જ નથી. એ પાપ હિંસક રીતે કે અહિંસક રીતે, કોઇ પણ રીતે, સાફ કરવાનો કોઇ પણ માનવનો જન્મસિદ્ધ અધિકાર છે. હિંદની અંદર રહીને અહિંસક રીતે એ પાપ કાઢી શકાતું હોય તો હિંદીએ એ નીતિ ધારણ કરવી જોઇએ. કેમકે હિંસાનો પ્રાથમિક નિયમ છે કે હિટલરનો નાશ કરવા

માટે સવાઈ-હિટલર થવું જોઇએ. સલ્તનતને સાફ કરવા માટે સવાઇ-સલ્તનતની તાકાત ઊભી કરવી જોઇએ. એ વાત હિંદમાં શકય નથી.

'પણ એ વાત અહીં પૂર્વ એશિયામાં શકય છે. કેમકે આજે એ સલ્તનતની હિંસક શક્તિ વિશ્વના પટમાં ચકરાવે ચડી છે. એ તાકાતને પડકાર મળ્યો છે. એ તકનો આપણે લાભ ઉઠાવવાનો છે. એવો લાભ ગયા મહાયુદ્ધમાં ઝેકોસ્લોવેકિયાએ લીધો હતો. પોલાંડ અને રશિયાની જનતાએ લીધો. પરિણામે તેઓ સ્વતંત્ર થઇને બેઠાં હતાં.

'હિંદી જવાનનાં કમનસીબ છે કે એના મુલ્કને પરતંત્ર રાખનાર સલ્તનતે એને પોતાનું સ્વરક્ષણ કરવા પૂરતા લશ્કરી શિક્ષણથી સદીઓ થયાં બાકાત રાખ્યો છે. એના હાથમાંથી હથિયારો પડાવી લીધાં છે. આજના હિંદી જવાનને ખબર નથી કે બંદૂકમાં ધૂળ ભરાય કે રાખ. આજના હિંદી જવાનને ખબર નથી કે નિશાન લેતી વખત બંદૂક ઊભી રખાય કે આડી. આજના હિંદી જવાનને ખબર નથી કે સ્વરક્ષણ માટે હથિયાર વાપરતાં લોહી ગરમ રાખવું જોઇએ કે ઠંડું. હથિયારની વાત કયાં કરવી? જ્યાં એના બોલવા આડાં મુખે તાળાં અને હરવાફરવા આડે હાથે-પગે બેડીઓ લાગી હોય ત્યાં હથિયારની વાત કરવી કેવી વાહિયાત લાગે છે?

'અહીંના હિંદી જવાનને આજે એવી તાલીમ લેવાનો, પોતાનું ને પોતાના વતનનું સ્વરક્ષણ કરવા માટે હથિયારની તાલીમ લેવાનો મોકો મળ્યો છે એ તો સદ્દભાગ્યની વાત છે. ચાલો, આપણી નવજવાન સભાના જવાનો, આપણા ભાગ્યમાંથી ભૂંસાઇ ગયેલી એ શસ્ત્રોની તાલીમ મેળવી લઈએ, કલમ અને કાગળિયાં છોડીને બેયો-નેટો અને બંદૂકો ઉઠાવી લઇએ. એ બંદૂકો અને બેયોનેટો આપણી માભોમને આઝાદ કરાવવામાં વાપરી લઇએ. આપણા હિંદી સિપાહી બંધુઓની સંગાથે સંગાથે આપણાં યે રક્ત વહાવતા હિંદના મુક્તિપંથ તરફ કૂચ કરીએ.

'જુવાનનાં રક્ત છંટાઇને જ કોઈ પણ મુલ્કની આઝાદીનાં

પગરણુ મંડાય છે. એવાં એકેએક પગરણ યમરાજના મુનિમ ચિત્રગુપ્તને ચોપડે નોંધાય છે. જ્યારે આપણા મુલ્કની આઝાદીનાં પગરણુની વહી વંચાય ત્યારે માત્ર લશ્કરી તાલીમ મેળવી ચૂકેલા હિંદી સિપાહીઓએ જ એ પગરણુ પાવન કર્યાં હતાં અને અહીં વસતો હિંદી નાગરિક જુવાન એમની પીઠ પાછવાડે બેસીને જીભ હલાવતો પોતાનાં રક્ત સાચવતો બેસી રહ્યો હતો એવો ઉલ્લેખ ન થવા દેવો હોય તો તૈયાર થઈ જજો.

'તમારા માયકાંગલા દેહોને લોખંડી બનાવી દેજો, તમારી નમાલી મનોવૃત્તિઓને વજ્રનિર્ણયોથી ખૂનખાર બનાવી દેજો અને સદીઓથી શીતળ બની ગયેલાં તમારાં રક્તને ક્રાન્તિની જ્વાલાથી ધગધગતાં બનાવી દઇને હિંદના મુક્તિપથ પર એવી રીતે છાંટી બતાવજો કે એના એકએક રક્તબિંદુના છંટકાવે છંટકાવે હિંદની ભૂમિમાં પરદેશી આધિપત્ય નીચે દબાઇ રહેલો એકએક હિંદી જવાન વીરભદ્રની માફક ઊભો થઈ જાય અને માભોમની મુક્તિ માટે બહારથી આવી રહેલા સિપાહીઓને સત્કારીને એમની પડખોપડખ મુક્તિયજ્ઞમાં બલિદાન આપવા માટે ઉન્નત મસ્તકે ઊભો રહી જાય. તમારા મુખ વડે સૂત્ર–પોકાર કરવાને બદલે શસ્ત્રો વીંઝતા તમારા રક્તના બિંદુબિંદુને એવો પોકાર કરતા દેજો કે આસેતુ–હિમાચલ વસતા એકેએક હિંદી જવાનનું રક્ત સામો પોકાર પાડી ઊઠે: આઝાદ હિંદ ઝીંદાબાદ. શોણિત શોણિતને સાદ કરી ઊઠે કે આઝાદ હિંદ ઝીંદાબાદ! સદીઓની પરાધીનતાના પાપને શુદ્ધ કરતું યુવાન રક્ત હિંદની ભૂમિની રજ રજ પાસે પોકાર કરાવી જાય કે આઝાદ હિંદ ઝીંદાબાદ!'

ને એ પાછલી પરશાળમાં બેઠેલા દોઢસો જેટલા જવાનોએ વીરેન્દ્રની વાણીને ઝીલી લેતાં પોકાર ગજવ્યો: 'આઝાદ હિંદ ઝીંદાબાદ!' જીવનમાં પહેલી જ વાર કાગળિયા સમી મુલાયમતા અને માર્દવતા છોડીને લોખંડ સમી તાકાત મેળવતાં એ યુવાન લોહી ગર્જી ઊઠયાં: 'આઝાદ હિંદ ઝીંદાબાદ!'

એ પોકાર પડઘેની દીવાલો અને ઉપરની છતના પાષાણોને હજી ધ્રુજાવી રહ્યા હતા અને યુવાનોનાં લોહીમાં પ્રતિઘોષ ઉઠાવી રહ્યા હતા ત્યાં વીરેન્દ્રે વાત શરૂ કરી: 'ફરી પાછા એ જ પોકારો! પણ આ પોકારો માત્ર શબ્દના જ નથી એની ખાતરી આપવા માટે આ નવજવાન સભાના કેટલા જવાન તૈયાર છે?'

'અમે તૈયાર છીએ! અમે તૈયાર છીએ!' એમ એકેએક કંઠમાંથી જવાબના પ્રતિઘોષ પડયા.

'શબ્દોથી નહિ, તમારાં પોતાના શોણિતથી જ સહી કરી આપીને ખાતરી આપવા માટે કેટલા જવાન તૈયાર છે?'

એ તૈયારીનો જવાબ આપવા માટે હાજર રહેલા એકેય જવાનની જીભ સળવળી ન હતી, એકેએકના હાથ કામે લાગી ગયા હતા. આવા યુદ્ધકાલીન કટોકટીના પ્રસંગે સ્વરક્ષણ અર્થે રખાયેલ સૌનાં ખિસ્સામાંથી ચપ્પુ અને ખંજર નીકળીને ભુજા પર ચીરા પાડી રહ્યાં હતાં અને ટપકતા રકતમાંથી સહી કરી રહ્યાં હતાં. સહી કરવા માટે કલમ વપરાતી ન હતી; એ જ ચપ્પુ અને એ જ ખંજરની અણીઓ વપરાઈ રહી હતી. સહી નીચે એકલાં નામ જ લખાઈ રહ્યાં ન હતાં; નામની નીચે 'આઝાદ હિંદ ઝીંદાબાદ!' સમા ભાવના–શબ્દ આલેખાઇ રહ્યા હતા. એ સહી અને એ ભાવના–શબ્દ ટાંકાથી લખાતા માખીના ટાંગા જેવા અક્ષરે લખાઇ રહ્યા ન હતા; આંધળાં યે ઉકેલી શકે એવા ફાફડા અક્ષરે લખાઇ રહ્યા હતા.

'તમારાં રકતને અનુરૂપ કાર્યક્રમની વિચારણા આવતી કાલે.' કહીને વીરેન્દ્ર ઊભો થયો.

'નહિ, અહીં, આજે અને અત્યારે જ.' દોઢસોએ કંઠે માગણી કરી.

'મારા વિસ્તારમાં સાંજની મુલાકાત માટે મોડું થઈ ગયું છે એટલે હવે મારે જવું જ જોઇએ.' વીરેન્દ્રનો ખુલાસો હતો.

'અમારાં ઉતાવળાં રકત અત્યારે જ કાર્યક્રમ માગીને આજ રાતથી એને અમલમાં મૂકવા માગે છે. એ માટે કોઈ પણ કામને થંભાવી શકાશે.' દોઢસોએ કંઠનો સામો આગ્રહ હતો.

કલમમાં અને કિરપાણમાં, સભા–સંચાલન અને યુદ્ધ–સંચાલનમાં એક સરખું નૈપુણ્ય મેળવવા માટેનો કાર્યક્રમ ઘડીને વીરેન્દ્ર દોઢસો કંઠના ગાજતા 'આઝાદ હિંદ ઝીંદાબાદ !'ના પોકાર વચ્ચેથી ઊભો થયો ત્યારે સૂર્યને આથમી ગયાં દોઢ કલાક વીતી ગયો હતો.

ઝપાટાબંધ વીરેન્દ્ર ઘર તરફ પાછો ફર્યો ત્યારે એના મગજે નવજવાન સભાના વિચારોનું એક ખાનું બંધ કર્યું, ત્યારે એના મકાનની આસપાસના વિસ્તારમાં મલાયામાંથી આવીને વસેલાં કુટુંબોની મુલાકાતનું બીજું ખાનું ઊઘડી ગયું હતું. આજે નક્કી થયા મુજબ એમને રાહત ન પહોંચાડી શકાયાનું દુ:ખ એમાં પ્રવેશી ચૂકયું હતું.

આટલી મોડી રાતે યે પોતાને બંગલે જવાને બદલે વીરેન્દ્ર બંગલાની પછવાડે આવી વસેલાં બુઢ્ઢાં લક્ષ્મૈયાને ઘેર જઈને ઊભો રહ્યો અને બોલી ઊઠયો: 'માફ કરજો, અમ્મા. આજે સાંજે એવા કામમાં રોકાઈ ગયો કે કહેલ વખતે ન આવી શકયો.'

'ખમ્મા મારા લાખેણા પુતરને !' એવાં પોતાની તામીલ ભાષામાં આશીર્વચન ઉચ્ચારતાં બુઢ્ઢાં લક્ષ્મૈયા બોલ્યાં: 'પુતર પોતે આવી ન શકે એટલે મારા પુતરનાં કામ કાંઈ થંભી જાય છે ? મરકત મણિ જેવી મારી પુતર–વહુ કાંઇ ઓછી કાબેલ છે કે મારા પુતરની ખોટ વરતાવા દે ? સાંજ પહેલાં તો એ દેવમણિ આવી પહોંચી, અમારાં એકેએક ઘરનાં એકએક માણસ–છોકરાં છાબરાં સુદ્ધાંનાં યે નામ પૂછી ગઈ અને સૂરજ મહારાજે કિરણ સંકેલ્યાં એ પહેલાં તો અમારાં એકેએકના ઘરમાં ચાવલ–શાક પહોંચાડી દીધાં. ચાવલ પણ એક જ દિવસના કાંઈ એ આપી ગઈ છે ? આઠ આઠ દિવસના ચાવલ દેવમણિ અમારા ઘરમાં નખાવી ગઈ. છોકરાં ખાધા જ કરે અને મારા પુતરની જોડ અખંડ રાખે એના આશીર્વાદ દીધા કરે.'

વીરેન્દ્ર આ સાંભળીને અવાચક થઈ ગયો. બુઢ્ઢાં લક્ષ્મૈયા આ શું બકી રહ્યાં છે ? બુઢ્ઢાપાને કારણે રાતનાં અંધારામાં ડાગળી ચચળી ... છ ક શું ? આ કુંવારા પુતરની દેવમણિ જેવી પુતર-વહુને ઠેકાણે એમણે કોને બેસાડી દીધી ?

વીરેન્દ્ર કાંઇ બીજો સવાલ કરે એ પહેલાં પડખેનાં ઘરમાં આવી વસનારાં અન્ય તામીલ કુટુંબોમાંથી કોઇ ડોસા કે કોઇ જુવાન દીકરી, કોઇ બે-ચાર નાનાં છોકરા-છોકરી પણ આવી પહોંચ્યાં હતાં અને બુઢ્ઢાં લક્ષ્મૈયાની વાતને હોંકારો આપતાં અંદરોઅંદર પ્રશંસા-ભરપુર વાતચીત કરી રહ્યાં હતાં.

આટલાં બધાંને એમની ડાગળી ચસકી ગયાનું કહેવું એટલે પોતાની ડાગળી ચસકી ગઇ છે એવું સાંભળવું—એ ખ્યાલથી પોતાની અચંબાની વાત પર પડદો પાડીને દરેકને ઘેર શી શી રાહત પહોંચી ગઇ છે તથા અન્ય શી શી જરૂરિયાત છે તેની પૂછગાછ કરતાં—'ના, ના. હવે આઠ દિવસ સુધી કાંઈ જરૂરિયાત નથી. જરૂરિયાત હશે ત્યારે મારી દેવમણિને જ પુછી નહિ લઇએ ?' એવા શબ્દો બુઢ્ઢાં લક્ષ્મૈયાને મુખેથી સાંભળતો વીરેન્દ્ર વિશેષ અચંબાથી લદાઈને ઘર તરફ ચાલી નીકળ્યો.

'બિટિયાં એની ! ભાઈ આ ગયે !' એવા બોલથી દરવાજામાં પગલું માંડતાં જ દાદુએ એના આગમનની જાણ કરીને પગથિયા તરફ પગલાં માંડયાં ત્યારે વીરેન્દ્રે અધીરાઇથી દાદુને એકદમ પૂછી નાખ્યું : 'અરે હાં દાદુ ! આ લક્ષ્મૈયા અમ્માને ઘેર તથા અડખે-પડખે રાહત પહોંચાડવા કોણ આવ્યું હતું ?'

'અરે ભાઈ ! ઔર કૌન આનેવાલા થા ! યે મેરી બિટિયાં એની હૈ ન ? આજ દિન તક, ભાઇ કે લિયે યે લાઓ, ભાઈ કે લિયે વો લાઓ.' કહ કર મુઝે પરેશાન કર રહી થી. લેકિન આજ સે વો બુઢ્ઢી ઔર સબ તામીલ લોગોં કે લિયે 'યે લા દો. વો મંગવા દો.' કહ કર ઉસને મુઝે પરેશાન કર દિયા. કયા કહું ભાઈ? ભાઇ કા

નામ ઔર મર્રી બિટિયાં કા કામ, મૈં કૈસે ના કહ સકતા થા? બડી મુસીબત હૈ!' કહેતા દાદુ રસોડા તરફ ગયા.

પેલાં લક્ષ્મૈયાને મોઢે બોલાયેલ 'દેવમણિ પુતરવહુ [illegible]ને મોઢે 'એની બહન'ને બદલે બોલાયેલ 'બિટિયાં એની'નો ખ્યાલ આવતાં વીરેન્દ્ર હાસ્ય અને અજાયબી વચ્ચે ભીંસાતો અભિભૂત બનીને મૂંગો-મંતર બની ગયો.

થોડાક કલાક પહેલાં દોઢસો જુવાનોનાં રક્તને પોતાનાં શબ્દે શબ્દે ઉષ્ણ કરી મૂકનાર વીરેન્દ્ર જ્યારે કપડાં બદલાવીને એનીએ પીરસેલ થાળી પર જમવા બેઠો ત્યારે માત્ર આટલા જ શબ્દો બોલી શકયો : 'તમને એ લોકોને રાહત પહોંચાડવાનો ખ્યાલ કેવી રીતે આવ્યો? કાંઇ મૂંઝવણ તો નથી પડી ને?'

એટલાં તામીલ કુટુંબોને આટલી વ્યવસ્થિત રીતે જરૂરીઆત પહોંચાડી આવનાર એની પહેલી જ વખત હિંમત કરીને બોલી શકી:

'તમે દિવસ-રાતનો ખ્યાલ કર્યા વગર દોડા કર્યા જ કરો ત્યારે મૂંઝવણ થાય તો યે ઘરમાં બેઠાં આટલું કામ પતાવ્યા વગર છૂટકો છે? આટલા મોડા આવીને યે કાંઇ ત્યાં ગયા વગર અને જરૂરિયાત પહોંચાડયા વગર તમે રહેવાના હતા કે માત્ર રાંધીને ઘરમાં બેસી રહેવાય?'

બસ, એ પછી વીરેન્દ્રનો આભાર-યુક્ત નજરનો એક જ વખત દૃષ્ટિપાત. એ દૃષ્ટિપાત સામે એનીનો સંતોષયુક્ત નજરનો એક જ વખત પ્રતિ૦દૃષ્ટિપાત.

વીરેન્દ્ર ભોજન પતાવીને ઉપર ચાલ્યો ગયો. દાદુ સાથે ભોજન પતાવીને એની એના ખંડમાં ચાલી ગઈ. આંખમાં ઊંઘ ભરાઈ એ પહેલાં એકવાર બંન્નેની નજર સામે પેલા દૃષ્ટિપાત તરવરી ગયા.

## ૮
# મધરાતના મહેમાનો

'એઇ રિક્ષાવાલા! સ્ટેશન, પચાસ સેન્ટ!' કોઇ મુસાફર પૂછતો હતો.

'ના સાહેબ! સામે મહોલ્લે બીજી રિક્ષા ગોતી લો.' મહોલ્લાને ખૂણે બેઠેલો રિક્ષાવાળો જવાબ દેતો હતો.

'ભાઇ રિક્ષાવાલા! સ્ટેશનનો રસ્તો કઈ બાજુ?' કોઇ ડોસો પૂછતો હતો.

'ચાલ્યા જાઓ, બાપા! આ મહોલ્લો પસાર કરીને સામે રાજમાર્ગે સીધા ચાલ્યા જજો.' રિક્ષાવાળો જવાબ આપતો હતો.

'અરે ભાઇ રિક્ષાવાલા! હમણાં અમારા ચાર-પાંચ માણસ આ બાજુથી જતા જોયા તેં? ત્રણને માથે પોટલાં ને બેને માથે ટોપલા હતા.' કોઇ બાઇ પૂછી રહી હતી.

'હા, બાઈ! હમણાં જ ગયાં. સામે રસ્તેથી ચાલ્યાં જાઓ. મોટે માર્ગે આંતરી લેશો.' રિક્ષાવાળો જવાબ આપતો હતો.

સીંગાપુર શહેરના દક્ષિણ વિસ્તારમાં આવેલ એક ચીની મહોલ્લાને ખૂણે રાતના નવેક વાગ્યાને સુમારે વીજળીબત્તીના ઝાંખા અજવાળામાં કોઈ રિક્ષાવાળો બેઠો હતો. પોતાની સામે હવે કોઇ સત્તા પડકારનાર નથી એવી તુંડમિજાજીથી રાતનો કર્ફ્યુ ઓર્ડર અને વીજળી-બત્તી માથેની ઢાંકણીઓ ઉતારી લેનાર જાપાની સામ્રાજ્યના અમલમાં રાતના નવ વાગ્યાને સમયે પણ ઠીક ઠીક અવરજવર ધરાવતા એ સરિયામ મહોલ્લાને ખૂણે બેઠેલ એક રિક્ષાવાળાને કોઇ કોઈ ગાહદારીઓ ઉપર મુજબ સવાલ પૂછ્યે જતા હતા. જવાબ સાંભળતી

વખતે તેઓ રિક્ષાવાળાના લંબાતા હાથનાં સૂચક આંગળાં તરફ ચોક્કસ નજર ફેંકીને સ્વાભાવિક ગતિએ પડખેના મહોલ્લામાં ચાલ્યાં જતાં હતાં.

મહોલ્લાની અધવચ્ચ આવતાં, તદ્દન અંધારી ગલીને નાકે લઘ્ધરવધર લૂગડાંમાં બેઠેલ કોઈ ભિખારી સામે નજર કરતાં એના [illegible] તથા ગલીમાં સરકી જતાં હતાં. ગલીમાં દસ–બાર ડગલાં ભર્યાં બાદ છેલ્લી વાર પાછવાડે નજર ફેંકીને તેઓ થોડા જ કદમ દૂર આવેલ ડાબી બાજુના અંધારિયા મકાનમાં ગેબ થઈ જતાં હતાં.

આગલી ડેલી, પાછલો ઓરડો, પછીની ચાલી પસાર કરીને તેઓ ચારે બાજુએ જૂના–પુરાણા માલની વખારોથી ઘેરાયેલા એક જૂનાખંખ ભંડકિયા મકાન પાસે આવી પહોંચતાં હતાં. મકાનને બારણે ઊભેલ એક માણસની ડોક નીચી નમતાં તેઓ મકાનમાં દાખલ થઈ જતાં હતાં. મહોલ્લો, ગલ્લી, ડેલી અને ચાલી–એવા ચાર ચાર થરા અંધકારછાયા ઓછાયાથી સુરક્ષિત એ ભંડકિયામાં પ્રવેશ કર્યા બાદ માત્ર પૂર્વપરિચિત મુખરેખાઓ નીરખવા પૂરતા ટમટમતા દીવડાના ઝાંખા અજવાળામાં તેઓ બેસી જતાં હતાં.

પાંચ...છ...સાત...આગંતુક આવ્યે જતા હતા.

બારમા આગંતુકનું આગમન. બારણે ઊભેલ આદમીનો બારણાના લાકડા પર હળવો એક ટકોરો.

'પિનપિન આવી ગઈ કે ?' નિસ્તેજ ઘરના ગરીબ રાચરચીલા વચ્ચે એક બાજુ પડેલી પાટ પર બેઠેલ કોઈ વૃદ્ધ પુરુષે અંધકાર અને નિઃસ્તબ્ધ શાંતિ ભેદતાં હળવેથી ચીની ભાષામાં પ્રશ્ન પૂછ્યો.

'હા, લીન શાઓયેહ !' ચીની ભાષામાં શ્રીમંતો માટે વપરાતો માનવાચક શબ્દ ઉમેરીને, પાંટ પડખે જ બેઠેલ કોઈ યુવાને મલાયલી ભાષામાં જવાબ આપ્યોઃ 'સૌથી છેલ્લે આવીને યુવાન બેઠો તે જ પિનપિન.'

'અસલ મરદ જ બની ગઇ છે ને શું ?' પિનપિન તરફ નજર ફેંકતાં વૃદ્ધ લીન હુંગચાંગ બોલ્યા.

'મરદની સંખ્યા કમ થઈ ગઇ છે એ પૂરી કર્યા વગર છૂટકો છે, દાદા ?' સામે બેઠેલ પિનપિન માથે મૂકેલી મરદાની ટોપી સરખી કરતાં બોલી.

'વાહ ! દીકરીઓ મરદ બને પછી આપણું કામ પતતાં કેટલી વાર ?' વૃદ્ધ બોલ્યા અને પાટની જમણી બાજુએ બેઠેલ પહેલી વાર જવાબ આપેલ જુવાન તરફ નજર ફેરવીને એમણે પૂછ્યું: 'ત્યારે આપણું કામ શરૂ કરશું, ઇસ્કંદર ?'

'બસ, સૌ આવી ગયા. શરૂ જ કરી દઇએ.' એમ કહીને પાટને ખૂણે બેઠેલો એ જુવાન વધારે પાસે ખસ્યો. ઓરડામાં આવીને છૂટા છૂટા બેસી ગએલ અન્ય આગંતુકો પણ આગળ ખસ્યા અને જરાયે અવાજ કર્યા વગર પાટની નજીક આવીને ગોઠવાઇ ગયા.

બહારથી આવેલ બાર આગંતુક, ઘરમાં વસનાર ચાર અને પાટ પર બેઠેલ વૃદ્ધ પુરુષ-કુલ સત્તર જીવનો આ સમુદાય.

એ સમુદાય હતો સીંગાપુર અને મલાયાના ચીની અને મલાયલી પ્રજાના સભ્યોનો. એમાં ૭ મલાયલી મુસ્લિમો હતા. અગિયાર ચીના હતા. મલાયલી સભ્યોમાં છ યે છ પુરુષ હતા. ચીની સભ્યોમાં ચાર સ્ત્રીઓ અને સાત પુરુષ હતા. એમાં કોઈ પિનાંગના હતા, તો કોઇ ઠેઠ કોટાભારુના હતા. કોઇ કુઆલા લુંપુરના હતા તો કોઇ સેરેંબાનના હતા. વધારે તળ સીંગાપુરના હતા.

છૂટા છૂટા, નાની નાની સંખ્યામાં તેઓ આ અગાઉ બે-ત્રણ વખત મળી ચૂકયા હતા. આટલી સંખ્યામાં સૌ એકસાથે આજે પહેલી જ વાર ભેગા થયા હતા.

તેઓ ભેગા થયા હતા ભારે ગંભીર અને જોખમી કામ માટે. કુદરતે વરસાવેલી હજાર હજાર મુસીબતો સામે માથું ભરાવીને સદી-

એથી પોતાનું વ્યકિતત્વ વિકસાવ્યે આવતા માનવ-જાતિના આ વંશજો તેમના પર માનવ-જાતિની જાપાની નામની એક અન્ય પ્રજાએ સત્તા ઠોકી બેસાડીને વ્યકિતત્વનું જે રૂંધન કર્યું હતું એની સામે માથું ઊંચકવાનો માર્ગ કાઢવા આજે ભેગા થયા હતા. મલાયામાંથી બ્રિટિશ સલ્તનતને રૂખસદ આપ્યા બાદ પાસિફિક ગહાસાગરના એકેએક ટાપુઓ પરથી ધોળી ચામડીના ટોપા ઉડાડયે જતી આ જાપાની જાતિએ, જાણે 'યાવચ્ચંદ્રદિવાકરૌ' પોતે જ પૂર્વના આ પ્રદેશો પર વિના વિરોધે આધિપત્ય ભોગવી શકશે, એવી તુમાખીથી સ્થાનિક પ્રજાઓ પર પોતાનું શાસન શરૂ કરી દીધું હતું. સામનાનો ખ્યાલ પણ સેવનારનું ડોકું જ ઉડાવી દેવા ટેવાયેલ એ જાતિએ જાણે જીતેલ મુલકો પર ખંજરના ખીલા ધરબી દીધાનો આત્મસંતોષ લીધો હતો. પોતાની સર્જનહાર કુદરતની અપરંપાર મુસીબતો સામે યે માથું ઊંચકનાર માનવી અન્ય માનવીઓના સિતમ સામે યે માથું ઊંચકી શકે એવો ખ્યાલ સામ્રાજ્ય-લાલસાની ભોગળોથી ભિડાયેલ જાપાની મનોદશાની બહાર રહી ગયો હતો.

માનવજાતિના ઉગમ કાળથી મુસીબતોને પ્રિયતમા સમા પ્રેમથી ઉપાસ્યે આવતા યુવાન લોહીના વારસા સ્વરૂપ મલાયલી યુવાન ઇસ્કંદરે વૃદ્ધ પુરુષનો ચીની ભાષામાં આદેશ મળતાં મલાયલી ભાષામાં કામની શરૂઆતનો પ્રસ્તાવ મૂકવાનો પ્રારંભ કર્યો. વરસોથી નેવે નેવે સંકળાઇ ગયેલી મલાયાવાસી ચીની અને મલાયલી પ્રજા અન્યોન્યની ભાષા સંપૂર્ણપણે જાણે છે અને બન્ને પ્રજા પોતપોતાની ભાષામાં બોલીને અન્યની ભાષા સાંભળતાં સ્વાભાવિકપણે વ્યવહાર કર્યે જાય છે.

સૌની સામે નજર ફેંકી લઈને ઇસ્કંદર બોલવા લાગ્યો :

'આજના મુદ્દા ચાર. એક : જાપાન વિરોધી આપણા ચીના-મલાયલી મંડળને મલાયાવ્યાપી બનાવી દેવું. બે : જાપાનીઓને ગેરીલા વોરફેરથી હેરાન-પરેશાન કરવા. ત્રણ : જાપાનીઓના સીતમોથી

પિડાતી પ્રજાને રાહત આપવી. ચારઃ હિંદી પ્રજા સંબંધેના વલણની વિચારણા કરવી.

'આપનો હુકમ, અમારું કાર્ય. એકે એક મુદ્દા લઇને આપ કામ ફરમાવતા આવો. અમે સૌ એ ઉપાડતા આવીએ.'

ઇરકંદર આટલું બોલીને ચૂપ થયો.

સીધી અને સાફ વાત. ટૂંકી અને ટચ વાત. લાંબી વાત વિસ્તારથી કહેવાનો સમય ન હતો, સ્થિતિ ન હતી. કયારે જાપાની પહેરેગીરો રસ્તા પરથી નીકળી પડે અને બારણે ટકોરા પડતાં કયારે કાર્ય થંભાવી દેવું પડે એ કહી શકાય તેમ ન હતું. કયારે કીડી સમી વિરોધ-પ્રવૃત્તિની ગંધવૃત્તિ ધરાવનારા જાપાની જાસૂસો ભરી રિવોલ્વરે આવીને બારણે ઊભા રહે અને કોનાં માથાં ઊડી પડે એ પણ કલ્પી શકાય તેમ ન હતું. અત્યાર સુધીમાં માત્ર પ્રાથમિક ચર્ચા કરવા ભેગા થતાં જ મંડળના એકત્રીસ માણસો છૂટે છૂટે સ્થળે પકડાઈ ગયા હતા અને એમાંથી તેરનાં માથાં ઊડી પણ ચૂકયાં હતાં,

ઇરકંદરે વાત પૂરી કરતાં પાટ પર બેઠેલ વૃદ્ધ પુરુષ લીન હુંગચાંગ તરફ નજર નાખી. અન્ય સભ્યોની નજર પણ લીન હુંગચાંગ તરફ મંડાઈ. મૂછ પર તગતગતા પુંખડા સમા કોઈ કોઈ વાળ પર હાથ ફેરવતાં ખોખરી ઉધરસ ખાઇને વૃદ્ધ લીન હુંગચાંગે બોલવું શરૂ કર્યું:

'તારા મુદ્દા સમજ્યો, ઇરકંદર ! વિવેકની ભાષા ન સમજ્યો. હુકમ તો એકાદ વ્યક્તિની મહેચ્છા બર લાવવા માટે વધારે વ્યક્તિઓને હોમવાની હોય ત્યારે આપવાનો હોય. સૌના એક ધ્યેયને મૂર્ત કરવાનું હોય ત્યારે સૌની શક્તિ મુજબ કાર્યની વહેંચણી કરવાની હોય.

'હા, પહેલવહેલો મારો આનંદ વ્યકત કરી લઉં ખરો. આનંદ, મારો જુવાન બેટો ચાઓ તુંગ મરાયો એના ચોથા માસિક મૃત્યુ-દિને આપણે સૌ અહીં એક સાથે મળી શકયા છીએ એનો આનંદ વ્યકત કરી લઉં.

‘એકનો એક બેટો મરાઇ ગયો છે એનો આનંદ વૃદ્ધ બાપ આજે અનુભવી રહ્યો છે. કેમકે બેટાને બદલે બાપ મરેલાને તર્પણ કરી શકયો છે. એ તર્પણ છે તમને સૌને એકઠા કરી શકવાનું.

‘પૂર્વ દરિયાના રાક્ષસો* અમારા વતન ચીનને તો વરસોથી સીતમો વડે રંજાડી રહ્યા હતા. તેઓ આ મલાયા પર પણ ઊતરી પડશે એની કોને કલ્પના હતી? પણ એ રાક્ષસો કોટાભારુને બંદરે ખાબકયા ને મારો ચાઓ મને કહેવા આવેલો; પિતાજી! રાક્ષસો એક માસમાં તો આવી અહીં પહોંચશે. કાંઇ તૈયારી કરશું? પણ અફીણના કેફમાં ઘોરતા મેં એને કહેલું: બેટા! નકામી ઉપાધિ વહોરીશ નહિ; પાંચ લાખની રોકડ અને ત્રણ લાખની ઇસ્કિયામત મળતાં આઠ લાખ ડોલરનો તું એકલો ધણી છે. આંખો મીંચીને ઉડાડયે રાખીશ તો યે આખી જિંદગી એ ખૂટશે નહિ. આવા વિચારને બદલે ડોલર ઓછા કરવાના મારગ વિચારી કાઢ.

‘પણ અમેરિકા ભણી આવીને ભયંકર વિચાર ભરી આવેલ એ દીકરાએ ડોલર વાપરવાના નવા રસ્તા લીધા. પરિણામે, રાક્ષસોએ આ સીંગાપુરમાં અપશુકનિયાં પગલાં મૂકયાં એને એકવીસમે દિવસે તો ચાઓની ભયંકર વિચાર ધરાવતી ખોપરીના ફુરચા ઊડી ગયા હતા...’

આટલું કહેતાં વૃદ્ધનો અવાજ જરા ઠરડાયો, આંખો સહેજ સજળ બની. સાંભળનાર સૌના શ્વાસ વધારે ધીમા બન્યા. નાનકડા નિસાસાથી વળી વાતાવરણને જગાડીને વૃધ્ધે વાત આગળ ચલાવી:

‘આ ઇસ્કિંદરિયે દોડાદોડ આવીને મને જાણ ન કરી હોત કે ડોસા! ભાગી છૂટો, રાક્ષસોની ગોળી સગાંસંબંધીનાં મસ્તકને યે વિના વિચારે ફુરચા ઉડાવવામાં અચકાતી નથી.’ તો હું યે મારા દીકરાની સાથે પ્રભુ બુદ્ધને શરણે પહોંચી ગયો હોત. પણ હું

---

*East–Ocean Devils : પૂર્વ દરિયાના રાક્ષસો : ચીન પર જાલીમ આક્રમણ કર્યાં બાદ જાપાનીઓ માટે વપરાતો તિરસ્કાર–વાચક ચીની રૂઢ શબ્દ.

ભાગી છૂટયો. પાંસઠ વરસના ડોસાના ખખડી ગયેલાં હાડકાં બચાવવા હતાં એટલે ।તો ભાગી છૂટયો, પણ મરી ગયેલા ચાઓનાં જુવાન હાડકાં અવ્યક્ત રીતે ઊડીને ડોસાના અંગમાં ભરાઈ ગયાં હતાં એટલે ભાગી છૂટયો હતો. એક વખત જાપાનીઓના જુલમ સામે ખૂનપ્યાસી શત્રુસમો ધિક્કાર લઇને પેપીંગથી ભાગતો ભાગતો સીંગાપુરમાં આવી વસેલો હું લીન હુંગચાંગ, પોતાની કરામતોથી અખૂટ નાણાં મળતાં મોજશોખ અને વ્યસન–વિલાસમાં ચકચૂર બની ગયો હતો, એનાં અંગમાં મરી ગયેલ બેટાના ધગધગતા ખૂને ભડકો જલાવ્યો હતો એટલે ભાગી છૂટયો હતો. રોજ–બરોજ હજારો ચાઓને રહેંસાતા અટકાવવા માટે મારા ચાઓએ મને પાડેલા પોકારનો જવાબ આપવા હું ભાગી છૂટયો હતો.

'સવારે કરિયાણું, બપોરે કમીશન, સાંજે કટલરી અને રાત્રે કાવાખાનું—એમ એક દિવસમાં ચાર ચાર ધંધા બદલાવીને હજાર હજાર જાંસૂસ-આંખો ફાડીને ફરનારા સત્તાવાળાઓની નજરમાં વરસો સુધી ધૂળ નાખનાર મારા જેવા ડોસાને જાપાનીઓના હાથમાંથી છટકી જવું એ સહેલી વાત છે. પણ બીજાને યે મારા જેવા બનાવીને એ જાલીમોના જુલમો સામે ઊભા કરવા એ મુશ્કેલ વાત છે. એ મુશ્કેલ વાતને યે મારા ચાઓના રૂહે મારા અંગમાં બેસીને ત્રણ માસમાં તમારા સમા આખા પ્રાંતના પ્રતિનિધિઓને ભેગા કરીને સફળ કરી બતાવી છે એટલે જ હું પ્રથમ મારો આનંદ વ્યક્ત કરી લઉં છું.

'આનંદ વ્યક્ત કર્યા પછી બીજી વાત આપણા મતભેદોની. કુદરતે ચામડીનો જુદો રંગ તેમ જ સમાજે જુદો ધર્મ અને આચાર–વ્યવહાર આપીને મને ચીનો નામ દીધું અને મારા મલાયાવાસી ભાઇથી મને જુદો તારવ્યો છે. એ તારવણીને પરિણામે આપણા વચ્ચે વિખવાદ રહ્યા છે. એ વિખવાદને કારણે પરદેશી સત્તાઓ આપણને બન્નેને પીસતી આવી છે. કુદરતે આપેલ સમૃદ્ધિને કારણે તમે મલાયલીઓએ ઉપાસેલી આળસ તથા કુદરતે આપેલ

કંગાલિયતને કારણે અમે ચીનાઓએ ઉપાસેલી અક્કલ-અતિશ્યોક્તિઃ લબાડી-બન્ને આપણાં દાસત્વનાં મૂળ રહ્યાં છે. અમે અમારી અક્કલ-અતિશયોક્તિ છોડીએ, તમે તમારી આળસ છોડો. અમે અહીંનું અન્ન ખાઈને અહીં જ મરવા છતાં ચીન સામે તાકી રાખેલી નજર છોડીએ અને તમે અમને ભાઈ તરીકે અપનાવી લો. એ પછી આપણને ગુલામીમાં રાખી શકનાર આ જગતમાં કોઈ સત્તા નથી.

'બોલ ભાઈ ઇસ્કંદર! આટલો મારો ડોસાનો સ્વભાવગત બડબડાટ. હવે કામ કહેતો આવ અને આપણે સૌ વહેંચતા આવીએ. લક્ષાધિપતિ હતો અને ડોસો છું એટલે હુકમ કરવા જ સર્જાયો છું એમ માનનાર ચીનાને પ્રભુ બુદ્ધના સોગંદ, મલાયલીને ખુદાની આણ.'

બસ, રાતના અંધકારમાં એ અંધારિયા ઓરડાએ એકસાથે લંબાણથી સાંભળેલ એટલો જ અવાજ. એ પછી ઇસ્કંદર મુદ્દા મૂકતો આવ્યો અને આપમેળે ઝપાટાબંધ નિર્ણયો લેવાતા ગયા.

ઇસ્કંદર : 'પહેલી જ વાત આપણા મંડળને મલાયાવ્યાપી પાથરી દેવાની.'

લીન હુંગ ચાંગઃ 'એ કામ મારા હસ્તક રહેવા દે. આખા મલાયામાં વના અવરોધે ભટકવામાં મારો દગલબાજીના વેપારનો અનુભવ કામ આવશે. હા, ડોસાની બધી શક્તિઓ હવે સાબુત નથી રહી. બેએક જુવાનો સાથે રહે તો વધારે ફાવે.'

'એક મને ગણી લો.' આઘે ખૂણામાં બેઠેલો મામદ બોલ્યો.

'અને બીજો મને.' વચ્ચે બેઠેલ ટેક ચૂન બોલ્યો.

'બરાબર છે. જંગલી હાથીને યે મુલાયમ બનાવી દેનાર કાળા કાટ મામદની મહાવતગીરી ઘણી ખપમાં આવશે. અને આવડી નાની ઉંમરમાં યે મને એકાદ-બે વાર અફીણના સોદામાં થાપ ખવરાવી ગયેલો ટેક ચૂન વેશ-પરિવર્તનમાં મદદગાર થશે.' ડોસા બોલ્યા.

'બીજી વાત ગેરીલા વોરફેરથી જાપાનીઓને પરેશાન કરવાની.' ઇસ્કંદરે વાત મૂકી.

'એ માટે હથિયારો જોઇએ, જુવાનડા જોઇએ ! કોઇ હથિયાર-વિભાગ લો. કોઇ જુવાનડાનો વિભાગ.' લીન હુંગચાંગ બોલ્યા.

'મલાયામાં જાપાની શસ્ત્રાગારો પર હથિયાર પડાવી લેવાના હલ્લા હું કરીશ; બીજો રસ્તો છે કુઆલા (નદીમુખ), પુલાઉ (બેટ), સેલાટ (સામુદ્રધુની) અને ધરિયા (દરિયા) મારફત મિત્ર રાજ્યો સાથે સંપર્ક સાધીને હથિયારો મેળવવાનો. અત્યારે અહીંથી વિદાય થઈ ગયેલાં મિત્રરાજ્યો રેડિયો મારફત આપણને હથિયારો પૂરાં પાડવાના સંદેશા પાઠવે છે. દરિયાનો વિભાગ કોઈ બીજાને સોંપો. હું એટલે નહિ પહોંચી શકું.' ઇસ્કંદર બોલ્યો.

'એ કામ મારા માથે.' આધેડ વયનો કરચલિયાળ મુખવાળો બિલાલ અબુ બોલ્યો. લાંબા પગ, ઘેરાતી આંખો અને ટૂંકા વાકયના જવાબમાં વ્યકત થતી એની જાતિગત આળસને જાણે તમાચો મારતાં એ જરા જોરથી બોલી ગયો.

'જરા ધીમે, બચ્ચા !' એની પાસે બેઠેલાં ડોસી વાંગ બોલ્યાં.

'એ કામ માટે એ બરાબર છે. એને 'નાખોદા'ઓ (ખલાસીઓ) સાથે વરસોથી સંબંધ છે. પાણીનો પિયાસી એ જીવડો સંપાન (હોડીઓ) પરથી મહિને મહિને યે કયાં નીચે પગ માંડે છે ?' લીન હુંગચાંગ બોલ્યા.

'અને ભેગાં કરેલાં હથિયારો સાચવવાનું કામ મારે માથે. કોઇ પણ સુંગેઇને (નદીને) કાંઠે હથિયાર આવી જાય પછી હથિયાર ગઢમાં ગરી ગયાં જાણો.' ટેક ચુન બોલ્યો.

'એ પણ બરાબર. કલાઇનાં કારખાનાં ચલાવતો એ જુવાન કલાઈના ભંગારમાં હથિયાર જરૂર છુપાવી શકશે.' બિલાલ બોલ્યો.

'દરમ્યાન જુવાનડા ભેગા કરવાનું કામ પણ મારા માથે.' ડોસાના પુત્ર ચાઓ તુંગ સાથે વરસોથી આવાં કામમાં સંકળાયેલો જુવાન ઇસ્કંદર આવી જવાબદારી આસાનીથી ઉઠાવી શકે તેમ હતો.

પોતાની જવાબદારી માથે લઈને એણે ત્રીજી વાત મૂકી: 'જાપાનીઓના સીતમોથી પિડાતી પ્રજાને રાહત.'

'આ ડોસી વાંગ બેઠાં, એમને સોંપો. એ પ્રભુ બુદ્ધની માળા ફેરવતાં એ કામ કર્યે જશે.' લીન ઢુંગચાંગ બોલ્યા.

'એ કામ કરવામાં વાંધો નથી. બે વાત વિચારવાની રહે છે. એક નાણુંની, બીજી આપણી સ્ત્રીઓ પર અત્યાચાર થાય છે એની.' ડોસી વાંગ બોલ્યાં.

'નાણું મારી પાસેથી લઇ જજો. મંડળના કામ માટે ફરતો એ પણ પતાવતો જઇશ. બીજી વાતનો ઉપાય વિચારવો મુશ્કેલ છે. નરાધમ રાક્ષસોની એ પિશાચી રંજાડનો ઉપાય કોઇ દેખાતો નથી.' ડોસા બોલ્યા.

'એનો ઉપાય નવી રીતે વિચારવાની જરૂર છે.' અત્યાર સુધી ચુપ બેઠેલી પિનપિન બોલી.

'બતાવ વિચાર. તું ઓરત છે, જુવાન છે. તારો વિચાર અમને મદદગાર બનશે.' ડોસાએ જવાબ આપ્યો.

'માત્ર પોતાનું શિયળ સાચવવાના જ જૂના–પુરાણા ખ્યાલમાં ભરાઈ બેઠેલી ઓરતો તાકાતવિહોણી બની બેઠી છે. પરિણામે નથી શિયળ સચવાતું, ઊલટી ભૂંડે હાલે મોત પામે છે. એ કરતાં એનાં શિયળ લૂંટાવા દો, પોતાનાં શિયળ જરૂર લૂંટાવો એમ એને કહો. સાથે સાથે શિયળ લૂંટવા આવનાર પિશાચોને એ સમયે આસાનીથી ખતમ કરવાની એને ચાવી શીખવો, પિશાચો સામેનો રોષ કાર્યમાં વાળો. દેહ સાચવવા કરતાં એના આત્માને સાચવતાં શીખવો. દેહ સાચવતાં છતાં આત્મા મરી ગયો હશે તો એ નિર્જીવ હશે. એ નિર્જીવતામાંથી નીપજેલી નિર્બળતા આપણે દેખી છે. દેહ અભડાવા છતાં આત્મા જીવતો હશે તો દેહને જીવવાની સંભાવના છે.' પિનપિને સૌને થિજાવી દેનારી વાત રજૂ કરી.

'અમારે માટે એ અજાણ્યો પ્રદેશ છે. એને અમલમાં મૂકવાની અમને સમજ નથી, બેટા.' ડોસા બોલ્યા.

'એનો અમલ, નીતિરીતિ બધું મારે માથે. તમારાં રીતસરનાં યુદ્ધો કરતાં આ ચાવીથી વધારે પિશાચોને ખતમ કરી બતાવું અને તમને નમન કરીને બેસી રહેતી કાચની પુતળીઓને તમારી લૂંટનાં હથિયારોની ભાગીદાર બનાવું તો માતાની પવિત્ર કૂખે જન્મેલી માનવ–બાળા જાણજો. નહિ તો થૂ કરવા સમ કોઈ અશુચિ વૃક્ષનો વિકારભાગ માનજો.' પિનપિન બોલી.

ચોંકાવનાર વાતથી થોડીવાર સ્તબ્ધતા. ફરી પાછું ઈસ્કંદરે વાતાવરણને રાહ પર મૂકયું. ઈસ્કંદર બોલ્યો: 'સૌથી અગત્યની વાત હિંદી પ્રજાની. જાપાનીઓની સાથે એ ભળી ગઇ છે. બેંકોકમાં એમણે આઝાદ હિંદ ફોજ રચવાનું ઠરાવ્યું છે. શત્રુનો મિત્ર એ આપણો શત્રુ. એ વિષે વધારે વિગતો ને વાત પિનપિન લાવી છે, તે રજૂ કરશે.'

એ વાત કરવા પિનપિન જરા આગળ આવી. એ બોલવા લાગી : 'આજ સુધી આ મુલકનું અન્ન ખાઈને પુષ્ટ બનેલી એ પ્રજા પોતાના વતનની આઝાદીને નામે ઊભી થઈ છે. એને રાક્ષસોએ સાથ દીધો છે. પણ એનાં પરિણામ ઘણાં ભયાનક છે.

'એક : અહીં તેઓ રાક્ષસોના હાથા બની આપણા સીતમોમાં ઉમેરો કરશે : બે : હિંદ જેવો જબ્બર દેશ રાક્ષસોને જિતાવી આપીને એના હાથ ભયંકર મજબૂત કરી દેશે. ત્રણ : એને પરિણામે ચીન સમી રાક્ષસો સામે ઝૂઝતી પ્રજાને શસ્ત્રો મેળવવાનો એક માત્ર હિંદનો માર્ગ બંધ થશે. ચીન જીવશે તો આપણને ય ઉગારશે.

'એ માટે હિંદીઓની પ્રવૃત્તિઓનો સામનો કરવો જોઇએ. એમની પ્રવૃત્તિઓએ બેઃ એક લશ્કરી, બીજી નાગરિક.

'લશ્કરી પ્રવૃત્તિઓમાં તેઓની આઝાદ હિંદ ફોજ ઊભી ન થવા દેવી. થાય તો તોડી નાખવી. એ માટે લશ્કરમાં જાસૂસો મૂકવા. કે. દિલાવરખાં સમા કેટલાક હિંદી અફસરો આ પ્રવૃત્તિથી વિરુદ્ધ છે. એમણે વિરોધી બ્લોક રચ્યો છે. એમને સાધી લઇને વિરોધ

મજબૂત રાખવો. ફોજ રચનારા આગેવાનોને ઉડાડવા. એમને મળનારાં શસ્ત્રો ઝૂંટવવાં, નાશ કરવો.

'નાગરિક પ્રવૃત્તિઓમાં હિંદી સ્વાતંત્ર્ય સંઘ-વિરુદ્ધ આંદોલન કરવું. પણ એમાં એક નવું જોખમી તત્ત્વ ઉમેરાયું છે. વીરેન્દ્ર પરીખ નામનો હિંદી સંઘનો એક જુવાન સભ્ય નવજુવાન સંઘ સ્થાપીને હિંદી યુવાનોને લશ્કરી શિક્ષણ આપવા તૈયાર થયો છે. એ પછી નાગરિકોની યે ભરતી થશે. નાગરિકો એ શિક્ષણ મેળવે એટલે તેઓ રાક્ષસોના વહેલા હાથા બને. આપણને કાયમ રંજાડે. એ પ્રવૃત્તિને તોડી પાડવી.'

પિનપિને વાત પૂરી કરી.

ઇસ્કંદરે એ વાતને ટેકો આપતાં કહ્યું: 'પિનપિન કહે છે એ વાત આપણે કલ્પીએ છીએ એનાથી વધારે ભયાનક છે. આખી હિંદી પ્રજા જાપાનતરફી થઇ જાય તો આપણી શ્વાસનળી કાયમની રૂંધાઇ જાય. ટોટો પિસાઇ જાય. એનો સામનો બરાબર વિચારી લેવાની જરૂર છે.' 'વાત બરાબર છે,' 'વાત વિચારવા જેવી છે.' એમ ચીની–મલાયલી જુવાનોએ જવાબ દીધા.

ડોસા બોલ્યા : 'મને એ વાત એટલી બધી ભયંકર નથી લાગતી. પણ પાળ બાંધવી ખોટી નથી. એના ઉપાય તો સીંગાપુરમાં કાયમ રહેનારને હસ્તક રહે તો વધારે સારું.'

'પિનપિન હસ્તક જ એ કામ રાખો. એ સ્ત્રી છે, હિંદી સ્ત્રીઓ સાથે સંપર્કમાં છે. એને એ કામ ફાવશે. મદદમાં માણસો આપો.'

'બોલ, પિનપિન તારે મદદમાં શું જોઇએ.' ડોસાએ પૂછ્યું :

પિનપિને માગણી મૂકી : 'એ કામ માટે મારે જાસૂસો જોઈશે. સ્ત્રીઓ અને પુરુષો બન્ને. એ કામ માટે હલ્લા કરનાર એક યુથ જોઇશે. યૂથ હું રચી લઇશ. એ યુથને માટે હથિયારો જોઇશે. નાણાં વગેરેનું હું પતાવી લઇશ.'

'લશ્કરમાં જાસૂસી કરવા માટે કેટલાક મુસ્લિમ સિપાહીઓ અમારી મલાયલી મુસ્લિમ ઓરતોને પરણી બેઠા છે એને ઉપયોગમાં

લઈ શકાશે. હિંદી મુસ્લિમ અને મલાયલી ઓરતોનાં સંતાનોને નવજવાન સંઘમાં મોકલીને જાસૂસી કરી શકાશે. એ મુદ્દા પર ક્યાંક જાપાની-હિંદી ટકરાઈ પડશે તો આપણો હેતુ સરશે. ચીની સ્ત્રીઓ હિંદીઓનાં ઘરકામ કરે છે એ કામ આવશે.' ઇસ્કંદરે સૂચનાઓ આપી.

'એનો ઉપયોગ કરવાની મેં શરૂઆત કરી પણ દીધી છે.' પિનપિને ઇસ્કંદર સામે હસતાં કહ્યું.

હિંદીઓની પ્રવૃત્તિ પણ બહુ જોરદાર ન થઈ જાય માટે રાક્ષસોએ મિ. અનવરી નામના મુસ્લિમના પ્રમુખપદે ઑલ મલાયન મુસ્લિમ ક્લબ નામની મુસ્લિમ સંસ્થા સ્થાપી છે. એનો પણ તમે ઉપયોગ કરી શકશો.' ડોસા લીન બોલ્યા.

મુદ્દાઓની રજુઆત, એના રસ્તા અને ઉપાય, એનાં સાધન અને શકયતા-બધું ઝીણવટથી વિચારાતું ગયું. રાતના અંધકારમાં જ એ અંધારિયા ઓરડામાં એકઠા થયેલ ઇસમો એની જવાબદારી શક્તિ મુજબ આપમેળે ઉપાડતા ગયા.

કામ ખતમ થયું ત્યારે વહેલી પરોડ પડવા આવી હતી. ફરીથી કયારે, કયાં અને કેવા સંયોગોમાં કોણ કોને મળી શકશે એની એટલી જ ચુપકીદીથી સંતલસો કરીને એક પછી એક એ સત્તર આગંતુકો વહેલી સવારના અંધકારને આધારે પાછા ચાલી નીકળ્યા ત્યારે—

સીંગાપુર શહેરથી દસ માઈલ દૂર આવેલ નેસુન નામની હિંદી સિપાહીઓની છાવણીમાં કાળી કફનીધારી એક ફકીર જમણા હાથમાં પહેરેલ લોખંડની બંગડીઓ પર સીસમની લાકડી મારતો-ખન્ ખન્ ખન્ અવાજના તાલ ઊભા કરતો ગાતો ગાતો ચાલ્યો જતો હતો. વહેલી પરોડના અંધકારને ભેદતો એનો મધુર અવાજ આઝાદ હિંદ ફોજમાં જોડાવા થનગની રહેલ હિંદી સિપાહીઓના કાનમાં જાગૃતિના બોલ રણઝણાવી રહ્યો હતો:

બેખબર
જાગ જરા

કિસકી ઓલાદ હૈ તુ ઇસકી ખબર હૈ કે નહિ
આજ ભી કદમોંમે તેરે યે ઝુકી જાયે જમીં
કયું કિ યે તેરી હે, હરઝર્રા હૈ ઇસકા તેરા–
બેખબર જાગ જરા.

બુલબુલે આજ ભી બાગોંમેં યે હી ગાતી હે
હાય કયા શાન ભી નવ્વાબોંકી લહરાતી હે
સુન કે જો ફૂલ ખીલા ઝૂમકે યે કહને લગા–
બેખબર જાગ જરા.

જંગમેં મિરઝાં કલંદર અલીખાંકા જાના
ફેર બરસાના થા દુશ્મન પે કયામત લાના
હાય વો જોશ નવ્વાબોંકી રગોંમેં ન રહા–
બેખબર જાગ જરા.

રાજપૂતોંકી શુજાઅતકી કહાની સુન લે
કૌન થે તેરે બડે મેરી જબાની સુન લે
ઉનકી ઔલાદ સે હૈ મુઝકો બસ ઇતના શિકવા–
બેખબર જાગ જરા.

કૌન રજપૂતકા જાયા કભી મદહોશ હુઆ
જાગ ઓ ઊંચે નિશાંવાલે તૂ બેહોશ હુઆ
ઊડ ગઈ સોનેકી ચીડિયા રહા ખાલી પીંજડા–
બેખબર જાગ જરા.

ફકીર ગાતો ગાતો ચાલ્યો જતો હતો અને છાવણીમાં બિસ્તર પર સૂતેલા સિપાહીઓને પોતાના જાગૃતિ–નાદથી જગાડયે જતો હતો. ફકીરનો અવાજ ઊંચો ચડતો જતો હતો અને જાગેલા સિપાહીઓ ઊઠીને બરાકોને દરવાજે દરવાજે એકઠા થતા જતા હતા. કોઇ કોઇ ગાનમાં પણ ભળતા જતા હતા.

ફકીર પોકારતો હતો : '**બેખબર જાગ જરા...**'

સિપાહીઓ જવાબ દેતા હતા : '**બેખબર જાગ જરા...**'

ફકીર જરા દૂર ગયો કે છાવણીની ઑફિસમાં જાગીને ફકીરના આ ગાનને ધ્યાન દઇને સાંભળી રહેલા કે. દિલાવરખાંએ પોતાના અડદલીને પૂછ્યું : 'અરે રહીમ ! છાવણીમાં અત્યારે આ સાંઇ કયાંથી ?'

બારણે જ ઊભેલા અડદલીએ એકદમ સલામ ભરીને સામે હોશિયાર–કદમે ઊભા રહેતા કહ્યું : 'જી સાહેબ ! એ સાંઇ નથી. એ તો પાંચમી બલૂચ રેજીમેન્ટનો સિપાહી અબ્દુલ્લા છે. ગાવાનો ભારે રસિયો છે. વેશપલટાનો પણ એવો જ શોખીન છે. પહેલાં તો એ જામ, માશૂક, દિલ અને પ્યારનાં જ ગીત ગાતો હતો. હમણાં હમણાં એ આવાં ગીત ગાઇને આપણા સિપાહીઓને નચાવી રહ્યો છે...'

એ વખતે દૂર દૂર નીકળી ગયેલ ફકીરની બંગડીના ખન્ ખન્ ખન્ અવાજના તાલ સાથે ધપ્ ધપ્ અવાજે સિપાહીઓ કદમ મિલાવતા છાવણીમાં કૂચ કરી રહ્યા હતા અને ગાનના અવાજ વિશેષ જોશથી ગૂંજતા છાવણીને ગજાવી રહ્યા હતા :

**ફૂટ આપસમેં પડી ઘર તેરા બરબાદ હુઆ**
**તેરી બરબાદી સે દુશ્મન તેરા આબાદ હુઆ**
**હોશ કર અબ તો ગલે ભાઇકે ભાઈ લગ જા–**
**બેખબર જાગ જરા.**

**મુઝે દિનરાત લગી તેરે જગાનેકી હૈ ધૂન**
**માદરે હિન્દ કે લાડોં પલે કુછ મેરી ભી સુન**
**તેજ રફતાર ઝમાનેસે કદમ ઊઠકે મિલા–**
**બેખબર જાગ જરા.**

**આજ હર મુલ્કકે સોયે હુએ બેદાર હુએ**
**તિફ્લ જો ઘુટનોંકે બલ ચલતે થે હુશ્યાર હુએ**
**મગર ઓ નીંદકે માતે તુ સોતા હી રહા–**
**બેખબર જાગ જરા***
**બેખબર જાગ જરા......**

---

* શ્રી કમર જલાલાબાદી

## ૧

# સમારંભ—શેનો ?

'નારીસભાને મકાને છોકરીઓ પ્રભાતફેરી માટે તૈયાર થઈ ઊભી છે, ત્યારે તું આ શું કરી રહી છે, હેમાંગિની ?' દોડાદોડ આવીને હેમાંગિનીના ઓરડામાં દાખલ થતાં અંજલિએ એકદમ પૂછી નાખ્યું.

'બીજું કશું નહિ. તું જુએ છે તે જ. પગે ઘૂઘરા બાંધું છું.' ઊંચી પણ નજર કર્યા વગર શાંતિથી પગે ઘૂઘરા બાંધતાં હેમાંગિનીએ જવાબ દીધો.

'ત્યારે તું પ્રભાતફેરીમાં નથી આવવાની ? તારા આ જૂના નાચણવેડા કરવા અત્યારે રોકાવાની છે ?' અંજલિએ પૂછ્યું.

'ત્યારે શું કરું ? કોઈને રાજી કરવું હોય તો લોકો બોલે છે કે 'કહે તો તારે માટે નાચું.' એને બદલે તને રાજી રાખવા માટે મેં મારું નૃત્ય છોડયું, મારા ઘૂઘરા અભરાઈએ ચડાવ્યા, તારી સાથે સવાર-બપોર સાંજ જોયા વગર રખડીને નારીસભા સ્થાપી. અરે, મારી મીઠી ઊંઘ છોડીને વહેલી પરોઢે તારી સાથે રાગડા તાણીને પ્રભાતફેરીમાં પણ આથડું છું. તોયે તારા મોઢા પરથી ગ્લાનિ દૂર થતી નથી. તારા મનમાં શું ઘુમરાઈ રહ્યું છે એનો હરફ પણ ઉચ્ચારતી નથી, ત્યારે શું કરું શું ? આ બધા કરતાં મારા જૂના નાચણવેડા શું ખોટા છે ?' નિરાંતે વિશાળ જાજમ પર પગ લંબાવીને હેમાંગિનીએ જવાબ આપ્યો.

'પણ તેનું અત્યારે શું છે ?' અત્યારે આવો પ્રશ્ન કાઢીને ક્યાં બેઠી- એવી માનસિક મૂંઝવણને વ્યક્ત કરતાં અંજલિ બોલી.

'માણસનું મોઢું ઉઘાડવું હોય તો નાક દબાવવું-એમ તારી પાસે કોઈ વાત નક્કી કરાવવી હોય તો કામ વખતે અડીને બેસી

જવું. આજે તો મારે નક્કી કરીને જ ઊઠવું છે કે કોઈ દિવસ તારી ગ્લાનિ દૂર થવાની છે કે મારે મારા જૂના નાચણવેડામાં પાછું રોકાઈ જવાનું છે ?' હેમાંગિની બોલી.

'મારી ગ્લાનિ દૂર કરવા તેં ઓછું નથી કર્યું, હેમાંગિની ! પણ એનાં નવાં કારણ બીજેથી ઊભાં થયાં જ કરે એમાં મારો શો ઉપાય ?' હેમાંગિનીને અડી બેઠેલી જોઇને અંજલિ બોલી. હિંદી સ્વાતંત્ર્ય સંઘના કામ ઉપરાંત વીરેન્દ્રભાઇએ નવજવાન સભા સ્થાપી છે, એના જુવાનોને તેઓ લશ્કરી શિક્ષણ પણ આપવાના છે.'

'એમાં તો તારે રાજી થવું જોઇએ ને ? કે એમની નવીનવી પ્રવૃત્તિઓથી વીરેન્દ્રભાઈ સીંગાપુરની પ્રજાના લાડીલા બનતા જાય છે એની તને ઈર્ષ્યા થાય છે ?' હેમાંગિની આંખ મચકાવતાં બોલી.

'અરે, ગાંડી ! એમને મળતા પ્રેમ બદલ ઈર્ષ્યા કરવાનો હકક હું મારે પોતાને હાથે જ ગુમાવી બેઠી છું ત્યારે એની કલ્પના પણ કરવાની કયાં રહે છે ?' બોલતાં અંજલિનો અવાજ દુઃખભારે ધીમો પડયો.

'ત્યારે પછી તને એમની નવી પ્રવૃત્તિની મૂંઝવણ કેમ રહે છે ?' ઘડી પહેલાંનો મસ્તીખોર અવાજ બદલીને મમતાભર્યા અવાજે હેમાંગિનીએ પૂછયું.

'મૂંઝવણ માત્ર આટલી જ, હેમાંગિની. વીરેન્દ્રભાઇનો સ્વભાવ નખશીખ સમજનારી હું જાણું છું કે તેઓ આવી ખતરનાક પ્રવૃત્તિઓ જ આરંભે. આપણા વતનની આઝાદી ખાતર આવી પ્રવૃત્તિઓ તેઓ ઉઠાવે એનો તો મને આનંદ જ હોય. પણ મારા અક્ષમ્ય દોષને કારણે પ્રેમજીવનમાં હતાશ થયેલા વીરેન્દ્રભાઈ આવી પ્રવૃત્તિઓ ચલાવતાં માનસિક રીતે કાયમ તંગ રહેવાના. પરિણામે તેઓ કયારે જાપાનીઓ સાથે અથડામણમાં મુકાઇ જાય એ કહેવાય નહિ. એ સભા શરૂ થતાં જ મારા ભાઈ નલિનને તેમ જ મારા કાકાજીના ત્રણે દીકરાને એમાં દાખલ કરાવી દીધા છે. તેમણે

સમાચાર આપ્યા કે શરૂઆતમાં જ કોઇ જાપાની અફસરોએ સભાની કાર્યવહી માગતાં વીરેન્દ્રભાઇએ જવાબ સંભળાવી દીધો કે આ સભા સંઘ નીચે ચાલે છે. સભાની પ્રવૃત્તિ જાણવી હોય તો સીધા સંઘના પ્રમુખ પાસેથી જાણી લેજો. સભામાંથી એ જાણવા નહિ મળે. એ પછી સંઘમાં દાખલ થયેલ મલાયલી ઓરતોના હિંદી મુસ્લિમ જુવાનોને લઈ જવા જાપાનીઓ આવેલા. તેમને યે એમણે સંભળાવી દીધું કે મલાયલી માના પુત્રો છે એથી તેઓ હિંદી થોડા મટી જાય છે? હિંદીનું નામ તમે નહિ લઈ શકો. ચાલ્યા જાઓ. અત્યારે તો જાપાનીઓ નથી બોલતા. પણ એ ઘાતકી પ્રજા સાથેની આવી અથડામણોનું પરિણામ તો આપણે ક્યાં નથી જાણતાં?'

'પણ એનું તો શું થઇ શકે, અંજલિ?' હેમાંગિની બોલી. 'નારીસભા સ્થાપીને એમની સ્વાતંત્ર્ય સંઘની પ્રવૃત્તિઓને આડકતરી સહાય આપવાનો તારા ખ્યાલ મુજબ આપણે પ્રયાસ કરી જોયો, એ પ્રમાણે કહે તો હવે આપણી નારીસભાને પણ લશ્કરી શિક્ષણ આપીએ અને વીરેન્દ્રભાઇની પ્રવૃતિઓની પડખોપડખ ઊભાં રહીએ. કયારેક કટોકટીનો વખત આવે તો આપણે યે એમની પડખે હથિયાર ઉઠાવીને ઊભાં રહી શકીએ.'

'એય કરશું, હેમા. પણ અત્યારે જરૂર તો બીજી છે. આવા ધમધમતા વાતાવરણ વચ્ચે વીરેન્દ્રભાઈની માનસિક તીખાશ નિચોવી નાખવાની જરૂર છે. પડખે ઊભી રહીને સ્ત્રી પુરુષની પ્રવૃત્તિઓને સંગાથ આપે એ આજના જમાનામાં જરૂરી છે જ. પણ એ પહેલાં ખાસ જરૂર તો પુરુષજીવનમાં અનેક સંયોગોને કારણે આવી બેઠેલી તીખાશને પોતાનાં લાગણી–નીરથી નિચોવી નાખીને એની તંગ નસોને આરામ આપવાની સ્ત્રીની જરૂર છે. આજે એ જ વસ્તુ વીરેન્દ્રભાઇના જીવનમાં ખૂટી રહી છે.' કહેતી અંજલિ અટકી ગઇ.

'એનો તો શો ઉપાય? તારી મરતી માને સંતોષ આપવા માટે

વીરેન્દ્રભાઇને આવો કાયમી સંગાથ આપવાની તક ગુમાવી બેઠી પછી શોક કર્યે શું થાય ? કહે તો મારા અમરને છોડીને તારા વીરેન્દ્રને આવો સંગાથ આપવા હું પહોંચી જાઉં.' હસતી હસતી હેમાંગિની બોલી.

'હજાર ખેલ ખેલતા તારા અમર સાથેના પ્રેમનું પરિણામ કેવુ આવવાનું માંડયું છે એ તો પ્રભુ જાણે.' અંજલિ બોલી. 'વીરેન્દ્ર-ભાઇની જરૂર પૂરી પાડવા માટે તું હજી નાની છે, હેમા. એ માટે તો મારી બાળપણાની બહેનપણી આવી છે એ બસ છે. પણ કોણ જાણે એનું મન કયાં મુરઝાઇને બેઠું છે એ ખબર નથી પડતી. પણ બીજી કોઈ છોકરીનાં વખાણ કરીશ તો તારું ટીચકું ચડી જશે અને તારા અમર વિરુદ્ધ કાંઇક બોલીશ તો મારે બદલે તારે મોઢે ગ્લાનિ છવાઈ જશે. માટે ઊઠ એકદમ. આપણી અંગત લાગણીઓની ચર્ચા નવરાશને માટે બાકી રાખીને પ્રભાતફેરીમાં પહોંચી જઈએ.'

આમ કહેતાં અંજલિએ હેમાંગિનીને પગેથી પોતાને હાથે ઘૂઘરા છોડી નાખ્યા અને એનો હાથ ઝાલીને ઘર બહાર નીકળી ગઈ.

વાતો કરતાં કરતાં જ તેઓ દોડાદોડ નારીસભાને મકાને પહોંચ્યાં ત્યાં દરવાજે ધ્વજ લઇને ઊભેલી મોતીચંદ શેઠની કંચન બોલીઃ 'અમે બહેનપણાં કરીએ તો બહેન ના પાડે અને પોતાનાં બહેનપણામાં સૌને અરધો કલાક અટકી રહેવું પડે એનું કાંઇ નહિ'

'જો પાછી, બટકબોલી થઈ કે ? બટકબોલી ન થવાની શરતે તને નારીસભામાં લીધી છે એ ભૂલી ગઇ કે ?' કંચનને મોઢે હળવેથી ટાપલી મારતાં અંજલિ બોલી.

'બટકબોલી થવાની ના પાડવી અને રોજ સવાર-સાંજ ભાષણ કરતાં ક્રાંતિકાર થવાની અઢાર વાર હાકલ પાડવી...' કહેતી કંચન દોડી ગઈ અને ધ્વજ લઇને મોખરે ચાલતાં કૂચ—ગીત શરૂ કર્યું:

**કદમ કદમ બઢાયે જા, ખુશીકે ગીત ગાયે જા**
**યે જિંદગી હૈ કોમકી, તુ કોમપે લુટાયે જા...**

ચીની અને મલાયલી પ્રજાને આશ્ચર્યજનક જોતી આપણું પ્રભાત-

ફેરી પૂરી કરીને નારીસભાની નારીઓ વિખેરાઈ અને અંજલિ સૌને બપોરે હિંદીના વર્ગમાં આવી પહોંચવાની સૂચના આપતી જુદી ફંટાઈ.

'હું ય આવું સાથે, અંજલિબહેન ? ફૂલદાનીમાં મૂકવા માટે સરસ સરસ ફૂલ વીણી આપીશ' પોતે ઊભી હતી એનાથી જરા આઘે ઊભી રહીને કંચન બોલી.

'પાછી બટકબોલી થઇ કે ?' અંજલિએ આઘેથી હાથ ઉગામીને રોષ કરતાં કહ્યું.

'ના, ક્રાંતિકારી....' કહેતી કંચન ભાગી છૂટી.

અને અતૂટપણે આચર્યે આવતી પોતાના કાર્યક્રમ અનુસાર અંજલિ વીરેન્દ્રના નાનકડા છતાં સોહામણા બાગમાંથી ફૂલ વીણીને બંગલામાં દાખલ થવા પાછલી પરસાળનાં પગથિયાં ચડી રહી હતી ત્યાં એને કાને અવાજ પડયો:

'તમને ય દાદુ, હવે અવસ્થા અસર કરી ગઇ છે. નહિ તો આવી આળસ કાંઇ હોય ?' એની બોલી રહી હતી.

દાદુ સમા વૃદ્ધ પુરુષને માટે એનીના મુખમાંથી આવાં વચન નીકળતાં સાંભળીને અંજલિ નવાઇ પામી. એની પણ દાદુની જેવી તેવી અદબ જાળવતી ન હતી, છતાં યે અત્યારના પહોરમાં આવા શબ્દો વપરાતા સાંભળીને અંજલિ જરા વિચારમાં પડતી થંભી ગઈ.

ત્યાં તો દાદુનો જવાબ એને કાને પડયો : 'લેકીન મેં કયા કરું, બિટિયાં?'

'કયા કરું, શું ? ધારો તો બધું યે કરી શકો. આમ તે હોય ?' એની વધારે રોષથી બોલી રહી હતી.

'લેકીન ભાઈ મેરી બાત કભી સુનતે હૈ ? વો તુઝે નહિ માલૂમ હૈ, બિટિયાં ?' દાદુ એટલી જ શાંતિથી જવાબ આપી રહ્યા હતા.

આટલા વાર્તાલાપમાંથી કાંઇ મુદ્દો ન સમજાતાં અંજલિ આગળ આવી અને હળવે પગલે ફૂલદાની પાસે પહોંચતાં બોલી : 'સવારના પહોરમાં એનીબહેનનો શો ઝગડો છે, દાદુ ? '

અંજલિને જોઇને એની શરમાઇ ગઇ. દાદુ એનીની શરમ સામે હસતા હસતા બોલ્યા : 'ઔર કયા, બહન. દેખ ન ? ભાઈ કે બારેમેં એની મુઝે સુના રહી હૈ. કહતી હૈ કે ભાઈ બડી સુબહ ચલા જાતા હૈ, રાતકો બડી દેરસે આતા હૈ, ઔર કભી આતા ભી નહિ હૈ. ન માલૂમ કયા હો જાય. તુમ સાથ જાઓ. '

' તો જતા હો, દાદુ. એનીની વાત માનવામાં શો વાંધો છે ? ' અંજલિએ વાતનું મૂળ પકડવા દાદુને જ સાધ્યા.

' લેકિન ભાઇ હૈ મરદ. ઐસા કામ તો મરદ હરરોજ કરતા ફિરતા હૈ. ઔર ભાઇકા હુકમ હૈ કિ મેરા ઘરમેં રહના જરૂરી હૈ. કયોં કિ ઘરમેં ઔરત હૈ—' કહેતા દાદુએ એનીની સામે જોયું.

' અને ઓરત વળી સુંદર છે, કયારે રાક્ષસો એના પર તૂટી પડે એ ન કહેવાય, એ પણ કહી નાખો ને, દાદુ ? બાકી શા માટે રાખો છો ? ' લાડકા રોષની લાલીથી ગાલને વિશેષ રંગતી એની અંજલિ સામે ફરીને બોલી : 'તું જ કહે, અંજલિ. અહીં ઘરમાં બેઠાં મને કોણ ઉપાડી જવાનું છે ? ત્યારે વીરેન્દ્રભાઇ તો આવા જોખમી વખતમાં રાત-વરત ગમે ત્યાં રખડતા હોય છે, એમની સાથે દાદુ હોય તો કયારેક મદદમાં આવી શકે ને ? '

વીરેન્દ્ર માટેની એનીની આ માગણીમાં સ્પષ્ટપણે ચમકતી લાગણીની રેખા નીરખતાં, મનમાં હરખાતી હરખાતી અંજલિએ એ પ્રશ્નનો જવાબ આપવાને બદલે ઘેરો રંગ પૂર્યો: ' એમાં યે હમણાં તો વીરેન્દ્રભાઈ એમની નવજવાન સભાના જવાનોને હથિયારોનું શિક્ષણ આપી રહ્યા છે. હથિયારથી જ વાત. સત્તાવાળાઓ સાથે વાંધો પડે કે ઝપાઝપીમાં સામસામાં હથિયાર જ ઊપડે. હા, એમના હાથમાં યે હથિયારો હોય એટલે બચાવ જરા મજબુત બને ખરો. '

હથિયાર, ઝપાઝપી, સત્તાવાળાઓ—વગેરે શબ્દો સાંભળતાં એનીના શરીરમાં ધ્રુજારી ચાલી ગઇ. અંજલિની આંખોએ એનીની એ ધ્રુજારીને પકડી લેતાં અંજલિ વધારે રમતે ચડી. અવાજમાં જરા લહેર લાવીને બોલી:

'હમણાં બે દિવસ પહેલાં જ હિંદી સિપાહીઓ જાપાનીઓ સાથે બાખડી પડેલા. જાપાનીઓ કહે કે ચાલો, લશ્કરી શિક્ષણ લો. હિંદી સિપાહીઓ કહે કે અમારી ફોજ શરૂ થાય પછી, એ પહેલાં નહિ. તરત હથિયાર ઊપડયાં. પોતાના ચાર માણસ મર્યા, પણ સત્તાવાળાના સાત ઉડાવી દીધા. પરિણામે સત્તાવાળાઓને પોતાની ભૂલ બદલ માફી માગવી પડી.'

'એટલે જ દાદુ વીરેન્દ્રભાઇ સાથે નથી રહેતા અને અહીં ઘેર બેઠા કુરાનના કલમા પડયા કરે છે ને?' કહેતાં કહેતાં રોષ અને ડરઃ બન્ને લાગણીઓએ એનીની આંખમાં પાણી તગતગાવી દીધાં હતાં.

પણ એવું ને એવું સૌમ્ય હાસ્ય જાળવીને દાદુ બોલ્યા: 'મૈં તો મોતકા ડર હૈ ઇસ લિયે ભાઈ કે સાથ નહિ જાતા, બિટિયાં. લેકિન વીરેનભાઇકા યે બાત કહેને મેં તુઝે કયા ડર લગતા હૈ વો મુઝે પતા ચલતા નહિ હૈ.'

'એ ય કહી નાખશું.' કહેતી એની પોતાની આંખમાં તબકી ચૂકેલાં આંસુને છુપાવવા આગલી પરસાળ તરફ કાંઇક કામને બહાને ચાલી ગઇ.

ફૂલદાનીમાં છેલ્લાં ફૂલ ગોઠવીને અંજલિ એનીની પછવાડે જાય એ પહેલાં બહારથી અવાજ આવ્યો: 'અરે ડોસા! આ મારી ઘરની લક્ષ્મીને અત્યારના પહોરમાં કેમ રડાવી રહ્યા છો? મારી લક્ષ્મી હમણાં હમણાં મારા કામમાં મદદ કરવા આવે છે એ દેખ્યું નથી જતું કે શું?' કહેતા મહાત્મા કૈલાસનાથ આગલી પરસાળમાં પોતાને ખભેથી ચાવલનો કોથળો નીચે મૂકતાં બોલી રહ્યા હતા.

મહાત્માનો અવાજ સાંભળીને દાદુ ઊભા થયા, અંજલિ પણ સાડી સંકોરીને આગળ ચાલી. અંજલિને જોતાં મહાત્મા બોલ્યા: 'કે બેટી! તેં એને રડાવી છે? ભલું પૂછવું છોકરીની જાતનું.'

'હમમેં સે તો કિસિને ઉસકો નહિ રૂલાઈ, મહાત્માજી!' કહેતા

દાદુ આગળ આવ્યા. 'અપને આપસે વો રહી હૈ. હમ કયા કરેં ?' કહેતા દાદુ આગળ આવ્યા.

'વીરેન્દ્રભાઈ રાતવરત જોખમી કામોમાં રખડયા કરે છે, કયારેક રાત્રે ઘેર પાછા નથી ફરતા અને કયારેક દિવસો સુધી મલાયાના પ્રવાસે ચાલ્યા જાય છે છતાં દાદુ એમની સાથે નથી જતા, એટલે એની રોષે ભરાઈ છે, મહાત્માજી.' અંજલિએ સ્પષ્ટતા કરતાં કહ્યું.

'એનો રોષ બરાબર છે, બેટા. મારી લક્ષ્મી દીકરીની વાત સાચી છે. જાપાનીઓ આજકાલ નથી બોલતા, પણ કયારે કઇ મુસીબત ઊભી થઈ જાય એ ન કહેવાય. હમણાં તો બીજાં યે ઘણાં જોખમ વધતાં જાય છે. કામ, કામ ને કામ રટતો વીરેન્દ્ર મને ય ભેગો નથી થતો, નહિ તો હું યે એને સાવચેત કરી દઉં. એની પ્રવૃત્તિના હિતની ખાતર પણ પ્રવૃત્તિ રાતને વખતે ન ચલાવે અને ઘેર રોકાય એ સારું છે.' મહાત્મા બોલ્યા.

'પણ એમણે તો સભાની છાવણીને જ પોતાનું મકાન માન્યું છે, ત્યાં બીજી વાત શી ? ઘેર તો કયારેક ખાવા પૂરતા જ ડોકાય છે. અને એમને કહે પણ કોણ? ન બોલો તમે, ન બોલે દાદુ. આ એની યે મૂંગીમંતર નીકળી. પરિણામે વીરેન્દ્રભાઈ ઘર સામે નજર નથી કરતા ને ?' અંજલિ બોલી.

'હું ય બોલીશ, દાદુ યે બોલશે અને એની યે બોલશે અંજલિ. આપણે સૌ બેઠાં છીએ અને વીરેન્દ્ર ઘર સામે નહિ જુએ ? હા, થોડોક એને ઘરમાં રસ જાગવો જોઈએ.' કહેતા મહાત્માએ એના સામે નજર કરી અને બોલ્યાઃ 'આ મારી ઘરની લક્ષ્મી ઘરમાં એવું મંગળ વર્તાવશે કે આપણે સૌ સાથે કિલ્લોલ કરશું, જોજો ને ?'

'ઊઠો, ઊઠો, મહાત્માજી. લક્ષ્મૈયા રાહ જોતાં હશે.' કહેતી એની પોતાને કેન્દ્રમાં આવતી જોઈને ઊભી થઈ ગઈ.

'લક્ષ્મૈયા ડોસીની ચિંતા ઓછી છે કે એની બીજી ચિંતા કરવા નવરી થાય ?' કહેતી અંજલિએ પાસે જઇને પડખામાં ચૂંટી ખણી.

ઊઠતાં ઊઠતાં મહાત્માએ રોજની ફૂલદાની પડખે ફરતા ફરતા કાગળનાં ફૂલના ગજરા, ખંડની વચ્ચે લટકતાં કાગળનાં ફાનસ અને રસોડા પાસે ઝૂલતા રંગરંગીન કાગળના પડદા જોઈને પૂછ્યું : 'અરે એની! આ બધું ક્યાંથી? તું યે ચીની કળા શીખી કે શું?'

'એ તો મહાત્માજી, આપણા માળીની બહેન આવી છે ને એણે મૂક્યું છે. હમણાં માળીની વહુને જાપાનીઓ મજૂરીએ વધારે વખત રોકી રાખે છે એટલે માળીને ત્યાં રહેવા આવેલી એની નાની બહેન આપણે ઘેર કામ કરે છે.' એની બોલી.

'ઘરને મંદિર સમું પવિત્ર બનાવવાની કળા તો ચીનની આ ચૂંચી નારીઓ જ શીખી છે, હો બેટા. પોતાની ઘર-કળાથી એણે ચીનના કુદરતપીડિત મુલકના પુરુષોનાં કેટકેટલાં ઝેર નિતારી નાખ્યાં હશે, એ કોણ કહી શકશે?' કહેતા મહાત્મા પાછલે બગીચે થઈને લક્ષ્મૈયાના ઘર તરફ ઉપડયા અને 'લે, સાંભળ, શું મહાત્મા કહે છે તે–' કહેતી અંજલિ એનીના વાંસામાં ધબ્બો મારતી પોતાના ઘર તરફ ચાલી નીકળી.

'આજે ઘેર જઈને મહાત્માજીનાં વચન અમલમાં મૂકજે...' એમ પાછળથી અંજલિને સંભાળાવતી એનીએ એક વખત ઉપરના ખંડ તરફ નજર ફેંકીને રસોડા તરફ પગલાં માંડયાં.

એ બપોરે વીરેન્દ્ર જમીનો ઊઠતો હતો એ જ વખતે દરવાજે મોટરનું પરિચિત ભૂંગળું સાંભળતાં એણે ભોજનખંડમાંથી જ બૂમ મારી: 'કોણ! ડોકટર આવ્યા છે કે?'

'હા, ડોકટર આવ્યો છે. તમારી માંદગીનો ઉપાય અજમાવવા ડોકટર આવ્યો છે.' કહેતા ડોકટર જોસેફે આગલી પરસાળ પસાર કરીને વચલા ખંડમાં પગલાં માંડયાં.

'હવે પ્રવૃત્તિ આડે પ્રેક્ટીસ મૂકી દીધા બાદ ઉપાય અજમાવવા જેવી મારી કઈ માંદગી નજરે ચડી?' આગલા ખંડમાં આવતાં વીરેન્દ્રે પૂછ્યું.

'આ કામની જંજાળની માંદગી. હિંદી સ્વાતંત્ર્ય સંઘ માટે કામ તો અમે ય કરીએ છીએ. પણ તમે તો જાણે તખ્તનો તાજ પોતાને જ મસ્તક પહેરવો હોય એવી પ્રવૃત્તિ આરંભી દીધી છે. એ તાજ પહેરવા જેવું શરીર રહે એ માટે એને આરામ આપવા આજે આપણે ત્યાં રાત્રે મિજબાની છે. બાબાની વરસગાંઠ છે. સૌએ આવવાનું છે. હરેક જાતિને આમંત્રણ આપ્યું છે, એટલે આપણા સંઘનું કોમી એકતાનું કાર્ય થાય છે એમ માનીને આવશો તો યે ચાલશે.' ડોકટર બોલ્યે ગયા.

'પણુ તમારા બાબાની કઈ વરસગાંઠમાં હાજરી ન આપી તે આટલી ભૂમિકા બાંધો છો, ડોકટર. આવીશ, બરાબર વખતે આવીશ.' વીરેન્દ્ર બોલ્યો.

'આવીશ નહિ, આવશું. એમ કહો.' ડોકટર બોલ્યા.

'કેમ, તખ્તનો તાજ મારે મસ્તકે મુકાવાનો છે એટલે માનવચનમાં મારે માટે બોલવાનું છે ?' વીરેન્દ્રે પૂછ્યું.

'ના, મિજબાનીમાં તમે એકલા જ નહિ. દાદુ પણુ ખરા, અને તમે ઘણા વખતથી કહો છો એ તમારાં મહેમાન પણ ખરાં. સૌએ આવવાનું છે. ફોજ રચાઇ જાય કે તરત મારે તો મોરચે ભાગવું છે. એટલે આ પ્રસંગે સૌ સંબંધીઓને સલામ કરી લેવાય.' ડોકટરે કહ્યું.

'હું યે આવીશ, દાદુ યે આવશે, પણુ મહેમાન તો બહાર નથી નીકળતાં એટલે એમનું કાંઈ ન કહેવાય.' વીરેન્દ્રે રસોડા તરફ નજર નાખતા કહ્યું.

'કેમ આજના જમાનામાં તમારાં મહેમાન ઓઝલ પાળે છે કે શું ?' ડોકટર બોલ્યા.

'ના...ના..., એમ તો નહિ...' કહેતો વીરેન્દ્ર ખચકાયો. છેલ્લે છેલ્લે, પ્રવૃત્તિઓમાં ગળાડૂબ રોકાયા બાદ, વીરેન્દ્ર એની સાથે પહેલાં ઔપચારિક વાતો કરતો એ પણુ ઓછી થઇ ગઈ હતી એટલે જવાબ આપતાં જરા મૂંઝાયો પણુ ખરો.

‘ત્યારે બોલાવો એમને અહીં. તમારે કહ્યે હા ન પાડતાં હોય તો હું હા પડાવતો જાઉં.’ ડોકટર બોલ્યા.

એ જ વખતે મુખવાસદાની મૂકવા આવી પહોંચેલી એની પોતાની મેળે જ બોલી: ‘વીરેન્દ્રભાઈ તો અમસ્થા કહે છે, ડોકટર સાહેબ. ‘સભાના કામે જવું છે.’ કહીને રાત-દિવસ જોયા વગર દોડા કર્યા કરનાર વીરેન્દ્રભાઇએ મને કયારે કયાંય બહાર આવવાનું આમંત્રણ આપ્યું છે તે જાઉં? આજે તેઓ કહેશે તો એમની સાથે તમારે ત્યાં જરૂર આવીશ.’

પહેલી જ વાર આ રીતે જાહેરમાં એનીને બોલતી સાંભળીને અને તેય બહાર આવવા માટેની હા પાડતી સાંભળીને વીરેન્દ્ર નવાઇ પામ્યો. ઊંચે નજર કરીને જોયું તો એનીના મુખ પર શરમ એવી ને એવી રમી રહી હતી.

ડોકટર પણ પહેલી જ વાર એનીને આ રીતે વાત કરતી સાંભળીને બોલ્યા: ‘ત્યારે તો વીરેન્દ્રભાઇએ તમારા વિષે અમને ખોટો જ ખ્યાલ આપ્યો છે ને? કોણ જાણે સ્ત્રીઓને આ જુવાન કયાં સુધી શત્રુસ્વરૂપે ભજ્યા કરશે?’

*

એ સાંજે ડોકટર જોસેફના વિશાળ મધ્યખંડમાં જાણે મૂર્તિમંત આનંદ ઊછળી રહ્યો હતો. રંગરંગીન વીજળીબત્તીઓથી જળહળતા એ ખંડને સીંગાપુરનો ઉચ્ચ હિંદી સમુદાય કિલ્લોલબોલથી વિશેષ ઉજાળી રહ્યો હતો. ખંડની એક બાજુ પુરુષ-સમુદાય ખાણાને ન્યાય આપતાં ચર્ચા ગજાવી રહ્યો હતો. બીજી બાજુ પોતાનાં આભૂષણો રણઝણાવતો નારી સમુદાય ધીમા વાર્તાલાપે ચડયો હતો.

ઘણે વખતે આજે શરદ ગાંગુલી અને રાજગોપાલન, ખડગસિંહ અને મોતીચંદ શેઠ, વીરેન્દ્ર અને ડોકટર વગેરે હિંદી સ્વાતંત્ર્ય સંઘની સીંગાપુર ખાતેની મૂળભૂત વ્યકિતઓ એકત્ર થતાં સંઘની પ્રવૃતિઓ અને એનો વિકાસ ચર્ચી રહ્યા હતા. શરદ ગાંગુલીનાં જાપાની

શુભનિષ્ઠાનાં સમર્થન અને રાજગોપાલનની મલાયા–વિસ્તારની મુસાફરીનાં ઉત્સાહજનક વર્ણન, ખડગસિંહનાં હિંદી સિપાહીઓની તૈયારીનાં વખાણ અને મોતીચંદ શેઠનાં ફાળાનો આંકડો નોંધાવતાં ગુજરાતી ભાષાનાં ગીતગાન, ડોકટરનાં જાપાની અફસરોની સંગાથનાં પ્રસંગવર્ણન અને વીરેન્દ્રનાં નવજવાન સભાનાં કાર્ય–વિવરણ–સૌની સમક્ષ મુકાયે જતાં હતાં અને ચર્ચાયે જતાં હતાં.

બીજી બાજુ નારી–સમુદાયમાં કોઈ સ્થળે સંઘની પ્રવૃત્તિઓમાં સ્ત્રીઓના હિસ્સાની ચર્ચા થતી હતી, તો કયાંક જાપાની સત્તાનાં ચીની–મલાયલી પ્રજા સાથેનો વર્તાવ વિચારાતાં સ્ત્રીસહજ ભયની લાગણીઓ ફરકયા કરતી હતી.

એ વખતે, પહેલી જ વાર ઘરની બહાર નીકળેલી એની કેથેરાઇન અંજલિના પડખામાં ભરાઇને બેસી ગઈ હતી. જાણે અંજલિ આડી આવી જાય અને અન્ય નારી–સમુદાય એની સામે નજર પણ ન કરે એવી રીતે એની ભરાઇને બેસી ગઈ હતી.

પહેલી જ વાર સીંગાપુરના સમુદાયમાં હાજર રહેનાર એનીના મુખપર નવીનતાની અજાયબી કરતા કોઇક આંતરિક ગભરાટની છાયા વિશેષ છાઇ ગઈ હતી. એના મનના ગભરાટ તરફ કોઇની નજર ન પડી જાય એ માટે એની મુખ પર હાસ્યની રેખાઓ ખેંચીને સ્વાભાવિકતા જાળવવા પ્રયાસ કરી રહી હતી.

પણ મુખ પર સ્વાભાવિકતાને જાળવી રાખતું એનીનું મન પિનાંગથી નીકળતી વખતે એની બહેનપણીએ આપેલ ભલામણોને કાનમાં જાણે ગુંજતી સાંભળી રહ્યું હતું: કે 'બહેન! તારી આ કમનસીબ બહેનનાં બે વચન માનજે. એક : કયાંય પણ જાહેર સ્થાનમાં હાજરી આપીશ નહિ. અને બીજું: તારા જૂના એક પણ સંબંધીની સાથે સ્વપ્નેયે સંપર્ક સાધીશ નહિ. મારી સાથે સુદ્ધાં નહિ. તારી સલામતીને જાહેર હાજરી જોખમમાં મૂકી દેશે. તારા ભૂતકાલીન સંબંધ–તાંતણા કેટલા જોખમી રીતે ગૂંચવાઈ ચૂકયા છે એની તને ભોળીને

ગતાગમ નથી. પણ મને એનો ખ્યાલ છે. તારી બહેનપણીનાં આ બે વચન બરાબર પાળીશ તો ગમે ત્યાં બેઠેલી હું નિરાંત અનુભવીશ.'

આજે એ દિલોજાન બહેનપણીનાં એક વચન પર પગ દઇને એની વીરેન્દ્રને રાજી રાખવા બહાર નીકળી હતી અને એક જબરા જાહેર સમુદાય વચ્ચે આવી બેઠી હતી.

એનીના મનની ગભરાટ-ભરી સ્થિતિના વિરુદ્ધ છેડે અંજલિ બેઠી હતી. અનેક વાર કહ્યા છતાં કદી યે પોતાની સાથે બહાર ડગલું નહિ દેનાર એનીને અહીં જાહેર સમુદાયમાં આવેલી જોઇને અંજલી નવાઇ પામી હતી. પણ વીરેન્દ્ર સાથેના એનીના આગમન-ખ્યાલે એ નવાઇને દબાવી દીધી હતી અને આનંદે પ્રાધાન્ય પકડયું હતું.

અંજલિનું મન ભૂતકાળમાં દોડી જઇને પિનાંગની કોન્વેન્ટ સ્કૂલના વાર્ષિક સંમારંભોમાં રંગરંગીન ફ્રોક પહરીને પતંગિયાની માફક નૃત્ય-ફરકાટે ઊડતી અને સૌની આંખોમાં જાદુ પાથરતી એનીને નીરખી રહ્યું હતું. જાણે પોતાના સૌંદર્યને સહેતુક છુપાવી રાખવા માટે ખાસ આછા આસમાની રંગની સાડી પહેરીને આવેલી એનીને અંજલિ પોતાનાં અંગનાં બધાંયે આભૂષણો પહેરાવીને અહીં સૌની વચ્ચે બેસારવા કલ્પી રહી હતી.

અંજલિએ એનીનો હેમાંગિનીને પરિચય કરાવી દીધો હતો, શિવાનીને પરિચય આપ્યો હતો અને કંચને પોતાની મેળે પરિચય મેળવી લીધો હતો. અંજલિ સાથેની વાતોમાં ચર્ચાઈ ચૂકેલી એનીને હેમાંગિની નખશીખ નીરખી રહી હતી અને આવા વેશપરિધાનમાં યે મુગ્ધ સૌંદર્ય દાખવતી એનીની સાથે મનોમન પોતાની સરખામણીએ ચડી હતી. શિવાની એનીએ કાન પર અછડતી રાખીને ઓળેલી વાળની લટને ઊંચી કરીને કાન પાસેના આછા કંકુના લાલ ચાંદલા સમા લાખાને નીરખી રહી હતી અને સ્ત્રી-સમુદાયમાં અનેક વસ્તુઓ લેતી-મૂકતી કંચન આઘેથી પૂછી રહી હતી: 'હેં અંજલિબહેન! કૃષ્ણ ભગવાને પારિજાતકનો છોડ સત્યભામાને બદલે અનુરાધાને કેમ આપ્યો હતો એનાં પુરાણમાં કાંઇ કારણ આપ્યાં છે ખરાં?'

'હા, આપ્યાં છે. સત્યભામા મૂંગી હતી અને અનુરાધાને સવા હાથનો જીભડો હતો એટલે–' અંજલિ ખિજાઇને બોલતી હતી.

'પણ કયાંક સત્યભામાનો જીભડો લાંબો હોય અને અનુરાધા મૂંગાં હોય એવું બને તો ?—' કહીને કંચન અંદરના ખંડમાં ભાગી છૂટતી હતી.

અચાનક પુરુષ સમુદાયમાં મસ્તીભર્યા અવાજ સંભળાયાઃ 'નહિ ડોકટર! એ તો અમારો દર વર્ષનો હક્ક છે. તમારે પૂરો પાડવો જ જોઇએ.' ગોપાલન બોલી રહ્યા હતા.

'તમે જ ડોકટર છો. દવા કરો, પણ તમારાં પત્નીનું સંગીત અમને મળવું જ જોઇએ.' ગાંગુલી કહી રહ્યા હતા.

'પણ શું કરું ભાઈ? ત્રણ દિવસથી જોસેફાઈનનું ગળું બેસી ગયું છે. કોઈ ઇલાજ નથી.' હંમેશાં વાકયે વાકયે સૌની ઠઠ્ઠા ઉડાવતા ડોકટર અત્યારે જાણે વાંકમાં આવ્યા હોય એમ સીધો જવાબ આપીને માફી માગી રહ્યા હતા.

ડોકટરને બધાએ બરાબર સકંજામાં લીધા હતા. એ સકંજાના બોલ સાંભળવા સમસ્ત પુરુષ-સમુદાય અને નારી–સમુદાય ચૂપ થઈ ગયો હતો અને કોઇના તરફથી ડોકટર પર હલ્લો થાય કે આખા ખંડમાં હાસ્યના ખડખડાટ ઊઠતા હતા.

બરાબર એ વખતે વીરેન્દ્રે ડોકટરને કુમક આપી. એણે કહ્યુંઃ 'ડોકટર! મૂંઝાઓ મા. મહેમાનો સાવ સંગીત વગર નહિ જાય. સ્ત્રી–સમુદાયમાં કહેવરાવો. અમારાં મહેમાન સંગીત જાણે છે. તેઓ કાંઇક ગાશે.'

એ શબ્દો સાંભળતાં એની ચમકી. વીરેન્દ્રભાઈ પોતાને અહીં ગાવાનું કહે છે? જાહેરમાં જ આવવું ન હતું એને બદલે જાહેરમાં ગાવું?'

એનીનું મન વિચાર–ધમસાણે ચડયું હતું. એ વિચાર-ધમસાણ એના કપાળ પર પ્રસ્વેદ–બિંદુઓ ટપકાવી રહ્યું હતું.

એ પછી ક્યારે એની પોતાની જગ્યાએથી ઊઠીને ખંડના મધ્યભાગે પડેલા પિયાનો સામે બેસી ગઈ હતી એનું એને ભાન ન હતું. ક્યારે એનીની આંગળીઓ પિયાનો પર ફૂલેફૂલે ઘૂમતાં પતંગિયાંની પેઠે ફરકતી રસ ટપકાવવા લાગી હતી એનો એને ખ્યાલ ન હતો. ક્યારે એ નિર્જીવ પિયાનાને પોતાનો સજીવ સંગાથી બનાવીને, એમાંથી આનંદજનક અને કરુણ, મસ્ત અને મોહક સૂરની પગથાર રચીને, એનીએ પોતાના કંઠને નિર્બંધ રમણે ચડાવ્યો હતો એનો યે એનીને ખ્યાલ રહ્યો નહોતો.

As I am true to thee and thine;
Do thou be true to me and mine.*

હું તારી છું એમ તું મારો રહેજે. હું તારાં આપ્તજનોની છું, એમ તું મારાં આપ્તજનોનો રહેજે. જેવો વિશ્વાસ મેં તારે ચરણે સમર્પિત કર્યો છે, એવા વિશ્વાસનો તું યે મારા દિલમાં પ્રતિઘોષ પાડજે.

જેને હજી કોઈ પોતાનું ન હતું, જેને પોતાના દિલનો માલિક હજી મળ્યો ન હતો, જે વિશ્વાસુ દિલની ભોળી બાળાને એલેકઝાંડર સમા અનેક રમાડી ગયા હતા, વિશ્વાસ અને વફાદારીનો કોલ માગી શકે એવી હૃદયમૂર્તિ જેને હજી સાંપડી ન હતી, એવી વેરાન દિલની એ રમણીએ જાણે પોતાના ભીતરની આરઝુઓને વ્યક્ત કરતા દાંપત્ય જીવનના આ પ્રણયબોલ પોકારતા ગાનથી એ ખંડમાં એકઠા થયેલ સમસ્ત હિંદી સમુદાયને દિગ્મૂઢ બનાવી દીધો હતો.

કોઈ સમય ઝરણનો કલકલનાદ, તો કોઈ સમય વાયુદેવનો સરસર નાદ, કોઈ સમય સાગરનો પાયલનાદ, તો કોઈ સમય વનવિહારી નાઈટીંગેલનો -દર્દમય પ્રણયનાદ- ગજાવતા એનીના કંઠે હિંદી સમુદાયના કાન પર મોહના તાણાવાણા પાથરી દીધા હતા અને સૌને સ્તબ્ધ બનાવી દીધા હતા. માનવકંઠ આટલી ધ્રુજારીઓ અને આટલો કંપ,

* Scott

આટલો ઘોષ અને આટલાં કંપન રચીને એમાંથી આવું દર્દ અને આવી મધુરતા, આટલી આરઝૂ અને આટલી મોહકતા નિષ્પન્ન કેવી રીતે કરી શકે એની રમ્ય મૂંઝવણમાં સમસ્ત હિંદી સમુદાય રસ-તરબોળ થઇને ઊંડો ઊતરી ગયો હતો.

મોડી રાતે જ્યારે ઘેર પાછાં ફરતાં હતાં ત્યારે પોતાની જ પડખોપડખ બેઠેલી એની સામે નજર ન માંડવા છતાં વીરેન્દ્ર જાણે આજે પહેલી જ વાર એનીના વિચારે ચડીને એને મળી રહ્યો હતો. હંમેશાં સ્ત્રીઓથી દૂર ભાગનાર, 'હ્મપ...' કહીને સ્ત્રીઓને ધિક્કાર-ભાવે જ નિહાળનાર વીરેન્દ્ર આજે પહેલી જ વાર એક સ્ત્રી એવી જોવા પામ્યો હતો કે જે આટલા માસથી અવ્યક્તપણે એની ખિદમત ઉઠાવ્યે આવતી હતી, છતાં એણે સામે ચાલીને કદી એ ખિદમતનો પ્રતિઘોષ માગવા હરફ ઉચ્ચાર્યો ન હતો. જે સ્ત્રીએ પોતાના વિભાગનું રાહતકાર્ય વગર કહ્યે ઉઠાવી લીધું હતું છતાં એની કોઈ હિંદી સમુદાયને ખબર પણ પડવા દીધી ન હતી. આજે ડોકટરના આ વિશાળ ખંડમાં એકઠા થયેલ નારીસમુદાયની કોઈ પણ વ્યક્તિ કરતાં વિશેષ સૌંદર્ય ધરાવવા છતાં જે સ્ત્રીએ એ સૌંદર્યને જાણે છુપાવવા આછાં વસ્ત્રો જ ધારણ કર્યાં હતાં અને આવા જબ્બર સમુદાયને પોતાના કંઠ-સંભારથી મંત્રમુગ્ધ કરી નાખવા સમી માનવોત્તર શક્તિઓ ધરાવવા છતાં એ શકિતઓને આ બાઈ વ્યકત પણ ન કરવા દેવાની આટલી સંયમ-શકિત ધરાવતી હતી.

ઘેર પહોંચ્યાં ત્યારે વીરેન્દ્રના મનમાં રમતી એનીની પ્રચ્છન્ન શકિતઓ પ્રત્યેની મુગ્ધતાએ આજે એને પહેલીવાર હંમેશની ટેવ મુજબ ઉપરને ખંડ ચાલ્યા જવાને બદલે મધ્ય ખંડમાં પગલાં મંડાવી દીધાં અને ત્યાં ઊભા રહેવાનું કશું દેખીતું કારણ ન મળતાં કોટ ઉતારવાના બહાના તળે એનાથી બોલાઈ ગયું: 'ત્યાં બેઠેલાં સૌને મંત્રમુગ્ધ બનાવી મૂકનાર તમારા સંગીતથી આટલો વખત સાથે રહેવા છતાં મને તો વંચિત જ રાખ્યો છે ને ?'

'એને બદલે સંગીતને સાંભળવાની તમે જ ખેવના નથી કરી એમ કહો તો વધારે સાચું નથી?' ડૉકટરને ત્યાં પોતાના અપૂર્વ ગાન બદલ મળેલાં અભિનંદનોના ભાર નીચે હજી યે શરમથી દબાઇ રહેલ એનીના દિલમાંથી કોણ જાણે કયા જોરે આજે બળ કરીને આ શબ્દો એકદમ બોલાવી નાખ્યા. અને એક વખત એટલા શબ્દો બોલવાની શકિત આપનાર હિંમતે સાથોસાથ વધારે શબ્દો પણ વ્યકત કરાવી નાખ્યા:

'વહેલી સવારે ઘેરથી ભાગી છૂટવું, મોડી રાતે ઘેર આવવું કે કોઇ વાર રાત છાવણીએ ગાળી નાખવી, દિવસો સુધી પ્રવાસમાં આથડયા કરવું એમાં સંગીત સાંભળવાનો તમને સમય જ કયાં છે તે મારો દોષ કાઢો છો?'

'ચાલો, એ બધામાંથી તમારું સંગીત સાંભળવાનો સમય કાઢું તો?'–આજે પોતાનું વચન માનીને બહાર નીકળનાર અને આખા હિંદી સમુદાયમાં પોતાનું વચન શિરસાવંદ્ય કરીને જે બાઇએ આવો અપૂર્વ ગાન-રસ વહાવ્યો હતો એના પ્રત્યેના કૃતજ્ઞ-ભાવથી વીરેન્દ્ર બોલી ગયો.

'સંગીત એમ ન સાંભળી શકાય. સંગીત સાંભળવા માટે કાંઇક મૂલ્ય પણ ચૂકવવું પડે છે.' આટઆટલા માસથી માત્ર કઠોરતા જ દર્શાવનાર વીરેન્દ્રને પીગળીને પોતાના ભાવને ઝીલતો જોઇને એનીએ વિશેષ હિંમત ચાગલાઇને સ્વરૂપે વ્યક્ત કરી નાખી.

'મૂલ્યની સ્પષ્ટતા કરો તો ચૂકવવાની તાકાત છે કે નહિ એ સમજીને કહી શકાય.' વીરેન્દ્ર પણ આજે પોતે કદી યે ન બોલે એવા વાર્તાલાપમાં બેવશપણે આગળ વધી ગયો.

'છે રે છે, એ મૂલ્ય ચૂકવવાની તો બધી યે તાકાત તમારામાં છે. માત્ર અન્ય વ્યક્તિઓનાં મનનો ખ્યાલ કરવા જેટલી નવરાશ હોય તો–' એની બોલી. બોલતાં એના મુખ પર અત્યાર સુધી રમતી આનંદની લાગણીઓમાં દુઃખની છાયા ફરકી.

'તો પછી કહી નાખો ને?–' વીરેન્દ્ર એનીના મુખભાવ નીરખીને બોલી ગયો.

'તમે શું કામ કરો છો એની તો મને ખબર નથી. બધાયે આવીને કહે છે કે તમે જોખમી કામ કરો છો, જોખમી કામ કરો છો. તમારા કામ આડે આવવાની તો સ્વપ્નેયે કલ્પના નહિ કરું. પણ તમે આટલું વચન આપી શકો ખરા કે સવારે જમીને જ ઘેરથી નીકળશો અને રાતે અચૂક ઘેર આવી જશો? ઘરને ઘર માનીને રહી શકશો? રાતે કદી યે બહાર નહિ રોકાઓ અને દાદુને તમારી સાથે લઇ જશો? આવા મજબૂત ઘરની વચ્ચે મારા પર કયું જોખમ તોળાઈ રહ્યું છે કે દાદુને ઘેર રાખો છો? સંગીત સાંભળવા આટલું મૂલ્ય ચૂકવવાનું તમને ભારે પડશે? '–આ શબ્દો જાણે એની બોલી રહી ન હતી. છેલ્લા છેલ્લા માસથી એના મનમાં ભરાઇ બેઠેલી લાગણીઓ પ્રસંગ મળતાં આપમેળે વ્યકત થઇ રહી હતી.

'તમે કહેલ વાતોમાં આગલો ભાગ કબૂલ કરું. પણ દાદુની તો મને ઘેર વધારે જરૂર લાગે છે.' વીરેન્દ્રે મૂલ્યની સ્પષ્ટતા થતાં એકદમ સ્વસ્થ થઇને જવાબ આપ્યો.

'પણ ઘરમાં રહેનારાંને દાદુની જરૂર તમારી સાથે વધારે લાગતી હોય તો? ઘરનાં માનવીઓને યે મન હોય છે, ભાવ હોય છે, લાગણી હોય છે. એમને યે કાંઈ માન આપવું જોઈએ એમ તમારા સિદ્ધાંતો અને પ્રવૃત્તિઓ નથી કહેતાં?' એનીએ પોતે ય નહિ ધાર્યા હોય એવા શબ્દો એના મુખમાંથી નીકળી રહ્યા હતા.

તે દિવસે એનીની એ માગણીઓને સંપુર્ણપણે પાળવાનું વચન આપીને વીરેન્દ્ર ઉપરને ખંડ ગયો ત્યારે સ્ત્રીઓને લપ જ માનીને ચાલતું એનું મન પહેલી જ વાર એક સ્ત્રીની કલ્પનામૂર્તિ સામે નિર્દોષ ભાવે નિહાળી રહ્યું હતું. એ કલ્પનામૂર્તિ પોતાને માટે અવ્યકતપણે ચિંતા કરી રહી છે એ ખ્યાલથી એ પોતાનાં અંગ ઢીલાં કરીને પલંગમાં પડયો અને પોતાના મનોભાવો પર તત્કાલ સંયમ મૂકી દેનાર વીરેન્દ્રનું વજ્રદિલ થોડી જ વારમાં નિદ્રાને ખોળે લેટી પડયું.

વીરેન્દ્ર ગયા પછી ઘડીક વાર આ સ્વપ્ન કે સત્ય એ સમજી નહિ શકનાર એની ઘડીક વાર વીરેન્દ્ર ચાલ્યો ગયો એ સીડી સામે નીરખી રહી. થોડી જ વારે એ બેધ્યાનમાંથી પાછી ફરતાં એનીના મનોભાવ આનંદે ચડયા. ગાતી ગાતી એ ઘરમાં ઘૂમવા લાગી. રોજ સવારે અંજલિ ગોઠવી જતી એ ફૂલદાનીનાં ફૂલ સરખાં કરતાં ગળા- માંથી ગીત ગણગણવા લાગી. શુભ સંદેશો આપી આવવાના ઈરા- દાથી એ દાદુની ઓરડી પાસે આંટો મારી આવી. પણ દાદુને ઊંઘી ગયેલા દેખીને એના ગળામાંથી ગીત વધારે સ્ફુટ થવા લાગ્યું—

એ સંગીત-ઝૂલામાં ઝૂલતી એની એક હીંચોળે પિનાંગથી નીક- ળતી વખતે પોતાની બહેનપણીને આપેલ વચન તોડીને જાહેરમાં જવાને બદલે સરાજાહેર ગાન-સમારંભમાં જઈ આવી હતી એના ખ્યાલે દુઃખ પામતી હતી તો, બીજે હીંચોળે એ જ બહેનપણીએ કહેલ વિદાય-શબ્દો—' જા બહેન ! સ્થિર વસવાટનાં તારાં સોણું ભગવાન સફળ કરશે. પણ તે કોઇ બીજે સ્થળે-' યાદ કરતી વિશેષ ફંગોળાતી જતી હતી અને એનીના કંઠમાંથી Home... Sweet Home...ના સૂર વહેતા થઈને ઉચ્ચ માત્રાએ ચડતા જતા હતા. આજે એ સૂરના કંપનમાં દર્દની માત્રા કમ થઈને આનંદની માત્રા અતિ પ્રમા- ણમાં ઉમેરાઈ ગઇ હતી. આનંદ-ભરપૂર એ સ્વર શયનખંડથી બહાર નીકળી આખા આવાસને વીંટાળતા મધ્યરાત્રિના વાતાવરણને ભીંજવી રહ્યા હતા.

૧૦

# કાવતરું

'ઉઘાડ! ઉઘાડ! એ સુન્યા! બારણું ઉઘાડ!' મોતીચંદ શેઠની કંચન ધડ્ ધડ્ અવાજે બારણું ભટકાવતી કહી રહી હતી. મ્યુનિસિપલ હોલના મેદાનમાં મળનારી આજની હિંદી સિપાહીઓ તથા નાગરિકોની ગંજાવર સભામાં પ્રારંભિક ગાન ગાવાની માંડ અંજલિને હા પાડનાર કંચને હોંશે હોંશે આખે અંગે સુંદર વસ્ત્રો અને ઘરેણાં ધારણ કર્યાં હતાં. કાનમાં ગુલાબ-ગજરા એરીંગ હતાં અને ડોકમાં મોગરવેલ હાર હતો. વેણીમાં ચાર ચોટલા છૂટા મૂકી, ચોટલે ચોટલે ફૂલમાળ મૂકી હતી અને ફૂલમાળને છેડે ગુચ્છ ઝુલાવ્યા હતા. કપાળે બિંદી કરીને, કપાળની બન્ને બાજુ આડા હિંદી રાષ્ટ્રધ્વજ ફરકાવ્યા હતા. ખાસ તો હંમેશાં ચડ્ડી-ફ્રોક કે ચણીઓ-પોલકું પહેરીને ઘૂમનારી કંચને ટીબકીદાર પોલકા પર ગુલાબી-કિરમજી-નીલમ એવા ત્રિવિધ રંગના પટ્ટા સળકાવતી લહેરિયાં સાડી આખે અંગે લપેટી હતી. આવો પોષાક પહેલવહેલો સુન્યાને બતાવવા માટે સભામાં જતાં પહેલાં છટકીને કંચન પડખેના મકાનમાં દોડી આવી હતી અને સુન્યાના ઓરડાનું બારણું બંધ દેખતાં ઉતાવળમાં ધડ્ ધડ્ અવાજે બારણું ભટકાવતી બોલી રહી હતીઃ 'ઉઘાડ! સુન્યા! બારણું ઉઘાડ!'

'ઉઘાડું છું, જરા થોભ. જાણે ઘોડે ચડીને આવી છે કે શું?' અંદરથી સુન્યાનો ટાઢોબોળ જવાબ સંભળાયો.

પોતાના ઘરની લગોલગ વસનાર આ ચીની કુટુંબના છોકરા સુન્યા સાથે લડી ઝઘડીને મોટી થયેલ કંચન પોતાનો આ પહેરવેશ પહેલવહેલો એને બતાવવા આવી હતી. કેમકે; બોબ્ડહેરવાળા આધુનિક

ચીની કુટુંબમાં ઊછરેલ સુન્યાને હિંદી સ્ત્રીઓના કમ્મર સુધી ઝૂલતા ચોટલા નીરખતાં એને કાળા ભમ્મર નાગ સાથે સરખાવી કાવ્ય કરવાનું મન થતું. કોરાકાટ કાન લઇને ફરનારી ચીની સ્ત્રીઓ સામે હિંદી સ્ત્રીઓના કાન રણઝણાવતાં ઘરેણાં નીરખીને એને ચીતરવાનું મન થઇ જતું. ખાસ તો એને હિંદી સ્ત્રીઓને સાડી પહેરતી જોઇને, આવડું મોટું લૂગડું આખા અંગ પર આમ ચપોચપ કેમ પહેરી શકાય એનું આશ્ચર્ય થતું અને એ પોતાના ઝરૂખામાં બેસીને સાડી પહેરેલી હિંદી સ્ત્રીઓને નીરખ્યા જ કરતો. આખો દિવસ કંચનને હરબહાને હેરાન કરનારો તણાયેલ આંખોવાળો તોફાની સુન્યા કંચન જ્યારે પૂરો હિંદી પોષાક પહેરે ત્યાર ડાહ્યોડમરો થઇ જતો અને આનંદથી કંચનનાં અંગ પર પહેરેલ ઘરેણાં ને લૂગડાં નીરખતાં એ કેમ પહેરાય એ વિષે બાળ-સહજ પ્રશ્નો પૂછ્યા જ કરતો. એ વખતે ઉડાઉ જવાબ આપીને સુન્યાને હેરાન કરવાનો દોર કંચનના હાથમાં સરકી જતો. આજે એવો આનંદ માણવા કંચન દોડાદોડ અહીં આવી ચડી હતી. પણ અંદરથી સુન્યાનો આવો ટાઢોબોળ જવાબ મળતાં કંચન જાણે છોભીલી પડી ગઈ. છોભીલી પડતાં કંચન અધીરી થઇ અને 'ધોળે દિવસે બારણાં બંધ કરીને કરે છે શું? ઉઘાડ એકદમ. આમ તો જો!' કહેતાં જોરથી કંચને બારણાંને ધક્કો માર્યો.

ધડાક્..કરતાં બારણાં ઊઘડી ગયાં એ સાથે ખણણણ કરતી કંચનની રંગરગીન બંગડી તૂટી ને બંગડીના કટકા ઓરડામાં વેરાઈ ગયા. પણ આનંદના ઉત્સાહમાં એ બાજુ નજર પણ ન કરતાં કંચને પોતાના હાસ્યને રોફથી ઢમઢોલ બનાવીને સુન્યા સામે નજર ફેંકી તો સુન્યાએ તરત જ કમ્મર સાથે કાંઈક બાંધતાં પહેરણ નીચું ઉતારી દીધું અને ઓરડા વચ્ચે એ એકદમ અક્કડ ઊભો રહી ગયો. કોઇક કારણને લીધે અસ્થિર બની ગયેલી આંખોને જરા સ્વસ્થ કરતાં એણે નજર કરી તો બારણા વચ્ચોવચ્ચ કંચન પુરા હિંદી પોષાકમાં દેવપરી સમી શોભતી ઊભી હતી.

'ઓહો ! આજે કાંઈ ઠઠારો કર્યો છે ને શું? કયાં સવારી ઊપડવાની છે?' ત્યાં જ ઊભા રહીને સુન્યાએ પુછવા ખાતર ઠેકા-ગાર પ્રશ્ન પૂછયો.

'સુન્યા ! આજે અમારી ગંજા...વર સભા છે. એમાં હું પ્રારંભિક ગા...ન ગાવાની છું. હું ગવરાવીશ અને બીજી છોકરીઓ ઝી...લશે.' એમ એકેએક શબ્દ પાછળ ભારનો ઉમેરો કરીને લંબાવીને બોલતી કંચને મોઢું ખેંચીને આગલા રોફમાં ઉમેરો કર્યો અને ધબ્બ ધબ્બ અવાજે અંદર ડગલાં ભરતી, પોતાની લહેરિયાં સાડીને ઝુલાવતી ને ફંગોળતી સાંભળનારના આ કાન ફોડી નાખે એવા અવાજે ગાવા લાગીઃ

**'જનગણમન અધિનાયક જય હે**
**ભારત ભાગ્ય વિધાતા......**
**જય હે જય હે જય હે**
**જય જય જય જય હે......'**

ગાતાં ગાતાં, એણે હેમાંગિનીની જેમ બંગાળી ઉચ્ચાર પ્રમાણે 'ભાગ્ય'ને બદલે 'ભાગ્ગ' અને 'જય' ને બદલે 'જોયો' એવો ઉચ્ચાર કરતાં હોઠ અને ગાલ ફુગ્ગાની જેમ ફુલાવી દીધા. એના આવા નાટ-કિયા અભિનય સામે નજર પણ નહિ કરતાં સુન્યાએ કંચનના ગાનની વચ્ચે જ જવાબ દઈ દીધોઃ 'તો સારું. ગાજે જા. અત્યાર સુધી તારા રાગડાથી મારા કાન ફોડતી હતી. હવે આખી સભાના કાન ફોડજે.'

અત્યાર સુધી પોતાના સુન્યાને હિંદી કપડાંનો શણગાર બતાવ-વાના ઉત્સાહમાં મસ્ત કંચને આ જવાબથી પહેલી જ વાર પારખ્યું કે સુન્યા ટાઢોબોળ છે, એથી યે કંઇક વિશેષ છે; નહિ તો આમ દોડી આવેલી કંચનનાં લૂગડાં નીરખ્યા વગર સુન્યા રહે? હેઈ...હો ...હેઈ...હો...એવી ચીસો શમાવતા એના ચીની ગાન સામે હિંદી ગાનને ખૂબ પસંદ કરતો સુન્યા કંચનને ગાતી સાંભળી રહેવાને બદલે આમ અધવચ્ચ કાંઇ અટકાવે ?

આ ખ્યાલ આવતાં એકદમ કંચન પણ આસમાનથી જમીન પર

પછડાતાં મસ્તી છોડીને બોલીઃ 'કેમ, મારા કાનફોડ ગાનની અસર મગજ પર થઈ છે અને મગજની કમાન છટકી છે કે શું ?'

'મગજે ય ઠેકાણે છે ને મગજની કમાનેય બરાબર છે. તું તારી સભામાં ઊપડ ને ? મારે એકદમ બહાર જવું છે.' કહેતાં સુન્યાએ બહાર જવાની તૈયારી દર્શાવતાં પગલાં ભર્યાં.

'હા આઆ...તારે બહાર જવું છે, એમ ને ? તો થા ચાલતો. કોણ તને રોકે છે ?' કહેતી કંચન પાસે પડેલ નેતરની ખુરસી પર જાણે નિરાંત કરતી હોય એમ બેસી ગઈ.

'ઊઠ, તું ઘર બહાર નીકળ ત્યારે જાઉં ને ?' સુન્યા બોલ્યો.

'કેમ, કાંઈ ઘરને સાથે બાંધીને લઈ જવાનો છે ?' કંચન એટલી જ અક્કડાઈથી ખુરસી પર બેઠી બેઠી બોલી.

'ઘર બાંધીને સાથે નથી લઈ જવું, પણ મોડા પાછા ફરવાનું છે એટલે તાળું મારીને જવું છે.' સુન્યા બોલ્યો.

'કેમ, ઘરમાંથી બા–બાપા–બહેનો બધાં પરદેશ ગયાં છે તે તારા ઓરડાને જાપ્તામાં મૂકીને જવું છે ?' કંચન બોલી.

'એ બધી પંચાત પછી કરશું. મારે એકદમ બહાર જવું છે. ખાસ કામ છે. ઊઠ, વખત ન બગાડ.' સુન્યા કંચનને ઉઠાડવા પાસે આવ્યો.

'તે આટલી બધી ઉતાવળે ઘોડે ચડીને જવું છે કયાં ?' કંચને પૂછ્યું.

'જવું છે જહાન્નમમાં. ગમે તે બાબતમાંથી પ્રશ્નો પ્રશ્નો ને પ્રશ્નો જ પૂછવા. માથું ખાઈ આજ તો. ઊઠ માવડી ! ખાસ અગત્યનું કામ છે એટલે જવાનું છે. કહેતી હો તો તને પગે પડું, તો ઊઠીશ ?' સુન્યા કંટાળીને બોલ્યો.

'પગે પડવાની જરૂર નથી. છોકરા છોકરીઓને પગે પડે એવી રીત અમારા હિંદમાં યે નથી ને તારા ચીનમાં યે નથી. કયાં જવું છે એ કહે તો ઊઠી જાઉં.' કંચન બોલી.

'કાંઇ બધાં સ્થળ તને કહી શકાય તેવાં હોય છે? નકામી લપ લઇને બેઠી છે તે?' સુન્યા બોલ્યો.

'મને તો ક્યાં ક્યાં જાઉં છું એની તલેતલ વાત પૂછીને કીટું કાઢે છે. તારી સભામાં શું કર્યું ને સૌની સાથે શી વાતો થઇ એ પૂછતાં પાછું વળીને જોતો નથી ને તારે મારાથી છાને સ્થળે જવાનું છે? અત્યાર સુધી તો મારાથી છાનાં સ્થળ કાંઇ નથી એમ કહેતો...' કંચને કહ્યું.

'તો હવેથી ઊભાં થઈ ગયાં, એમ માન. તારે માનવું હોય એમ માન, પણ કોઈ રીતે ઊઠીશ?' સુન્યા અધીરો થતો બોલ્યો.

'અચાનક મારાથી છાનાં સ્થળ કેમ ઊભાં થઇ ગયાં એનું કાંઇ કારણ? પહેલાં કારણ કહે તો ઊઠું. એ પહેલાં અહીંથી ઊઠવાના હરિવા'લા!' કંચન ખુરશીના હાથા પર હાથ ટેકવીને હથેળીમાં માથું ગોઠવતી નિરાંતથી બોલી.

'તું મારી શત્રુ છે એટલે તારાથી ખાનગી સ્થળ રાખવાં પડે એમ છે, બસ? હવે ઊઠીશ?' સુન્યા ખિજાઇને બોલ્યો.

'શું? શત્રુ? હું તારી શત્રુ? આજ દિવસ સુધી તો ગીત ગાયા કરતો કે...'

કંચન કોઈક પ્રેમનું ગીત ગાવા જાય એ પહેલાં સુન્યા ક્રોધમાં રાડ પાડીને બોલ્યો:

'તું જ નહિ, તારાં બધાં સગાંવહાલાં, તારા દેશનાં બધાં લોકો મારાં શત્રુ, શત્રુ, શત્રુ!'

'મેં, મારાં સગાંવહાલાંએ અને મારા દેશનાં લોકોએ તારું શું બગાડયું છે તે એ બધાંને શત્રુ કહેવા નીકળ્યો છે? તારા ઘર પર કોઈ ધાડ પાડીને કાંઇ લૂંટી ગયું?' કંચન બોલી.

'એ કાંઈ લૂંટી નહિ ગયાં હોય તો અમારા લોકો પર ઘાતકી લૂંટ ચલાવનારા દરિયાપારના રાક્ષસોના તેઓ મિત્ર થઇને બેઠાં હશે. અને શત્રુનો મિત્ર શત્રુ જ કહેવાય એનું તને ભાન છે કે નહિ? લાંબી

લપ શા માટે કરે છે ?' સુન્યા પૂરી કડવાશથી બોલ્યો.

'પણ એમાં તારા લોકોનું એમણે શું બગાડ્યું ? તારા લોકો અને અમારા લોકો તો સૌ ભાઈચારાથી રહે છે ને તું આ શું બકી રહ્યો છે ? તારું તે આજે ચસકી ગયું છે કે શું ?' કંચન બોલી.

'મારું કાંઇ ચસકી નથી ગયું. તારાં લોકોનું ચસકી ગયું છે તે રાક્ષસોની સાથે ભળી બેઠા છે. થોડોક ચમત્કાર મળ્યા વગર એમનું ચસકી ગયેલું ઠેકાણે નહિ આવે.' સુન્યા દાંત પીસતો પીસતો પોતાની કેડના પટ્ટાને સરખો કરતો બોલ્યો.

'અને ચમત્કાર કોણ કરી બતાવશે ? ફૂંકના યે પવનમાં ઊડી જાય એવા આ મારા સુન્યા સાહેબ !' કંચન હોઠને ફૂંકના આકારમાં તાણતી બોલી.

'હા, હા, એ સુન્યો જ ચમત્કાર કરી બતાવશે ને તારાં લોકોનાં આંખ, કાન, નાક બધું યે ઊઘડી જશે ત્યારે તને જાણ થશે કે સુન્યાની ફૂંકમાંયે કેટલી તાકાત છે. ઊઠ, ઊભી થા.' સુન્યા બોલ્યો.

'તો તો અત્યારે જ કયાંક ચમત્કાર કરવા ન જતો હો ?' કંચને ટોણો માર્યો.

'એમ પણ હોય... કહ્યું નહિ કે અત્યારે બધી પંચાત મૂક. ઊઠ, એકદમ ઊભી થા.' બોલતાં સુન્યાની ચીબી આંખો એકદમ તણાઇ ગઈ.

કંચને સુન્યા સામે નજર કરી તો સુન્યા મહાલ્લાના છોકરાઓ સાથે ઝગડીને કયારેક કયારેક પાછો ફરતો ત્યારે એની આંખો જેવી તણાઇ જતી એવી જ અત્યારે તણાઈ ગઈ હતી. એકદમ ચાલાક કંચન એ આંખોની પાછળ કોઇક છૂપી ભયંકરતા પામી ગઇ, મનમાં જરાક થરથરી પણ ગઇ. પણ મનને મજબૂત રાખતી ભયંકરતાનું રહસ્ય પારખવા માટે એ ઊભી થઇ ગઈ ને સુન્યાનો હાથ ઝાલીને બોલી : 'તો તો ચાલ હું યે તારી સાથે આવું. મારો સુન્યા ચમત્કાર કરતો હશે અને હું મારી નજરે નીરખીશ. પાછી ફરીને મારી બહેનપણીઓને કહીશ કે મારો સુન્યા તમારા દોસ્તો જેવો નમાલો નહિ તો ! એ તો આકા-

શમાંથી આગ વરસાવે, ધરતીમાંથી જ્વાળામુખી ભભુકાવે અને...અને...'

'એક છોકરીથી છૂટવા બિચારો માથાં પછાડે તો યે માર્ગ ન કાઢી શકે. મહેરબાની કરીને તું મને અત્યારે છોડ. મને એકદમ જવા દે. મારે ખાસ કામ છે. આવીને તને બધું સમજાવીશ.' સુન્યાએ થાકીને સમજાવવાનો માર્ગ અખત્યાર કર્યો.

'ના, પછી બછી નહિ. અત્યારે, આ ઘડીએ ને આ ક્ષણે અહીં જ સમજાવ તો જવા દઉં.' કંચન સુન્યાને ઢીલો પડતો નીરખીને ચાગલી થતી બોલી.

'તો ઊભી રહે આ ઘરમાં એકલી. તું તે કાંઇ વખત પારખે છે કે નહિ?' 'કહેતા સુન્યાએ તરત જ સમજાવટ મૂકી, કંચનનો હાથ છટકાવીને બારણા તરફ ડગલાં ભર્યાં.

એ જ ઘડીએ છલંગ મારતી કંચન દોડીને બારણા વચ્ચે જઇ પહોંચી અને આડા હાથ ધરતી બોલી: 'ઘરમાં નહિ ઊભી રહું પણ ઊભી રહીશ અહીં, આડી, જ્યાં સુધી બધી વાત સમજાવીશ નહિ ત્યાં સુધી ન જવા દેવા માટે.'

'છોકરવાદી છોડ કંચન અત્યારે! કહું છું કે જવા દે મને અત્યારે! ખસી જા માર્ગમાંથી?' સુન્યા રોષમાં ધમકાવતો બોલ્યો.

'અને ન ખસી ગઈ તો?' કંચન પણ જરાક જોસમાં બોલી ગઈ.

'તો તને ખતમ કરીને યે મારે મારો માર્ગ કાઢવો પડશે.' સુન્યા સંપૂર્ણ રોષમમાં બોલ્યો.

'ઓ...હો! તારે હાથે હું ખતમ થાઉં એથી વળી મારે માટે સારું સદ્‌ભાગ્ય કયું? એ તો તદ્દન સરળ માર્ગ છે. પતાવ એકદમ.' કંચન મનમાં મક્કમ થઇને સ્વસ્થતા મેળવતી શાંતિથી બોલી.

*

–બરાબર આ વખતે મ્યુનિસિપલ હોલના મેદાનમાં અંજલિ નારી-સભાની સ્વયંસેવિકાઓ વચ્ચે બૂમો મારી રહી હતી: 'કંચન ક્યાં?

ક્યાં ગઈ એ બટકબોલી ! એના ગીતનો વખત થયો.'

'કંચન અહીં નથી. કંચન હજી નથી આવી.' ગીત ગાવા માટે તૈયાર ઊભી રહેલ સ્વયંસેવિકા છોકરીઓએ જવાબ દીધો.

ત્યાંથી અંજલી દોડાદોડ સ્ત્રીઓના ટોળામાં પહોંચી. 'કંચન ક્યાં ગઇ શારદા માસી ? એને આજે ગીત ગાવાનું છે. ગીતનો વખત થયો અને એ નથી દેખાતી.' અંજલિએ ઊંચે શ્વાસે કંચનની બાને પૂછી નાખ્યું.

'એ તો અમારા પહેલાં નીકળી ગઇ છે, અંજલિ. કહેતી'તી કે મારે પહેલું ગીત ગાવાનું છે એટલે મને એકલીને વહેલી જવા દો. એના બાપુજીએ ઘણું યે કહ્યું તોયે ભાગી નીકળી'તી. જો ને ! ક્યાંક ભરાઇને બેઠી હશે, એ ગાંડી !' સ્થૂળકાય શરીર સમી જ શાંતિથી કંચનની બાએ જવાબ દઇ દીધો.

અંજલિએ સ્ત્રીઓના ટોળામાં જઈને બે-ત્રણ-ઠેકાણે પૂછી જોયું: બુઢ્ઢાં લક્ષ્મૈયા અને ડો. જોસેફનાં પત્નીને, હેમાંગિનીની બા અને બીજાં જાણીતાંને પુછી જોયું. ત્યાંથી યે કંચનના કશા સમાચાર ન મળ્યા. સ્ત્રી-વિભાગમાં વ્યવસ્થા માટે ઊભી રાખેલી સ્વયંસેવિકાઓને પૂછી જોયું તોએ કંચનનો પત્તો ન લાગ્યો.

આજના સમારંભમાં નારી સભાએ શરૂઆતમાં રાષ્ટ્રીય ગીતોનો કાર્યક્રમ યોજ્યો હતો. અમસ્થી પોતાના કોકિલકંઠી ગાનથી સૌને ડોલાવતી કંચન જાહેરમાં કદી ગાવા માટે તૈયાર ન થતી. બાલિકા-સહજ એ લજ્જા અને ચાગલાઇને છોડાવીને આજે અંજલિએ એને મુખ્ય પ્રારંભિક ગાનમાં લીધી હતી, પણ કંચને છેલ્લી ઘડીએ દગો દીધો.

હંમેશાં પોતાનાં ચાગલાં તોફાનોથી આનંદ આપનાર કંચન પર આજે ખરે વખતે આવી રીતે રઝળાવવા બદલ અંજલિને રોષ ચડ્યો. થોડી વારે એ રોષની સાથે ચિંતા પણ ઉમેરાઈ. આજકાલ જાપાની સિપાહીઓ ક્યાંક ક્યાંક ઊભી થયેલી ભૂગર્ભ પ્રવૃત્તિનું વેર વાળવા

ચીની-મલાયલી ઓરતો પર ગમે ત્યારે હાથ નાખ્યા કરતા હતા. વિશેષે ચીનાઓથી વસેલા વિસ્તારમાં રહેનારી તથા ચીની છોકરા-છોકરીઓ સાથે વધારે પડતો વ્યવહાર રાખનારી કંચન કયાંક એમને ઝપાટે તો નહિ ચડી ગઇ હોય ? નારી સભાની કોઇ સ્વયંસેવિકા પર આમ અજાણતાં યે હાથ પડી જાય તો એમનાં માબાપો પર શી અસર થાય ?

આવી રોષ અને ચિંતાની લાગણીઓથી મૂંઝાતી અંજલિ કાર્ય-ક્રમનો સમય થઇ જતાં બધો ભાર હેમાંગિની પર નાખી દઇને થોડાક જ ફેરફાર સહિત હિંદી-સિપાહીઓ સમો જ ગણવેશ પહેરીને હરવખતે આવી સભાની શિસ્તબદ્ધ વ્યવસ્થા જાળવનાર નવજવાન સભાના જવાનો પાસે તપાસ કરવા અને પત્તો ન મળે તો કંચન જેવી છોકરી કયાંયે નજરે ચડે તો ખ્યાલ રાખવાની જાણ કરી આવવા ઉપડી.

હૂકળતી જનમેદની વચ્ચે માંડમાંડ માર્ગ કાઢતી અંજલિ નવ-જવાન સભાના જવાનો પાસે ઉપડી. આજની સભાનો રંગ જુદો હતો. બેન્કોક મુકામે હિંદી સ્વાતંત્ર્ય સંઘના સંમેલનમાં આઝાદ હિંદ ફોજ રચવાનો ઠરાવ થયા બાદ હિંદી યુદ્ધકેદીઓમાં ફોજમાં જોડાવા માટેના પ્રયત્નોએ ભારે રંગ પકડયો હતો. સીંગાપુર બેટમાં આવેલ હિંદી સિપાહીઓની પાંચ-સાત છાવણીઓમાં દિન-રાત બેઠકો, સભાઓ, ભાષણો, પ્રવચનો ચાલ્યા જ કરતાં હતાં. એ હેતુ સારવા માટે ગીતો, નાટકો, પ્રવાસ-સમારંભો યોજાયા જ કરતા હતા. એની અસર પણ હિંદી સિપાહીઓમાં સ્પષ્ટ દેખાતી આવતી હતી. રોજ-બ-રોજ આઝાદ હિંદ ફોજમાં જોડાવા માટેની તૈયારી દર્શાવનાર સિપાહીઓની સંખ્યા વધતી જતી હતી.

પણ હિંદી સિપાહીઓમાં એક વર્ગ આ જાતની ફોજ રચવાની બરાબર વિરુદ્ધમાં પડી ગયો હતો. એ વિરોધ પક્ષમાં કે. દિલાવરખાં

સમા ઘણા જોરદાર અને સમજદાર અફસરો પણ હતા. જેમ જેમ ફોજની તરફેણનું વાતાવરણ જોશ પકડતું જતું હતું, તેમ તેમ સામા પક્ષનો વિરોધ અને રોષ પણ જોશ પકડતાં જતાં હતાં. સિપાહીઓનો રોષ માત્ર દલીલબાજીમાં જ અટકી નથી જતો. બન્ને પક્ષ પતાવટ કરી લેવાના પ્રસંગો સુધી પહોંચી જાય છે. હિંદી યુદ્ધ-કેદીઓમાં એવા પ્રસંગો પણ બની ગયા હતા.

હવે તો આજ–કાલમાં જ આઝાદ હિંદ ફોજની રીતસર જાહેરાત થવાની હતી એટલે બન્ને પક્ષના પ્રયત્નો ટોચે પહોંચી ગયા હતા. છૂટી છૂટી છાવણીઓમાં હિંદી સિપાહીઓ સમક્ષ આખરી સમજાવટ કરી લીધા બાદ આજે હિંદી સ્વાતંત્ર્ય સંઘે બધી જ છાવણીઓના સિપાહીઓને એકી સાથે મ્યુનિસિપલ હોલના આ મેદાનમાં એકઠા કર્યા હતા અને સંઘ તેમ જ થનાર ફોજની પ્રવૃત્તિમાં રસ લેનાર હિંદી પ્રજા પણ એ સમારંભ સમયે હાજર રહી હતી.

એક બાજુ ૪૫ હજાર જેટલા હિંદી સિપાહીઓ પોતાનાં ડિવિઝન, બટાલિયન, બ્રિગેડ અને પાર્ટી પ્રમાણે ગોઠવાઈને શિસ્તબદ્ધ ઊભા હતા અને બીજી બાજુ હિંદી જનતાનો પચરંગી સમૂહ જમીન પર બેઠો હતો. હોલના મકાન પાસે આ પ્રસંગ માટે ખાસ ઊભા કરેલ રંગ–મંડપ પર હિંદી લશ્કરી અફસરો તથા સંઘના કાર્યવાહકો બેઠા હતા અને સમારંભનાં ગીતોનો કાર્યક્રમ ધ્વનિવર્ધક ભૂંગળાંઓ-માંથી ગાજતો હતો.

એ વખતે અંજલિ એક બાજુ સ્વયંસેવિકાઓ કાર્યક્રમ કેવો આપી રહી છે તે ખ્યાલ રાખતી જતી હતી અને બીજી બાજુ કંચ-નની તપાસમાં નવજવાન સભાના જવાનો તરફ ચાલી જતી હતી.

પણ આ શું ? નવજવાન સભાના જવાનો કાં ન દેખાય ? સ્વયંસેવિકાઓની નાયિકાનો ગણવેશ નીરખતાં જનસમૂહ અંજલિને માર્ગ કરી આપતો હતો, પણ નવજવાન સભાના જવાનો નજરે ન ચડતાં અંજલિનું આશ્ચર્ય વધતું જતું હતું.

સમગ્ર જનસમૂહ વીંધીને બહાર નીકળી અંજલિએ ચારે બાજુ નજર ફેંકી તો હોલના મકાનને જમણે છેડે દૂર દૂર નવજવાન સભાના બધા જવાનો ગોઠવાઇને ટુકડીમાં ઊભા હતા અને એમની આગળના ભાગમાં કોઇ જાપાની અફસર ત્રણ-ચાર જવાનો સાથે જોરજોરથી વાતો કરી રહ્યો હતો. સામેના દરવાજે એક મોટર, એક ખટારો અને થોડાક જાપાની સિપાહી પણ ઊભા હતા. આ દેખાવે અંજલિનું આશ્ચર્ય ઓર વધારી દીધું અને એ ઝપાટાબંધ એમની તરફ આગળ વધી.

અંજલિ ટુકડી પાસે આવી પહોંચી ત્યાં એને કાને અવાજ સંભળાયો : 'અમારા જવાનોએ તમારા નાયકનું કે પોલીસોનું અપમાન કર્યાની વાત ગલત છે. એમણે તો માત્ર એટલું જ કહ્યું હતું કે આવી સભાઓની વ્યવસ્થા સાંગોપાંગ અમારા હસ્તક જ રહે છે. તમારે એ વ્યવસ્થામાં હસ્તક્ષેપ કરવાની જરૂર નથી.'

બોલનાર હતો ગુરુસ્વામી આયંગર. વીરેન્દ્રના બંગલાની પાછળ મલાયામાંથી આવીને વસેલાં ગરીબ લક્ષ્મૈયાનો આ ગરવો દેખાતો દીકરો અત્યારે જે રુઆબથી કે. યામોનોટો જેવા હિંદી-વિસ્તાર-નિરીક્ષક જાપાની અમલદારને જવાબ આપી રહ્યો હતો એ દેખીને અંજલિ પણ નવાઈ પામી ગઇ. ઓછાબોલા આ ગુરુસ્વામીને વીરેન્દ્રે નવજવાન સભાની મુખ્ય ટુકડીનો નાયક બનાવ્યો હતો એવા સમાચાર નલિન લાવ્યો હતો ખરો, પણ એના નાયકપદનો રુઆબ તો અંજલિએ આજ અહીં પહેલી જ વાર જોયો.

ગુરૂસ્વામીને કે. યામોનોટો પૂરા અમલદારી તોરથી ઊંચા અવાજે કહી રહ્યા હતા : 'આમાં હસ્તક્ષેપની વાત જ ન હતી. પરિસ્થિતિની ગંભીરતા સમજીને જ પોલીસ અધિકારીએ એમને મોકલ્યા હશે. તમારે એ સ્વીકારી લેવું જોઇએ. આજના સંયોગોમાં તમારી પ્રવૃત્તિઓ પર કેવાં જોખમો તોળાઈ રહ્યાં છે એનો તમને સમગ્રપણે ખ્યાલ કેવી રીતે આવે ?'

'ગમે તેવી પરિસ્થિતિની ગંભીરતા કે જોખમોને પહોંચી વળવાની અમારામાં તાકાત છે જ. છતાં યે મૈત્રીદાવે પોલીસ અધિકારીને મદદ આપવાની ઇચ્છા હોય તો એમણે પ્રથમ અમારા સરદાર સાથે સમજણ કરી લેવી જોઇએ. એમની ગેરહાજરીમાં આવાં પગલાં ભરીને અમારા સમા નાના જવાનો પર જવાબદારીનો બોજો વધારી ન મૂકવો જોઇએ.' ગુરુસ્વામીએ જવાબ દીધો.

'તમારા સરદાર સાથે એવી બધી સમજણ હું કરી લઇશ. પણ તમારી માની લીધેલી જવાબદારીના જોરમાં તમે ગમે તેવા જવાબો આપો અને તમારી મર્યાદા ઉલ્લંઘો એમાં જવાબદારી અદા કર્યાનું ક્યાં આવ્યું ?' કે. યામોનોટો બોલ્યા.

'અમે કોઇ જવાબ આપીને મર્યાદા ચૂકયાનો ખ્યાલ નથી. ધ્યાન દોરશો તો આભારી થઇશ.' ગુરુસ્વામીએ વિવેકભર્યો મક્કમ પ્રશ્ન આગળ કર્યો.

'તમે નાયક દરજ્જાના અમલદારને પરહેજ કરવાની વાત કરો એ મર્યાદાયુક્ત કહી શકાય ?' કે. યામાનોટોએ કહ્યું.

'જરૂર. આપના જ ખાતાએ અમારી સભાને આપના પોલીસ-ખાતાની સમકક્ષાએ મૂકયા છે. એ અધિકાર અનુસાર તેઓ અમારા કબજાના વિસ્તારમાં હસ્તક્ષેપ કરવાનું ન છોડી જાય તો મેં જ એમને પરહેજ કરવાનો હુકમ સંભળાવ્યો હતો. પણ સાથોસાથ એટલું પણ કહ્યું હતું કે આપેલા અધિકારનો અંત આવી ગયો હોય તો સમગ્ર સભાની વ્યવસ્થા છોડી દઇને અમે એક બાજુ ઊભા રહી જવા તૈયાર છીએ. એ પ્રમાણે અમે અહીં એક બાજુ ઊભા રહી ગયા હતા. નાયક સાહેબ તો અમને સૌને પરહેજ કરવા માટે આ ખટારો લાવીને હાજર થયા હતા. એને બદલે વળી આપ ચડી આવ્યા એટલે વાત અટકી ગઇ. આમાં અમે કયાં કયાં મર્યાદા ચૂકયા એ જણાવશો તો આભારી થઇશ. કેમકે મારા સરદાર આવશે ત્યારે મારે એમને જવાબ દેવાનો રહેશે.' સંપૂર્ણ શાંતિથી ગુરુસ્વામી બોલ્યે જતો હતો.

'ઠીક, હાલ તુરત તો તમે સભાની વ્યવસ્થા સંભાળી લો. તમારા સરદાર આવશે ત્યારે અમે સમજી લઇશું:' કહેતા કે. યામોનોટો જાપાની નાયક અને સિપાહીઓને લઇને રવાના થયા.

જવાનોને સભાની વ્યવસ્થા માટે ગોઠવણીના હુકમ અપાઇ રહ્યા બાદ અંજલિ આગળ આવી. પોતાનાથી મોટો હોદ્દો ધરાવનાર અંજલિને સામે જોઇને ગુરુસ્વામીએ સલામી આપી. સલામી ઝીલતાં અંજલિએ એમની પાસે કંચનની તપાસ કરી જોઈ, પણ કંચનનો પત્તો ન મળ્યો. કંચનની ચિંતાને મનમાં સંઘરતાં ચાલતી વખતે અંજલિએ ગુરુસ્વામીને બીજો પ્રશ્ન પુછી નાખ્યો: ' હજી વીરેન્દ્રભાઈ નથી આવ્યા ? '

'મલાયામાં છેલ્લા પંદર દિવસથી નાગરિક ભરતીના સેનાપતિ સાહેબનાં પ્રવાસનો અહેવાલ રોજ-બ-રોજ આવતો જાય છે, એમાં આવવાના કશા સમાચાર ન હતા. ઊલટા સેનાપતિ સાહેબ આગળ જાય તેવો સંભવ હતો. પણ ગાંગુલી સાહેબે ગમે તે કારણે આજની આ સભા પહેલાં મળનારી એમની કાર્યવહીમાં હાજર રહેવા માટે આવી પહોંચવા તાકીદનો સંદેશો મોકલ્યો હતો. એના જવાબમાં સેનાપતિ સાહેબે બરાબર સમયે આવી પહોંચવાનો સંદેશો મોકલ્યો હતો. પણ કોણ જાણે કેમ, હજી સુધી આવ્યા નથી. ' ગુરુસ્વામીએ કહ્યું.

કંચનનો કશો પત્તો મેળવવાને બદલે, ધારેલ કાર્યક્રમને મિનિટે મિનિટ વફાદાર રહેનાર નવજવાનોના આદરભર્યા 'સેનાપતિ સાહેબ'' બની ચૂકેલા વીરેન્દ્રભાઈ આટલો વખત કેમ મોડા થયા હશે ?— એવી ઊલટી વધારે ચિંતા મનમાં ભરીને અંજલિ પાછી ફરી ત્યારે—

સ્વયંસેવિકાઓનાં ગીતોનો કાર્યક્રમ પતી ગયો હતો, ફોજી સિપાહીઓ પણ ગીતો ગાઈ ગયા હતા અને સેનાપતિ મોહનસિંગ સાહેબ બાદ કર્નલ અમરસિંગ સાહેબ, કે. અકબરખાં સાહેબ, કે. ગ્યાનસિંગ સાહેબ, લેફ. ગોપાલ બહાદુર તેમ જ અન્ય જાણીતા લશ્કરી અફસરોનાં દલીલો કરતાં વિશેષે કાર્યને બોલનારાં, સંભાવનાઓ કરતાં વિશેષે

નિર્ણયો જણાવનારાં, સામા પક્ષની શક્તિઓની છણાવટ કરવા કરતાં વિશષે પોતાની તૈયારી વ્યક્ત કરનારાં ઉદ્બોધનો માઇક પર પૂરાં થયાં હતાં અને સૌથી છેલ્લે જુવાનસિંગ સાહેબનો અવાજ માઇક પરથી એકધારો વહી રહ્યો હતો.

આ જુવાનસિંગ સાહેબનાં ઉદ્બોધનોની વિજળીક તાકાત અને તેની હિંદી સિપાહીઓ પર થતી જાદુઇ અસર વિષે અંજલિ હિંદી સ્વાતંત્ર્ય સભાના કાર્યવાહકોને–વીરેન્દ્ર સુદ્ધાંને મુખે અનેકવાર સાંભળી ચૂકી હતી. એમને સાંભળવાનો આજે મોકો મળનાર હતો એથી અંજલિ એની રાહમાં હતી, પણ કંચનની તપાસમાં ગયેલી અંજલિ એમનું ઉદ્બોધન પહેલેથી સાંભળવા પામી ન હતી. જ્યારે અંજલિ પોતાના સ્થાને પહોંચી ત્યારે જુવાનસિંગ સાહેબ બોલી રહ્યા હતા :

'હવે સૌથી છેલ્લી વાત. જેમના પ્રત્યે મને માન છે અને મમતા છે, શક્તિ માટે મને આદર છે અને ભક્તિ છે એવા કેટલાક મારા માનનીય અમલદાર સાહેબોને મેં બોલતા સાંભળ્યા છે કે 'અમે સિપાહી છીએ. વફાદારી એ સિપાહી--જીવનનો આત્મા છે. બેવફાઈ એ સિપાહી જીવનનું ભયાનક મોત છે. સિપાહીને કોઇ ધર્મ નથી, પંથ નથી, કોઇ કોમ નથી. વફાદારી એ જ એનો ધર્મ છે, એનો પંથ છે, એની કોમ છે. અમે હિંદી લશ્કરમાં જોડાયા ત્યારે તાજ પ્રત્યેની વફાદારીના અમે સોગંદ લીધા છે. એ સોગંદને બેવફા નીવડીને અમે અન્ય કોઇ ફોજમાં જોડાઇ ન શકીએ. બ્રિટિશ સલ્તનત અમારી માલિક હતી, હજી માલિક છે અને હવે પછી યે માલિક રહેવાની છે. એ માલિકને બેવફા નીવડીને અમે બીજા માલિકની વફાદારી ન સ્વીકારી શકીએ. માલિકની ફેરબદલી કરી શકનાર બેવફા સિપાહીને જહાન્નમ પણ ન સંઘરી શકે'

'એમનાં વાકયો હું શબ્દશઃ આપું છું, વિગતથી આપું છું: એટલા માટે કે એ વાકયોની ભાવના મને ય મંજૂર છે. કેમકે હું યે સિપાહી છું, વફાદારીને ધર્મ સમ પવિત્રતાથી ઉપાસવામાં માનનાર સિપાહી-

વટનો હું યે વારસદાર છું. પણ મારા એ માનનીય અમલદાર સાહેબોને હું ચેતવવા માગું છું કે જેની તમે આંખો મીંચીને ઉપાસના કરી રહ્યા છો એ પોતે દેવ છે કે પત્થરનો પાટડો છે, એ તો જુઓ? એક વાર આંખો ઉઘાડીને તમે એને નીરખી તો લો કે જેને તમે તમારી ભાવનાના દેવ માન્યા છે એને ઠેકાણે દેવ થઈને કોણ ચડી બેઠા છે? જેની વફાદારીને વળગી રહેવા માટે આપ જાનફેસાની સુધી જવા માગો છો એ તમારા માલિક ક્યાંથી થઈ ગયા? એ બ્રિટિશ તાજ અને એ બ્રિટિશ સલ્તનત આપણાં માલિકના તખ્ત પર ક્યાંથી ચડી બેઠાં?

'આપણુ માનવીની આંખો પરિમિત છે, મર્યાદિત છે. એ મર્યાદિત આંખોને આપણે ઇતિહાસને અજવાળે વિશાળ કરીને નીરખી લઈશું તો દેખાશે કે જેની વફાદારી ખાતર આપણે જાનફેસાનીની તમન્ના સેવી રહ્યા છીએ એ સલ્તનત પોતે જ બેવફાઈનું હૂબહૂ સ્વરૂપ છે. છળકપટ, દગાબાજી, પ્રપંચ, વિશ્વાસઘાત, ક્રૂરતા, નિષ્ઠુરતા એવા માનવીની અંદર વસતા હીન પ્રકારના દુર્ગુણોનું જાણે એ વાસ્તવિક સ્વરૂપ છે. જે દુર્ગુણોથી માનવી માનવી મટી જાય છે, એવા હીનતમ દુર્ગુણોનો આધાર લઈને દરિયાપાર વસતી એ અંગ્રેજ કોમ આપણા પર સલ્તનતને પૂજનીય સ્થાને ચડી બેઠી છે.

'આખી દુનિયાના ઇતિહાસનાં અજવાળાં આપની સામે રજૂ કરું તો તો આપણી આંખો અંજાઈ જાય. માત્ર આપણા વતનના ઇતિહાસને નીરખી જુઓ. સાચી દૃષ્ટિથી એ નીરખી જુઓ. એક વખત આપણા રાજાઓ અને મહારાજાઓ, નવાબો અને બાદશાહો સમક્ષ વેપાર માટે ઘૂંટણિયે પડતી આવતી એ પ્રજાએ જાણે હિંદની ધરતી પર ભરી ભરીને બેવફાઈનાં અને કપટનાં જ વહાણ ઠાલવ્યાં છે.

'જ્યાં એમને વેપાર કરવાનાં પગલાં ભરવા મળ્યાં એ બંગાળની રજેરજમાં એમણે આપણા હિંદીઓનાં ખૂન રેડીને બેવફાઈ પાથરીને સલ્તનતના પાયા ધરબ્યા છે, એ તમે જાણો છો? પેલા ભલાભોળા ને બાળ-

સમા વિશ્વાસુ નવાબ સિરાજુદ્દૌલાને ખતમ કરવા એમણે શાહ અમીચંદ અને માણેકચંદ, રાજવલ્લભ અને દુર્લભરામ, યાર લુત્ફખાં અને મીર જાફરને બે વફાઇનાં ઝેર પાયાં હતાં. મીર જાફરને ખતમ કરવા એમણે મીર કાસીમને વિશ્વાસઘાતી બનાવ્યો હતો. અને મીર કાસીમનું કામ પતી ગયું એટલે જગતશેઠ અને સ્વરૂપચંદ, અરબ અલીખાં, મીર મોહમ્મદ અલીખાં ને નવાબ સુજાઉદ્દૌલાને પોતાના પક્ષમાં ખેંચી લીધા હતા. મીર કાસમને સાફ કરવામાં સાથ આપનાર એ જ નવાબ શુજાઉદ્દૌલાને ઉડાડવા એમણે સૈયદ ગુલામહુસેન અને જૈનુલ આબદીન, નફઝખાં અને કલ્યાણસિંહને કપટના પાઠ પઢાવ્યા હતા.

'છળકપટ અને બેવફાઇ કરતાં કરતાં પોતાને જ બચાવનારને ઘડીવાર પછી ઉડાડી દેતાં એમના હાથ ખચકાતા નથી. એમના હાથ સિરાજુદ્દૌલા સામે મદદ કરનાર નંદકુમારને ફાંસી દઇ શકયા છે, મિરજાફરના દીકરા મીરાનનું વીજળીને નામે મોત કરી શકયા છે, શુજાઉદ્દોલા સામે મદદ કરનાર નજમુદ્દૌલાનું ખૂન કરી શકયા છે.

'બંગાળમાં તખ્તના પાયા રક્તથી ધરબીને એમની બેવફાઇએ આખા હિંદમાં ડગલાં માંડયાં હતાં. દક્ષિણમાં જઇને એમણે હૈદર ટીપુને ખતમ કરવા કર્ણાટક અને આર્કટના નવાબોને બેવફા બનાવ્યા હતા. હૈદ્રાબાદના નિઝામ અને મરાઠાઓના પેશવા, સિંધિયા અને ભોંસલેને એમણે સાધ્યા હતા. પાદરીઓ પાસે એમણે બાઇબલનાં સૂત્રો સાથે બેવફાઈનાં પ્રવચનો કરાવ્યાં હતાં.

'ટીપુને ખતમ કરીને તેઓ કર્ણાટકની નવાબીનો અંત આણવા આગળ ઊપડયા હતા અને ભોંસલેને સાફ કર્યા હતા, પેશવાને ખતમ કર્યા હતા અને સિંધિયા–હોલ્કરને ફસાવ્યા હતા. રોહિલ્લાઓને લાણમાં લીધા હતા અને બનારસના ચૈતસિંહને ભૂંડે હાલે ભગાડયા હતા. અવધની બેગમોનાં એમણે જર–જવાહીર કઢાવવા નગ્ન કરી હતી અને આખા હિંદની ધરતી પર જાણે બેવફાઇનો દાવાનળ ચેતવ્યો હતો.

'એ બેવફાઈના દાવાનળની ઝાળ ઠેઠ એમણે એમને હિંદમાં

પગલું માંડવા દેનાર અને હરહંમેશ સહાય કરનાર મોગલ સલ્તનતના દિલાવર સરતાજ શાહઆલમ અને બહાદુરશાહ ઝફર સુધી પહોંચાડી હતી અને દિલ્હીના પાયતખ્તની નીચે ઘૂસી જઈને એને ઊંચું કર્યું હતું.

'આ દાવાનળ પેટાવવામાં એમણે નવાબો અને રાજાઓના દીવાનો-સરદારોને જ વિશ્વાસઘાતનાં ઝેર પાઈ બેઘૂર બનાવ્યા હતા અને એમનાં દફતરોમાં ઘૂસેલા ફ્રેંચો અને યુરોપિયનોને આખરી પળે દગો દઈને ફાંસીની છેલ્લી દોરી ખેંચવાનું શીખવ્યું હતું. ધર્મના ઓઠા નીચે એમણે પાદરીઓની સુરક્ષિતતા માગી હતી અને એજ ધર્મના ઓઠા નીચે પાદરીઓને મોઢે એમણે નવાબોને ત્યાં કામ કરતા યુરોપિયન અમલદારો પાસે સંદેશા પાઠવ્યા હતા કે 'મુસલમાનોની સામે બાઇબલ હાથમાં રાખીને પણ વફાદારીના જે કસમ ખાવામાં આવ્યા હોય તે પાળવા માટે કોઇ ઇસાઈ બંધાયેલ નથી.' પાદરીઓને ગળે જનોઈ અને કપાળે ટીલાં તણાવીને એમણે હિંદી સિપાહીઓને ભોળવ્યા હતા અને છેલ્લી સાંજ સુધી પ્રેમપૂર્ણ કાગળો લખીને રાતના અંધકારમાં વિશ્વાસે સૂતેલાઓ ઉપર તેઓ તૂટી પડયા હતા. સંધિ અને કરારો કરી કરીને કરારોના કાગળ પર સહીની શાહી સુકાય એ પહેલાં સંધિના કાગળના ચૂરા કરીને તેઓ સાંધપાલનને નખશીખ અનુસરનાર વિશ્વાસુઓ પર ત્રાટકી પડયા હતા. જાણે હિંદની ધરતી પર વચનભંગ, સંધિભંગ અને કરારભંગના આબેહૂબ અવતાર ભજવવાં તેઓ આવ્યા હતા.

'આટઆટલી બેવફાઈ જયારે હિંદની ધરતી પર ખડકાઇ ગઇ ત્યારે હિંદીઓ કાળી ચીસ નાખીને એમની સામે ઊભા થઇ ગયા હતા. સને ૧૮૫૭નો બળવો આખા હિંદમાં પ્રસરી ગયો હતો. પણ હિંદીઓ ભલા હતા, વિશ્વાસુ હતા. ભલા અને વિશ્વાસુને મૂર્ખ કહેવા હોય તો આજે કહી શકાય એવા એ હિંદીઓ ૧૮૫૭નો બળવો કરતાં કરતાં યે માનવતાના ગુણ ચૂકયા ન હતા. અને માનવતાના સમગ્ર દુર્ગુણોના વારસદારો સમા એ અંગ્રેજોએ એકેએક

હીનતાનો આશરો લઈ ને હિંદની ધરતી પર ભયાનક મોત અને ખૂનરેજી વહાવ્યાં હતાં. એ ખૂનરેજી સામે દોઢ દોઢ વરસ સુધી ઝઝૂમનાર આપણા પ્રાતઃસ્મરણીય વીરપુરુષો નાના સાહેબ અને તાત્યા ટોપે, બહાદુરશાહ ઝફર અને મૌલવી અહમદશાહ, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ અને અવધની બેગમો, કુંવરસિંહ અને અમરસિંહ સૌ ગાયેબ થયા હતા અને એક કાળદિને દિલ્હીના તખ્ત પર અંગ્રેજી સલ્તનત મહારાણીનો ઢંઢેરો પીટીને ચડી બેઠી હતી. હિંદની રાજધાની પર તે દિવસે વિશ્વાસ પર સરા જાહેર લાલ રક્તની ચોકડી મારતો બેવફા યુનિયન જેક ચડી ગયો હતો.

'આમ પગલે પગલે બેવફાઈના ડુંગર પાથરીને પાયતખ્ત પર ચડી બેઠેલી જે સલ્તનતે આપણા હાથમાંથી હથિયાર ઝૂટવી લીધાં અને હિંદી જનતાને નપુંસક કરી મૂકી એને આપણે વફાદાર રહેવું છે? આપણો વેપાર ખતમ કરવા આપણા કારીગરોનાં આંગળાં કાપીને ઠૂંઠા કરી નાખનાર અને આપણા પર જાલીમ નોકરશાહી બિછાવીને ઢોર બનાવી દેનાર સલ્તનતને વફાદાર રહેવાના આપણે સોગંદ પાળવાના છે? અમારા મુલકનું ધન અને અન્ન, અમારા મુલકનો વેપાર અને રોજગાર, અમારા મુલકની નોકરીઓ અને સ્થાનો અમારા મુલકનાં પ્રજાજનો માટે જ રહેવા દો—એવી માગણી માટે કાગળની અરજી કરનારાઓ અને બોંબ ફોડનારાઓ, માથું ધરીને ઉભા રહેનાર સત્યાગ્રહીઓ અને અહિંસક હિંદીઓ પર લાઠીમાર, કેદ, ગોળીબાર અને ફાંસી આપનાર એ સલ્તનતને આપણે હિંદીઓએ વફાદાર રહેવું છે?

'આજે જ્યારે આખી દુનિયા પર અંધાધૂંધી છવાઈ ગઈ છે અને એકેએક રાષ્ટ્રનાં ભાવિ આક્રમણનાં જોખમમાં મૂકાઇ ગયાં છે, એવે વખતે યે હિંદનું સંરક્ષણ અમારા હાથમાં સોંપી દો એવી માગણી કરનાર હિંદની કોંગ્રેસને એ સલ્તનતે ઠોકરે ઉડાડી છે અને વિશ્વવંદ્ય મહાત્મા ગાંધીજી અને કોંગ્રેસ

કારોબારીના સભ્યોને જેલમાં ધકેલી દઇને હિંદને ચારે છેડે એ સલ્તનતે સંગીનો હુલાવી દીધી છે. આખા રાષ્ટ્રના એ સંરક્ષણ-પોકાર આડે ડૂમો દઇને એ સલ્તનત લાકડાંની બંદૂકોથી સિપાહીઓને શિક્ષણ આપી રહી છે અને હિંદની ધરતી પર આક્રમણ આવી પહોંચે ત્યારે હિંદને ધીખતી ધરાની હોળીમાં હોમી દઇને ભાગી છૂટવાની યોજનાઓ વિચારી રહી છે એને આપણે વફાદાર રહેવાનું છે?

'આજે આખા વિશ્વમાં વફાદારીનાં મૂલ્ય બદલાયાં છે. કોઈ એકાદ વ્યક્તિ કે કોઇ એકાદ વંશ, કોઇ એકાદ કોમ કે કોઈ એકાદ પંથની સત્તાઓ આથમી જઇને સમસ્ત પ્રજાનાં જ રાજ સ્થપાવાની પળો આવી પહોંચી છે. ચાલો ત્યારે, આપણે યે એવે વખતે આપણી વફાદારી હજારો માઇલ દૂર વસતી કોઈ બેવફા કોમને ચરણે ધરી રાખવાને બદલે આપણા જ વતનના ૪૦ કરોડ પ્રજાજનોને ચરણે ધરી દઇએ, આપણી વફાદારીના સોગંદને આપણાં જ ખૂન અને બલિદાનથી ઉજ્જ્વળ કરતા જઇએ અને હિંદની ધરતી તરફ પોકાર કરતા જઇએ કે—'હિંદ અમારો છે, હિંદ હિંદીઓનો છે, હિંદ હિંદનાં સંતાનોનો છે, હિંદ હિંદનાં ધન અને ધાન્યથી પોષાતાં એનાં ફરજંદોનો છે. અમારું એ વતન ઝીંદાબાદ બનો. આઝાદ હિંદ ઝીંદાબાદ! આઝાદ હિંદ ઝીંદાબાદ!'

જ્યારે જુવાનસિંગે છેલ્લા પોકાર કર્યા ત્યારે જાણે એકેએક હિંદી સિપાહી અને હિંદી નાગરિકના મુખમાંથી ઊઠેલા 'આઝાદ હિંદ ઝીંદાબાદ!'ના પોકારોએ મ્યુનિસિપલ હોલના ચોફરતા વાતાવરણમાં 'આઝાદ હિંદ ઝીંદાબાદ!'ની કોઈ વિરાટ મૂર્તિને જીવંત કરીને છાઈ દીધી હતી. એ વિરાટ મૂર્તિ એનાં વિશાળ કદમ પર કદમ ભરતી સીંગાપુરથી ઊપડીને, મલાયા અને બર્મા વીંધતી હિંદની સરહદ તરફ ચાલી નીકળી હતી અને હિંદની ધરતી પર પથરાઇને એકરૂપ બની રહી હતી.

થોડી વાર બાદ હિંદી સિપાહીઓ વચ્ચે લશ્કરી અધિકારીઓ ઘૂમવા લાગ્યા હતા. સિપાહીઓની સંમતિ બાદ એ જ રંગમંડપ

પરથી જાહેરાતો પોકારાવા લાગી અને એ જાહેરાતોને 'આઝાદ હિંદ ઝીંદાબાદ'ના પોકાર ઝીલવા લાગ્યા હતા.

'પાંચમી પંજાબ રેજીમેન્ટના એકેએક અમલદાર અને સિપાહી આઝાદ હિંદ ફોજમાં જોડાવાના શપથ લે છે...'

'આઝાદ હિંદ ઝીંદાબાદ !'

'બીજી બલૂચ રેજીમેન્ટના એકેએક સિપાહી અને અમલદાર આઝાદ હિંદ ફોજમાં જોડાવાના સોગંદ લે છે...'

' આઝાદ હિંદ ઝીંદાબાદ ! '

' ચોથી ગુરખા રાઈફલ્સના એકેએક અમલદાર પોતાના સિપાહીઓ સહિત આઝાદ હિંદ ફોજમાં જોડાવાની પ્રતિજ્ઞા લે છે...'

' આઝાદ હિંદ ઝીંદાબાદ ! '

એ પછી તો જાણે સોગંદ, શપથ અને પ્રતિજ્ઞાની હરીફાઈ ચાલી. પહેલી ફ્રન્ટીઅર ફોર્સ રાયફલ્સ અને પહેલી ભાવલપુર ઈન્ફન્ટ્રી રેજીમેન્ટ, ઇન્ડીઅન આર્મી ઓર્ડીનેન્સ કોર અને હોંગકોંગ સીંગાપુર આર્ટીલરી, ૭ મી પંજાબ રેજીમેન્ટ અને સેપર્સ એન્ડ માઇનર્સ કંપનીઓ, ૨૮ મી ઇન્ડીઅન ઇન્ફન્ટ્રી બ્રિગેડ અને ૭ મી માઉન્ટ રેજીમેન્ટ-આમ એક પછી એક હિંદી લશ્કરનાં જૂનાં દળ આઝાદ હિંદ ફોજમાં જોડાવાની જાહેરાત કરવા લાગ્યાં. રંગમંડપ પરથી આવા ગગન–ગજવતા ઉત્સાહ વચ્ચે જાહેરાતો થતી હતી ત્યારે સિપાહીઓનાં બટાલિયનો વચ્ચે પાછલા ભાગે એક બટાલિયન સામે ઊભા ઊભા કે. દિલાવરખાં કહી રહ્યા હતા :

'આપણે ફરાર પાર્કમાંથી છાવણીમાં ગયા ત્યારથી મેં આઝાદ ફોજનો મક્કમ વિરોધ કર્યો છે. છેલ્લે છેલ્લે એ ફોજની નેમ મને કાંઇક સારી લાગી છે એમ પણ તમને જણાવ્યું છે. આજનાં પગરણ એ ફોજની રીતસર જાહેરાત થવાનાં હોય એવાં લાગે છે. એ ફોજમાં યકીન હોવા છતાં યે મને જાપાનીઓ પર યકીન નથી આવતો. એટલે અમને અધિકારીઓને એક વાત લાગે છે કે પહેલાં અમે અધિકારીઓ જ આઝાદ ફોજમાં જોડાઇએ, પણ તમે ન જોડાઓ.

કદાચ જાપાનીઓ ફોજનો અવળો ઉપયોગ કરે તો અમે સામનો કરી શકશું, તમે કદાચ ન કરી શકો. એટલે તમને એ જોખમમાં મૂકવા અમારી ઇચ્છા નથી. જો જાપાનીઓ આડા ચાલશે તો અમે અધિકારીઓ અંદરથી ફોજ તોડીને પાછા આવશું, પણ જો ફોજ હિંદની આઝાદી માટે જ લડવાની હશે તો તમને આવીને લઈ જશું. બોલો, આ તમને કબૂલ છે?'

કે. દિલાવરખાંના સિપાહીઓ જવાબ આપી રહ્યા હતા : 'કબૂલ છે, આજે યે કબૂલ છે ને હવે પછી ગમે ત્યારે પણ આપનો હુકમ આવે ત્યારે પણ એમને આપની વાત કબૂલ છે.'

'એમ નહિ, મને વિશ્વાસ આપો કે હું હોઉં કે ન હોઉં, જાપાનીઓના હાથમાં રમકડાં બનાવવા માટે તમારા પર દબાણ કરવા કોઈ આવે તો તમે તાબે નહિ થાઓ. માત્ર હિંદની આઝાદી માટે જ લડતી ફોજમાં તમે જોડાશો. તો હું અને આપણી બટાલિયનના અધિકારીઓ એમાં અત્યારે જોડાઇએ.' કે. દિલાવરખાં બોલ્યા.

'અમારું આજ સુધીનું આચરણ આપને બાંહેધરી રૂપ છે. છતાં યે આપ માગો છો માટે અત્યારે આપની સમક્ષ વચન આપીએ છીએ ...' સૌ સિપાહીઓ બોલ્યા.

કે. દિલાવરખાં ત્યાંથી રંગમંડપ પર ગયા. જઈને એમણે જુવાનસિંગને જણાવ્યું : 'હું અને મારા સાથી અમલદારો ફોજમાં જોડાવા માટે તૈયાર છીએ.'

'તૈયાર છો? આભાર આભાર.' કહેતાં જુવાનસિંગ કે. દિલાવરખાંને ભેટવા રંગમંડપ પરથી નીચે ઊતરી ગયા.

'હા તૈયાર છું, પણ હાલ તુરત મારા સિપાહીઓ નહિ જોડાય. અમે અધિકારીઓ જ જોડાઇશું. મને હજી આ જાપાનીઓ પર વિશ્વાસ નથી. જાપાનીઓ જો ફોજનો અવળો ઉપયોગ કરશે તો ફાજમાં સુરંગ ચાંપતા યે હું નહિ અચકાઉં.'

'અને એ સુરંગ ચાંપવામાં પહેલાં પગલાં હું ભરીશ, એનો હું તમને વિશ્વાસ આપું છું, કેપ્ટન સાહેબ.' જુવાનસિંગ બોલ્યા.

સૌથી છેલ્લે રંગમંડપ પરથી કે. દિલ્લાવરખાં અને એમના સાથી અમલદારો પણ આઝાદ હિંદ ફોજમાં જોડાય છે એવી જાહેરાતે આનંદના ઘોષ ઉઠાવી લીધા ત્યારે–

સેનાપતિ મોહનસિંગ રંગમંડપ પર આવીને જાહેરાત કરી રહ્યા હતા: 'જાપાનીઓને શરણે થનાર ૪૫૦૦૦ હિંદી યુદ્ધકેદીઓમાંથી ૩૨૦૦૦ હિંદી સિપાહીઓ આજે આઝાદ હિંદ ફોજમાં જોડાવાની પ્રતિજ્ઞા લે છે અને હું આઝાદ હિંદ ફોજનો સેનાપતિ મોહનસિંગ આજે આ રંગમંડપ પરથી આઝાદ હિંદ ફોજનું સ્થાપન થયાની ઘોષણા કરીને જાહેરાત કરું છું કે, 'આઝાદ હિંદ ફોજ હિંદની ધરતી પરથી પરદેશી શાસકોને નસાડીને હિંદ પર હિંદીઓનું જ સ્વાધીન રાજ સ્થાપવા માટે પોતાના ખૂનનું બુંદ બુંદ વહાવી આપશે. આજથી આપણુ સૌનો હરદમ સૂત્રપોકાર જીવંત બનો કે આઝાદ હિંદ ઝીંદાબાદ !'

'આઝાદ હિંદ ઝીંદાબાદ !'ના ગગનભેદી પોકાર ગજવતી હિંદી ફોજની ટુકડીઓ કૂચ કરતી પોતાની છાવણીઓ તરફ પાછી ફરી અને 'આઝાદ હિંદ ઝીંદાબાદ !'ના પોકાર ગજવતી હિંદી નાગરિક જનતા પોતાનાંઘર તરફ ઊપડી ત્યારે સૂરજ મહારાજે આનંદનાં સ્મિત–કિરણો વેરીને ગગનના પટ પર આખરી રંગના સાથિયા પુરવા શરૂ કર્યા હતા.

આઝાદ હિંદ ફોજના અમલદારો તેમ જ હિંદી સ્વાતંત્ર્ય સંઘના કાર્યવાહકો એ જ મ્યુનિસિપલ હૉલના એક ખંડમાં આઝાદ હિંદ ફોજને તાત્કાલિક કામગીરી આપવાની વિચારણા કરી રહ્યા હતા ત્યારે બુકીટ પંજાંગને રાજરસ્તે થઈને માર માર વેગે વીરેન્દ્રની મોટર મ્યુનિસિપલ હૉલના કંપાઉંડમાં પ્રવેશ કરી રહી હતી.

હૉલના મુખ્ય ખંડ પાસે મોટર ઊભી રહેતાં ધૂળ ધૂળ ભરાયેલાં લૂગડે વીરેન્દ્રે બહાર કૂદકો માર્યો. સામે જ એની રાહ જોઇને ઊભેલા ગુરુસ્વામી આયંગરે લશ્કરી સલામ કરતાં એ ઝીલી લઈને વીરેન્દ્રે એમને મોટરની ઝડપે જ હુકમ કર્યો : 'ગુરુસ્વામી ! તમે અને બીજા બે જવાનો આ મોટરમાં ચડી જાઓ. મન્ડી ટેકરીઓ પાસે થયેલા

કોઈક ધડાકાને કારણે ભાંગી પડેલા નાળામાં પાછલી મોટર ભાંગી પડતાં દાદુ તથા આપણા ચાર જવાનો ઘવાયા છે. એમને એકદમ દવાખાનામાં લઈ જાઓ. એકેએક જવાનોને ઘેર તેઓને જરાક જ ઇજા થઇ છે એવા સમાચાર પહોંચાડો અને મારે ત્યાં...એની બહેનને દાદુના સમાચાર પહોંચાડો. તમે પોતે જ સવાર સુધી સારવારમાં હાજર રહો અને રાતે દવાખાને આંટો આવી જવા મોટરને મારે ત્યાં પાછી મોકલો.'

આટલું કહીને, મોટરની અંદર ઝૂકીને 'અચ્છા દાદુ! હું થોડુંક કામ પતાવીને આવું હો ?' કહેતા વીરેન્દ્રે હોલનાં પગથિયાં પર છલાંગ મારી. એની મોટરમાં બેસીને ગુરુસ્વામી કંપાઉંડ છોડી રહ્યો હતો ત્યારે વીરેન્દ્ર હિંદી આગેવાનોના ખંડમાં પગલાં માંડી રહ્યો હતો.

વીરેન્દ્રે અંદર પગલું માંડતાં જ કામ પતાવીને ઊભા થયેલ હિંદી આગેવાનોમાંથી ડોકટર જોસેફે સ્વાગત–બોલ પોકાર્યા ' પધારો! પધારો! સેનાપતિ સાહેબ, પધારો! અમારું લોહી પીવા ટાણે તો મિનિટે મિનિટને વફાદાર રહેનાર સેનાપતિ સાહેબ આજે જાહેરાતને દિવસે જ મોડા થયા એને તે અમારી ખુશનસીબી માનવી કે કમનસીબી ?'

'શેની જાહેરાત, ડોકટર સાહેબ ?' ચમકીને વીરેન્દ્રે પૂછ્યું.

'આઝાદ હિંદ ફોજની જ તો ? જેમાં ભરતી કરવા માટે તમે નાગરિક જનતાને યે ઉદ્બોધન કરી રહ્યા છો એની મિ. વીરેન્દ્ર!' પાસે ઊભેલ રાજગોપાલને વચ્ચે પડીને ખુશાલીનો જવાબ દીધો.

'પણ હજી બેન્કોકના ઠરાવનો જાપાની સરકારે સત્તાવાર સ્વીકાર કર્યો નથી ને ? સત્તાવાર સ્વીકાર વગર...' વીરેન્દ્રથી ઊંચે અવાજે બોલાઇ ગયું.

'ઘણાં યે કામ આપણે બ્રિટિશ સલ્તનત નીચે કર્યાં છે. પોતાનો શુભ ઇરાદો દર્શાવી ચૂકેલી જાપાની સલ્તનતનો આપણે એટલો યે વિશ્વાસ નહિ રાખી શકીએ ? આટલા દિવસ સ્વીકાર નથી કર્યો તો હવે કરશે.' એના ઊંચા અવાજનો જવાબ પાસે આવતાં શરદ ગાંગુલીએ દીધો.

'પણ એટલી બધી શી ઉતાવળ હતી ?...' વીરેન્દ્રથી બોલાઈ ગયું અને પોતાના ગળા આસપાસ ખેસને બે આંટા દીધેલ મોતીચંદ શેઠ વીરેન્દ્રની પીઠ પર હાથ ફેરવતા ગાવા લાગ્યા: ' મારા ભાઈ !

' હસતે મુખ રસ્તામાં વેર્યાં
ફૂલ નસીબે ગુલાબ કેરાં,
નીચા નમી વીણીશું ક્યારે ?
આજ આજ ભાઈ અત્યારે...

આવા રૂડા કામમાં વળી ઢીલ શી ભાઈ વીરેન્દ્ર ?' હે હે હે...'

જવાબમાં વીરેન્દ્ર કાંઇ બોલે એ પહેલાં ભયસૂચક ભૂંગળું વગાડતી કોઈ મોટર ખંડની સામે આવી ઊભી હતી. મોટરમાંથી કૂદકો મારતાં અબ્દુલ્લા ખંડ તરફ દોડતો આવી રહ્યો હતો. એ ખંડમાં ડગલું માંડે એ પહેલાં ખંડને સામે છેડે ધડાકા બોલ્યા: ' ધડીમ્... ધડીમ... '

' બહાર આવતા રહો. ખંડમાં જોખમ છે !' એવા અબ્દુલ્લાના પોકાર પહેલાં ધડાકામાં બે હિંદી અફસર અને નાગરિક ખડગસિંહ આખા ખંડમાં જડેલી લાકડાની પગથાર પરથી ઊછળી પડયા હતા.

ઠીક ઠીક ઘવાયેલ એ અફસરોને બહાર ખેંચી લેતાં આગેવાનો ખંડની બહાર ઊભા રહ્યા ત્યારે ઊંચા શ્વાસે અબ્દુલ્લા બોલી રહ્યો હતો : ' કોઈક કાવતરું. હિંદી અફસરો અને આગેવાનોને આ ખંડમાં ઉડાવી મૂકવાનું કોઈક કાવતરું. છેલ્લી ઘડીએ એ કાવતરા-નો ભેદ અમારા વિભાગને હાથ પડતાં ચેતવવા આવી પહોંચ્યો છું. '

થોડી વાર બાદ લાકડાની પગથાર નીચે બારણા પાસે ગુપ્તપણે ગોઠવાયેલા તારો સાથે અબ્દુલ્લાએ બેટરી-ચાર્જ કરી કે એક સાથે ધડીમ્ ધડીમ્ અવાજે ઊઠેલા બાર ધડાકાએ આખી લાકડાની ફરસ-બંધીના ફૂરચા ઉડાડી મૂકયા હતા.

' કોઇક ન સમજાય એવા કારણે પૂરાં સાધન ન પહોંચવાને લીધે જ કાવતરું અધૂરું રહી ગયું છે. ખુદાનો અહેશાન !' એમ અબ્દુલ્લા હિંદી આગેવાનો સામે બોલી રહ્યો હતો.

એ વખતે સાંજ પડી ગયા પછીના આછા અંધકાર વચ્ચે સીંગાપુર શહેરની કોઈ ગલ્લીને ખૂણે કંચનનો હાથ પકડીને સુન્યા કહી રહ્યો હતો ! ખા મારા કસમ ! આ વાતની જાણ તારા કોઈ હિંદી આગેવાનને કરીશ નહિ. એમાં મારું મોત થશે.'

' તો ખા કસમ ! ફરીથી આવા કાર્યમાં કદી તું હાથ નાખીશ નહિ. ' કંચન કહેતી હતી.

' ફરીથી હાથ નહિ નાખું એમ તો ન કહું. તને જાણ કર્યા વગર નહિ હાથ નાખું એટલા કસમ ખાઈ શકું. ' સુન્યા જવાબ દેતો હતો. ' પણ આજ પુરતો મારે એમને શો જવાબ દેવો એ વિષે તો કાંઈ કહેતી નથી ? '

' કહેજે ને કે 'કોઈ જાપાની જાસૂસ મારી પાછળ પડી ગઈ હતી, આપણી આખી પ્રવૃત્તિની જાણ એને ન થઈ જાય માટે થાપ આપવા માટે અવળે રસ્તે ચાલી નીકળ્યો હતો.' જાસૂસ હાથમાં હાથ મિલાવીને જ છૂટી પડી હતી એમ પણ કહેજે ને ?'

આમ કહીને હસતી હસતી કંચન દોડીને હોલ તરફથી થોકેથોક આવતાં હિંદી જનતાનાં ટોળામાં ભળી ગઈ અને પોતાની બા પાછવાડે ચાલવા લાગી.

આ રીતે કંચન ઘર પાસે પહોંચી ત્યારે પોતાની પાછળ જ ચાલી આવતી જોઈને એની બા બોલી ઊઠયાં : ' આ રાંડ કંચન તો આ ચાલી આવે મારી પાછળ, અંજલિ ! હાય માડી ! કાંઈ ગાંડીએ ઊંચા જીવ લેવરાવ્યા છે. કાંઈ ! અત્યાર સુધી તું હતી કયાં ?'

પાસે આવીને કંચનને ગાલે હળવી ધોલ મારતાં અંજલિ બોલી: 'ખરે વખતે હાથતાળી દઈને ભાગી ગઈ હતી કયાં, તોફાની ! રોજ ક્રાંતિકાર ! ક્રાંતિકાર ! થવાની બૂમ મારનારી ગીત ગાવાથી યે ડરી ગઈ ને ? આમ ક્રાંતિ કરીશ કે ?'

'ક્રાંતિ કાંઈ ગીતથી જ થોડી થાય છે ? છૂપાઈ રહેવાથી યે ક્રાંતિ કરી શકાતી હોય તો કરવી એમ તમે જ પાઠ કયાં નથી ભણાવ્યા ?' કહેતી કંચન દોડી ગઈ અને ધડ્ ધડ્ ધડ્ પગથિયાં ચડતી પોતાના બંગલામાં અલોપ થઈ ગઈ.

## ૧૧

# અનેકનો શિકાર—એક

'દરવાન! એઈ દરવાન! નાનાં બાઈસાહેબ ઘેર છે કે?' એકદમ દરવાજા પાસે મોટર ઊભી રાખતો મઝાયલી મોટર-ડ્રાઈવર દરવાનને મોટરમાં જ બેઠો બેઠો પૂછી રહ્યો હતો.

અફીણનો હુક્કો પી પીને ઘેનમાં ઘેરી ગયેલો ચીની દરવાન આંખોનાં પોપચાં માંડ માંડ ઊંચકી, એક વાર વીજળી-બત્તીઓથી જળાહળતા આવાસ સામે નજર ફેંકી, મોટર-ડ્રાઈવર સામે નજર ફેરવતો હતો. મોટર-ડ્રાઈવર સામે આંખ સ્થિર થતાં વેંત એની નજર ફરીથી ચમકારો ફરકાવી જતી હતી અને આંખોનાં પોપચાંને ફરીથી અરધાં બીડી જતો બુઢ્ઢો દરવાન જવાબ દેતો હતોઃ 'બાઇ સાહેબ બહાર ગયાં, હમણાં જ બહાર ગયાં.'

'મામાને ઘેર કે માસીને ઘેર?' મોટર-ડ્રાઇવરના પ્રશ્નમાં અધીરાઈ હતી.

'માસીને ઘેર. નાનાં માસીને ઘેર.' એટલા જ શબ્દો બોલીને દરવાન પાછો પૂરાં પોપચાં બીડી જતો હતો.

મોટરના ચાલુ એન્જીનને વેગમાં મૂકતો મોટર-ડ્રાઇવર માર માર વેગે મોટરને સીંગાપુરના રાજરસ્તા પર ફેંકયે જતો હતો. શીખ અને જાપાની સિપાહીઓની પાસેથી કયારેક કયારેક સલામો મેળવ્યે જતો મોટર-ડ્રાઇવર આગળ વધ્યે જતો હતો. થોડી વારે રાજરસ્તો મૂકીને નાની સડક પકડીને માર્ગ ટૂંકાવતો ટૂંકાવતો એ કોઈ જાણીતી સડક પર ચડીને સડકની બન્ને બાજુ રાતને સમયે બહોળી સંખ્યામાં કિલ્લોલતાં જતાં રાહદારીઓને એ પોતાની નજરમાં પકડયે જતો હતો.

હિંદી વિસ્તાર તરફ ફંટાતા રાજરસ્તા પર ફરીથી ચડતાં એણે દૂરથી એક બાઇને ડાબી બાજુની પગથી પર ચાલી જતી જોઇ. તરત જ પોતાની મોટરનો વેગ ધીમો પાડતા મોટર-ડ્રાઈવરે બાઇની પાસે પહોંચતાં મોટરને પગથારની નજીક લીધી અને પૂછ્યું : 'બાઇસાહેબ ! ચાલતાં ચાલતાં જાઓ છો એ કરતાં આવી જાઓ ને મોટરમાં ? એક મીટરનો એક જ ડોલર.'

જેટલી ઝડપથી રસ્તો કાપ્યે જતી હતી એટલી જ ઝડપ ચાલુ રાખીને બાઇએ પહેલી ક્ષણે મોટર-ડ્રાઈવર સામે નજર ફેંકી, બીજી ક્ષણે આસપાસના વિસ્તાર તરફ નજર ફેંકીને વિસ્તાર માપી લીધો અને ત્રીજી ક્ષણે મોટર-ડ્રાઈવરે ઉઘાડેલા બારણામાં દાખલ થતી આગલી સીટમાં ડ્રાઇવરની પડખે બેસી ગઇ. મોટરે પાછો વેગ પકડી લીધો. બાઈની નજર સામે જ રસ્તા પર હતી, મોડર-ડ્રાઈવરની નજર પણ રસ્તાની જ સામે હતી અને બન્ને વચ્ચે ધીમે ધીમે સવાલ-જવાબ ચાલતા હતા.

મોટર-ડ્રાઈવર કહેતો હતોઃ 'આજે તારી બહેનપણીને ત્યાં જવાનું માંડી વાળ. થોડા દિવસ જવાનું બંધ કરી દે તો યે વધારે સારું.'

એના જવાબમાં ચીની રમણી આંખ ઉછાળીને પૂછતી હતી :

'આટલું કહેવા માટે આટલા વેગે મોટરનું પેટ્રોલ બાળતો આવી પહોંચ્યો છે ? કયા નવા સંયોગોને ખાતર આટલી સલામતી રાખવી જરૂરી છે ?'

ડ્રાઈવર કહેતો હતોઃ 'તારી બહેનપણીનો પ્રિયતમ આજે સવારે ટોકિયોથી અહીં આવી પહોંચ્યો છે. આખો દિવસ જાપાની સેક્રેટેરિયેટમાં ઘૂમીને થોડીવાર બાદ એ તારી બહેનપણીને મળવા આવી પહોંચે છે એમ ગાંગુલી સાહેબને એ કહેતો હતો. મારા ખ્યાલ પ્રમાણે આખા જાપાની જાસૂસ ખાતામાં એના જેવા કાબેલ જાસૂસ આંગળીને વેઢે જ ગણાય એટલા હશે. એટલે...'

'તો મારે ગાંગુલી સાહેબને ત્યાં ખાસ જવું જોઇએ અને

જવાનું ચાલુ રાખવું જોઇએ એના પર સીધી નજર રાખવાનું આવું સુંદર સ્થળ બીજે ક્યાં મળી શકશે?' ચીની રમણી ડ્રાઇવરના વાક્યની વચ્ચેથી જ પોતાના વાક્યને સાંધી લેતાં કહી રહી હતી.

મોટર–ડ્રાઇવર જવાબ દેતો હતો, 'પણ કદાચ એની યે તારા પર નજર મળી જાય તો?'

'તો શું? 'મળી દ્રષ્ટો દ્રષ્ટ' થતાં અમારી વચ્ચે પ્રેમ બંધાઇ જશે એવો તને ડર લાગે છે?' રમણી અવાજમાં તોફાનને ચમકાવતી બોલતી હતી.

'પ્રેમને માથે પૂળો ક્યાં અત્યારે પાથરે છે?' અધીરો ડ્રાઇવર કહી રહ્યો હતો. 'જો એના પર નજર જ રાખવાની જરૂર હોય તો બીજી કોઇને ગાંગુલી સાહેબને ત્યાં મૂકી દઈએ તો પતી જાય ને? જાપાની તંત્ર સાથે સૌથી સારો સંબંધ ધરાવતા ગાંગુલી સાહેબ, નારીસંઘમાં આગળ પડતી હેમાંગિની અને જાપાની જાસૂસ ખાતામાં ઘૂમતો આ અમરેન્દ્ર, એવા ત્રિવિધ જોખમ વચ્ચે તું પોતે રહે એના કરતાં...'

'તો તું પોતે કે. યામોનોટોની મોટર ચલાવતો આ ત્રિવિધ જોખમ કરતાં યે અનેકગણા જોખમ વચ્ચે ખુદ સેક્રેટેરિયટમાં શા માટે બેઠો છે? તારે બદલે બીજા કોઇને ત્યાં મૂકી શકાય એમ નથી?' રમણી ડ્રાઈવરની અધીરાઈ સામે સ્વસ્થતાથી સવાલ પૂછતી હતી.

'સેક્રેટેરિયટમાં તો મારે આટલાં વરસોનો વિશ્વાસ–વારસો છે. એ વારસો બીજા કોને હોય તે આપણે બેસાડીએ?' ડ્રાઈવર પણ સામો સવાલ પૂછતો હતો.

'તો હેમાંગિની સાથે મારે પાંચમા સ્ટાન્ડર્ડથી શરૂ થયેલા સંબંધને આજે દસ વરસ થવા આવ્યાં. મારી પેઠે ત્યાં નિઃશંકપણે કોણ આખા ઘરમાં ફરી શકે?' રમણી જવાબ દેતી હતી.

'પણ...' જવાબ ન સૂઝતાં ડ્રાઈવર ખચકાતો હતો.

'પણ... ને બણ... તારે જરા યે મૂંઝાવાની જરૂર નથી. હા, આટલું કરજે, આવતી કાલથી રાતને વખતે એમનો નારી-સંઘ સ્ત્રીઓ માટે જાહેર વર્ગો શરૂ કરે છે. એમાં નાટકો, ગાયનો વગેરેનો કાર્યક્રમ રચાશે. એ કાર્યક્રમોમાં સીધું જવાનું તો આ પીળી ચામડી માટે તો શકય છે જ નહિ. એટલે હિંદી પોષાક પહેરીને પહોંચવાનો વિચાર કર્યો છે અને પેલી પિનાંગથી ભાગી છૂટેલીનો પત્તો મેળવવાનો ખ્યાલ રચ્યો છે. આખા જાપાની તંત્રના હાથ આટઆટલા માસ ખોટા પાડનાર એ બાઇ કયાંક મળી જાય તો મિત્રરાજ્યો સાથેની અનેક કડીઓ આપણને મળી જાય. પણ નારી-સંઘની સભાઓમાં જતાં કોઇ જોખમમાં આવી પડાય તો છટકવા માટે એની આસપાસના વિસ્તારમાં એ સમયે કોઈક મોટરની વ્યવસ્થા કરી નાખજે.'

'વ્યવસ્થા તો આજથી જ કરીશ, પણ આટઆટલાં કામ તું એકલી તારે માથે ઉપાડીને વધારે પડતાં જોખમમાં નથી અટવાતી જતી?' ડ્રાઇવર કહેતો હતો.

'એ તો કામ વધતું જતું હોય ત્યાં શું કરીએ? મંડળમાં કોના પર ઓછાં કામ અને ઓછાં જોખમ છે એ કહે ને?' રમણી જવાબ દેતી હતી.

વાત કરતાં છતાં બન્નેની નજર રસ્તાની સામે જ હતી. બરાબર હિંદી વિસ્તાર વચ્ચે આવતાં ગાંગુલી સાહેબનું ઘર દૂરથી દેખાયું અને ડ્રાઇવરે મોટરને ધીમી કરી. આઘેના ખૂણે રમણીને નીચી ઉતારી દેતાં પહેલાં ડ્રાઇવરે કહી લીધું: 'જોખમનો ખ્યાલ રાખજે: વધારે પડતું જોખમ વહોરી લઇશ નહિ : ખબરદાર રહેજે.'

'મારી ચિંતા કરીશ નહિ. અને તું યે ખબરદાર રહેજે.' કહેતી રમણી ચાલી નીકળી.

મોટર-ડ્રાઇવરે મોટરને પાછી વેગમાં મૂકીને રાજરસ્તા પર ચડાવી દીધી હતી ત્યારે ચાની રમણી ગાંગુલી સાહેબના બંગલાના ડાબી

પડખેના ખંડનાં પગથિયાં ચડી રહી હતી. કાન માંડે તો અંદરથી હિંદી ગાનના શબ્દો એના કાન પર પડી રહ્યા હતા :

**આજ મેરે ઘર પ્રીતમ આયે...**
**રહસ રહસ મૈં અંગના બુહારું**
**મોતિયન આંખ ભરાયે...ભરાયે...**
**આજ મેરે ઘર...**

'પ્રીતમ આવી પણ ગયા કે? તો હું પાછી જાઉં?' ખંડની અંદર પગલાં માંડતાં ચીની રમણીએ પૂછ્યું.

'તારા જેવી અપશુકનિયાળનાં પગલાં હજી બાકી હોય એ પહેલાં પ્રીતમ ક્યાંથી આવે?' એમ જવાબ દેતી હેમાંગિની આગળ આવીને આવકાર આપતી બોલતી :' આજ તો પિન–પિન કાંઇ વહેલાં વહેલાં?'

'વહેલાં આવ્યા વગર છૂટકો છે! ભણતાં ત્યારે તો કહેતી કે તારા વગર મારાથી જિવાશે જ કેમ, પિન–પિન. એને બદલે હવે—, પોતાનો પક્ષપાત ન દેખાઇ જાય માટે ચાગલી ને લટકુડી થતી કહે છે : 'જરા...જરા...કાલથી વહેલી આવતી જઇશ? જરા...જરા... મારે કામ છે.' 'કામ શું?–તો બાઇને પેલા અગમ અને અકળ અમરેન્દ્ર સાહેબ સાથે પ્યાર કરવો છે.' કહેતી પિન–પિન ખંડમાં આવીને સોફા પર આડી પડી.

'જો પિન–પિન! તને કહી દઉં છું. મારા અમર વિષે કાંઈ બોલી તો...' ખોટો રોફ કરતી હેમાંગિની સોફા પર પિન–પિનની પડખે ભરાતાં જાણે મહા સજા કરવાની હોય એમ આંગળી ઊંચી કરીને બોલી.

'તારા અમરેન્દ્ર મારફત જાપાનીઓને ભંભેરણી કરીને મને પકડાવી દઇશ, એમ ને? પણ જાપાનીઓને હાથે પકડાવું એમાં અમારી પ્રજા માટે કંઇ નવાઇ છે, હેમા? મારે તો સંતોષ કે મારું રૂપ જાપાનીઓને હાથે ચૂંથાશે પણ મારી બહેનપણીનો પ્રિયતમ એ બદલ ઇનામ મેળવશે.' પિન–પિન બોલી.

'ખરેખર, પિન–પિન! તું, તારી જેમ પેલી અંજલિ, બધાં મારા અમર વિષે કેવું ઉટપટાંગ ધારીને બેઠાં છો? મારો અમર સાથે જાસૂસી કરે છે, એટલે તમે એને જાણે નરરાક્ષસ ધારીને બેઠાં છો. અમારા રાષ્ટ્રને માટે કેવાં કેવાં એ જાનનાં જોખમ ખેડી રહ્યો છે એની તમને કલ્પના જ નથી આવતી અને એને અકળ, અગમ એવાં વિશેષણ આપ્યે જ જાઓ છો.' હેમાંગિની પોતાના અવાજમાં માર્દવતાનો સાથ પૂરીને અમર વિષે બોલી.

પોતાનું ધાર્યું નિશાન બરાબર લાગતાં મનમાં હસતી પિન–પિન બોલી: 'જોખમ તો ખરું જ ને? જાપાનીઓ જેવી રાક્ષસી જાતિની સાથે જાસૂસી કરવી હોય તો જોખમ વહોરવું જ જોઈએ ને? એ નગુણી જાતિ કયારે જાસૂસની જાસૂસીનો ઉપયોગ પૂરો થતાં એને ઉડાડી દે એ કયાં કહી શકાય એવું છે?' પિન–પિને બીજું નિશાન ફેંકયું.

'જાણે કેમ મારો અમર જાપાનની જાસૂસી કરવા માટે એમની સાથે રખડતો હોય? તને ખ્યાલ નથી, પિન–પિન! પેલી આઝાદ હિંદ ફોજની જાહેરાત વખતના ધડાકા તથા એ પછી ફોજનાં શસ્ત્રો પર રસ્તામાં પડેલી ધાડ સંબંધે ફોજના જાસૂસોને કોઇક તમારા ચીનાઓ અને મલાયલીઓ પર વહેમ આવ્યો હતો, પણ મારા અમરે ટોકિયો બેઠાં એવી માહિતી મોકલી કે આ કાવતરાં પાછળ કોઈ જાપાનીઓનો જ હાથ છે, એ વાતમાં જાપાની અમલદારોને પણ વધારે તથ્યાંશ હોવાનું સ્વીકારવું પડયું છે. અને પોતાના લોકોનો આવો ભેદ ઉકેલાઈ જાય એથી આ તપાસને ત્યાં જ દાબી દેવા માગતા જાપાની અમલદારો સામે થઇને અમરે અહીં આવતાંવેંત એ લોકોએ સોંપેલા બીજા કામ કરતાં આ કામનો પત્તો મેળવવાનું ઉપાડી લીધું છે. પોતાના તંત્રની સામેની તપાસ ચોડેધાડે ઉપાડી લે એવા જાસૂસને પછી તમારી જેમ જાપાનીઓ પણ અકળ ને અગમ કહે એમાં શી નવાઇ!' હેમાંગિની ગંભીરતાપૂર્વક કહી રહી હતી.

હેમાંગિનીની વાતના શબ્દેશબ્દને પીવા છતાં જાણે એ વાતનું ખાસ મહત્ત્વ ન હોય તેમ બીજી વાતે ચડતાં પિન-પિન બોલી: ‘ઠીક લે. મૂક વાત તારા અમરની. નકામી મારી સાથે ઝગડી પડીશ. જો, મારી વાત સાંભળ. મારે તારું નૃત્ય નથી શીખવું. તારું હિંદી નૃત્ય શીખવાની શરૂઆત કરતાં મારાં હાથનાં આંગળાં ને આંખો ઠરડાઈ ગઈ, તો આખું નૃત્ય શીખી લેતાં કોણ જાણે શા યે હાલ થશે! એ કરતાં હિંદી વેશપરિધાન શીખવ તો યે મારે બસ છે. ઊઠ, ઊભી થા. હમણાં તારો પ્રીતમ આવશે ને મારે ઊઠવું પડશે તો એ શીખવાનું યે મારે લટકી પડશે.’

ઊભી થઈને સામેની સ્ટેન્ડ પરથી ગોઠવી રાખેલાં પોતાનાં હિંદી વસ્ત્રો ઉતારતી હેમાંગિની બોલી: ‘પિન-પિન! એમાં તારો દોષ નથી. હું તો તને પહેલેથી જ કહેતી હતી. અમારી નારીસભાના સમારંભમાં ગીત, નાટક, સંવાદો સાથે સાથે આવા નૃત્યનો કાર્યક્રમ રાખવાનો હતો. એ શીખવવાની શરૂઆત કરતાં જ મોટા ભાગની બહેનો બોલી કે આ નૃત્યના મરોડ શીખવા કરતાં તો શસ્ત્રોનું શિક્ષણ લેવું વધારે સહેલું ને સારું!’

હેમાંગિની પાસે આવીને હિંદી વસ્ત્રો પહેરતી પિન-પિન બોલી: ‘તારી હાથણી જેવી હિંદી સ્ત્રીઓ વળી શસ્ત્રોના શિક્ષણની હિમાયત કરે! બલિહારી છે ને કુદરતની?’

ચણિયા પર બંગાળી ઢબે સાડી પહેરવાનું શીખવતી હેમાંગિની બોલી: ‘તને તો બધી બલિહારી જ લાગે છે. પણ ચાર દિવસ પહેલાં અમે આઝાદ ફોજના સિપાહીઓની કવાયત નીરખ્યા બાદ શસ્ત્રાગારમાં શસ્ત્રો નીરખવા ગયાં હતાં. ત્યારથી કેટલી યે બહેનોની દાઢ સળકી છે અને બહેનોને પણ શસ્ત્રોનું શિક્ષણ આપવું જોઈએ એવી માગણી કરવાની ચોક્કસ ચર્ચાઓ કરી રહી છે. એક દિવસ તારી જ સામે બંદૂક તાકીને ઊભી રહીશ ત્યારે તું એ વાત સ્વીકારીશ.’

'હા, હા, બંદૂક શીખીને મારી જ સામે તું તાકીશ ને ? અંગ્રેજોની સામે પહોંચી શકવાની નથી અને જાપાનીઓ સામે તો નજર પણ કરી શકવાની નથી, એટલે મારા જેવી ગભરુડી ચીનીઓને જ તું નિશાનમાં લઈશ ને ?' પિન--પિન પુરેપૂરો હિંદી વેશ પહેરીને અરીસામાં જોતી બોલી.

એ જ ક્ષણે બહારથી ગાંગુલીનો અવાજ સંભળાયોઃ 'અરે મા હેમા ! હમણાં અમર આવે છે, હો ? ઘણા દિવસનો થાકયોપાકયો આવે છે એટલે થોડા દિવસ એને અહીં રોકવો છે, પણ કામ પાછળ ગાંડો થયેલો એ હા કયાં પાડે છે ? એ હા તારે પડાવવાની છે, હો ?' આટલું કહેતાં પિનપિન પર નજર પડતાં શરદ ગાંગુલી બોલ્યાઃ 'અરે મા ! આ હિંદી છોકરી વળી કઇ ! આને તો મેં અહીં કદી જોઇ નથી ?'

તરત અરીસા તરફથી મોં ફેરવીને હસતી હસતી પિન-પિન બોલીઃ 'ગાંગુલી કાકા ! જો હું હિંદી બની જાઉં તો મને ઓળખો યે નહિ ને ? આનાં કરતાં મારા ભૂંડાભૂખ ચીની વેશ શા ખોટા કે કાકા ઓળખી તો શકે !'

'અરે વાહ રે દીકરી પિન--પિન ? તું છે ? કેટલાં વરસ કહી કહીને આ તારો કાકો થાકયો કે બેટા ! હિંદી વેશમાં સૌંદર્ય છે, સગવડ છે, બધું યે છે. પણ માને શાની ? છેવટે હવે માની ને ?' શરદ ગાંગુલી બોલ્યા.

'માન્યા વગર છૂટકે છે, કાકા ? ભગવાને દીધેલા આ ભૂંડા રૂપને જાપાનીઓથી બચાવવામાં કયારેક આ પોષાક કામ આવી જાય ને ?' પિન–પિન બોલી.

'હા, વાત તો સાચી છે.' એમ કહેતા શરદ ગાંગુલીએ વાત યાદ આવતાં પૂછી નાખ્યુંઃ' અરે હા પિન--પિન ! તારાને મામાને પકડી જવામાં આવેલા એનું શું થયું પછી ?'

'બીજું શું થાય, કાકા ? પચાસેક હજાર ડોલર દીધા અને

સત્તાવાળાઓ માગે એ કાર્યમાં સહાય આપવી એ શરતે છુટકારો થયો. અત્યારે અમારી પ્રજા પાસેથી બીજી એમને કયાં જરૂર છે?'

'હા, ખરું...' કહેતા વિચારમાં ને વિચારમાં ગાંગુલી દીવાનખાના તરફ આગળ ચાલ્યા. તરત પોતે પહેરેલો હિંદી પોષાક બદલાવીને પોતાનો મૂળ પોષાક પહેરતી પિન--પિન બોલીઃ 'લે હેમા ! હું હવે ચાલતી થાઉં. વધારે રોકાઈશ તો તું મને ધક્કો મારીને કાઢવા બેસીશ.'

'ના રે, રોકા ને? અમારા મુલકના પ્રાચીન સાહિત્યમાં સખીની અગત્ય પૂરી આંકવામાં આવી છે અને આજકાલ હિંદી પ્રેમપ્રકરણોમાં સખીઓ જ પ્રેમીકને ફસાવી જાય એવા દાખલા વધતા જાય છે. રોકાવું હોય તો રોકાઈ જા.' હેમાંગિની ખંડનાં પગથિયાં પાસે ઊભી રહીને પિન--પિનને વળાવતાં બોલી.

'એ હિંદી સ્ત્રીઓના હાથમાં શસ્ત્રો નહિ હોય. અહીંની હિંદી સ્ત્રીઓ એ બાબતમાં આગળ વધી ગઈ એટલે ચેતતા ન રહીએ તો સખીનો પ્રેમને બદલે જાન જાય તો ?' કહેતી પિન--પિને થોડાંજ ડગલાં માડયાં ત્યાં સામે જ પોંઓ...ઉં મ્...કરતી સુંદર શેવરોલેટ આવીને આંગણામાં ઊભી રહી.

'અરે મા હેમા ! આ અમર આવ્યો !' એમ દીવાનખાનામાંથી ગાંગુલીજીએ બૂમ મારી કે અમરે મોટરમાંથી નીચે છલાંગ મારી. ધ્વજ ફરકાવતો જતો હોય એવી ગળામાં રંગરંગીન ટાઈ ફરકાવતા જતા ને ટપ્ ટપ્ ટપ્ તાલબદ્ધ પગલાં માંડીને દીવાનખાનાના પગથિયાં ચડયે જતા અમર સામે પાછું વાળીને એક સર્વગ્રાહી નજર ફેંકતી પિન--પિન દરવાજા બહાર નીકળી ગઇ ને થોડીવારમાં રાહદારીઓ વચ્ચે ભળી ગઇ.

એપછી દીવાનખાનામાં શરદ ગાંગુલી, એમનાં પત્ની રાધારાણી, હેમાંગિની અને શિવાનીએ અમરેન્દ્ર સાથે થોડી વાર સુધી વાતો અને હાસ્યના કલ્લોલ ગજાવી લીધા બાદ જમીને અમરેન્દ્ર હેમાંગિની સાથે એના ખંડમાં આવીને સોફા પર આડો પડયો. શણગારથી શોભતા આખા

ખંડના હાસ્ય સાથે હાસ્ય મિલાવતાં હેમાંગિની અને અમરની આંખો હસી રહી હતી અને સામ સામી નોંધાઇ રહી હતી. હજી પરણેલાં ન હોવા છતાં ક્રાંતિકારી પિતાજીએ આપેલી વધારે પડતી છૂટને પૂરેપૂરા સંયમથી શોભાવતી હેમાંગિની પંખો ઢોળતી અમરેન્દ્ર પાસે બેસી ગઈ હતી.

જાતજાતની વાતો ને અભિનયો, સ્વરના લહેકા અને ઉદ્ગાર-વિવિધતાથી પોતાને રસતરબોળ કર્યે જતા અમરેન્દ્રને હેમાંગિની કહી રહી હતી : 'ના અમર ! આટલા વખતે આવ્યો છે ત્યારે પંદર દિવસ તો રોકાવું જ પડશે. બાપુજી પણ કહેતા હતા, તને તો તારા શરીરનું યે ભાન નથી. બીજા કશા ખાતર નહિ તો તારી...'

'અરે ગાંડી ! પંદર દિવસ શું, તારા સાન્નિધ્યમાં પાંચ માસ વિતાવવા માટે કયો કમનસીબ તૈયાર ન હોય ? પણ જ્યારે આપણો દેશ આપણી પાસે કામ માગતો હોય ત્યારે આપણે અંગત પ્રેમમાં પડયા રહેવું જોઇએ એમ તું કહે છે ?' અમર એકેએક શબ્દને રસથી ઓગાળી ઓગાળીને બોલી રહ્યો હતો.

'પણ દેશનાં કામ તો અમે ય કરીએ છીએ અને અહીં સીંગાપુરમાં સૌ કરે છે. તું જ જાણે નવી નવાઇનો કે જેને એક ક્ષણનો યે આરામ લેતાં દેશદ્રોહ થતો લાગે !' હેમાંગિની પંખો ઢોળવાનો વેગ વધારતી બોલી.

'પણ તારા સીંગાપુરમાં નલિન અને બુધસિંગ, રોબર્ટ અને એલેકઝાંડર એવાં બંગાળી કે શીખ, યુરેઝિયન કે ક્રિશ્ચિયન–એકેએક જાતિનાં નામ અને વેશપરિધાન કરીને જાસૂસી કોણ કરી શકે તેમ છે, એ કહે ને ? પિનાંગમાંથી પકડાતી વખતે રાખેલું એલેકઝાંડર નામ તો હજી યે જાપાનીઓ નથી ભૂલતા અને તેઓ મને અમરેન્દ્રને બદલે 'એલેકઝાંડર' જ ઉપનામ માનપૂર્વક દેવા માગે છે.' અમરેન્દ્ર ગર્વપૂર્વક બોલ્યો. 'અહીં જ હજી યે પેલો આઝાદ હિંદ ફોજની રચના સમયના ધડાકાનો પ્રસંગ કે હિંદી ફોજનાં શસ્ત્રો

પરની ધાડનો ભેદ કોઇ ઉકેલી શકયા નથી. મિત્રરાજ્યોના જાસૂસો કે જૂના છટકી ચૂકેલા જાસૂસોનો કોઇ પત્તો મેળવી શકયા નથી. આઝાદ હિંદ ફોજ એકલા સિપાહીઓ પર નથી ચાલતી, હેમા. આવા કેટલાયે કાંટા રસ્તા પરથી સાફ કરીએ ત્યારે એ ચાલી શકે. આવા કાંટા સાફ કરવાનું કાર્ય કેટલો વખત, વિચારણા ને જોખમ માગી લે છે એ તમે સમારંભો ને નાટકોના કાર્યક્રમ યોજનારી નારીસંઘની સ્ત્રીઓ કેમ સમજી શકો ?'

સ્ત્રીઓનું નામ આવતાં અચાનક હેમાંગિની વાત પલટાવતી બોલી : 'સાચું કહેજે, હેં અમર ! આ કામમાં તારે સ્ત્રીઓના સંપર્કમાં આવવું પડે ખરું કે નહિ ?'

'આવવું યે પડે. અત્યાર સુધી અનેકના પ્રસંગમાં આ તારો અમર આવી ગયો છે, હેમા. પણ કોઇને કહું તો મને ગાંડો ગણે, પણ અમારા જાસૂસીના કાર્યને હું તો યોગની કક્ષામાં મૂકું છું. ગમે એટલી સ્ત્રીઓ સાથે પ્રસંગમાં આવવું પડે, પ્રેમના આલાપ, પ્રલાપ ને વિલાપના સ્વાંગ પણ સજવા પડે. તે છતાં યે તારા સમી હૃદયમૂર્તિ પ્રત્યે જ હૃદયનો પ્રેમભાવ અખંડ રાખીને એ બધી પૂતળીઓ વચ્ચેથી આરપાર નીકળી જવું એ જેવી તેવી વાત નથી. હેમા હું કબૂલ કરું છું, એક પુરુષ હોવા છતાં કબૂલ કરું છું કે હેમા, એવા લાગણીભર્યા કસોટીના પ્રસંગોએ તારા જ પ્રેમની જ્યોતે મારો રાહ ઉજ્જવળ રાખ્યો છે.

'પ્રેમની વાત જવા દઉં તો યે, અનેક સૌંદર્યસાર રમણીઓ જોઈ નાખેલી તારા અમરની આ આંખોએ તારા સૌંદર્યને આંબી શકે એવું હજી સુધી તો એકય રૂપ નથી નીરખ્યું. મારી હેમાનું રૂપ કયાંય મળવાનું છે ?'

આમ કહેતાં અમરેન્દ્રે હેમાંગિનીના મુખ સામે પોતાની ભાવભરપૂર આંખો ફેરવી. એના સમગ્ર મુખ પર પ્રેમભાવ છલકી રહ્યો હતો. એવા જ પ્રેમભાવમાં છલકતી હેમાંગિની ક્ષણભર નિર્નિમેષ અમરેન્દ્ર

સામે આંખો તાકી રહીને વધારે ભાવમાં લપેટાતાં બોલી : 'જા, જા ! મારામાં તે એવું કયું રૂપ છે ? એ તો તારી આંખોનો ભાવ મારામાં કલ્પનાનું સૌંદર્ય આરોપીને ભોળવાતો હશે. મારા રૂપને યે ટક્કર મારે એવાં કંઇક સ્ત્રીઓનાં સૌંદર્ય પડયાં હશે.'

'મારી આંખો કલ્પનાનું સૌંદર્ય નીરખે છે તો તું યે કલ્પનાની જ વાતો કરે છે ને ? એ કરતાં ઇંદ્રદેવની કોઇ ઉર્વશી કે મેનકા જેવી અપ્સરાનું કાલ્પનિક નામ દઇ દીધું હોત તો ચાલત. કોઇ એવી રમણીઓને તેં સાચેસાચ નીરખી હોય અને આમ કહે તો યે કાંઇક પ્રમાણ.' અમરેન્દ્રે એટલા જ ભાવથી સામો જવાબ દીધો.

'કઇકની વાત જવા દઉં તો, થોડાક વખત પહેલાં એક સ્ત્રી જોઇ હતી. પણ શાં એનાં રૂપ હતાં ? જાણે એકેએક અંગ સપ્રમાણ, સપ્રમાણ શરીરને જ શોભાવતો રંગ, રંગને જ ઓપ આપતો કંઠ અને આ બધાને સૌરભ આપતી અમારી જાતને અનુરૂપ લાગતી નારીસહજ લજ્જા...' હેમાંગિની સૌંદર્યનું વિગતથી વર્ણન કરતી બોલી.

'ઓહોહો ! એટલી બધી સુંદર ? જાણે તેં તો કોઇ પ્રથમ દરજ્જાની યુરોપિયન સિનેમા-સ્ટારનું વર્ણન કરી નાખ્યું.' અમરેન્દ્ર સૌંદર્યની વાતમાં રસ લેતો બોલ્યો.

'ના, ના, યુરોપિયનોમાં તો શાં રૂપ બળ્યાં છે ? આ તો કોઈ હિંદી રમણી જ. હિંદી રમણીનાં રૂપને એ ગધેડા જેવી ધોળી ચામડી કદી પહોંચી શકવાની હતી ?' હેમાંગિનીએ જવાબ દીધો.

'પણ એમ હોય તો તેં એને કયાં જોઇ એ કહે ને ? દાખલા, પ્રમાણ વગર હું ન માનું.' અમરેન્દ્ર જરાક વધારે રસ લેતો બોલ્યો.

અમરેન્દ્રના રસને પહેલી જ વાર નીરખતાં હેમાંગિની પાછી હઠતી બોલી : 'રૂપ તો ખરૂં, એનામાં કોઇક ખોટ હતી. જાણે સોનાની થાળીમાં લોઢાની મેખ. એના મોઢા પર કયાંક એવું લાલ લાખું હતું કે આખા રૂપને રોળી નાખતું હતું.' જેના સૌંદર્યનું

પોતે વર્ણન કરી ગઈ, એને જરા નીચી કક્ષાએ ખેંચતી હેમાંગિનીએ કહ્યું.

'પણ એને કયાં જોઈ એ તો તું કહેતી નથી અને નકામું વર્ણન લંબાવ્યે જાય છે.' કહેતો અમરેન્દ્ર સોફા પર અર્ધો બેઠો થઇ ગયો.

હેમાંગિની યાદ કરતી હતી. હળવે હળવે એની સામે ડોકટર જોસેફના બાબાની વર્ષગાંઠને દિવસે શિવાની જેના કાનની લટ ઊંચી કરીને લાખાનો લાલ ચાંદલો નીરખતી હતી એ એની કેથેરાઇન હેમાંગિનીને યાદ આવી. ત્યાં તો ફરીથી અમરેન્દ્ર બોલ્યો:

'બાઇ ઘણી સુંદર હતી? સામાન્ય રીતે સ્ત્રીઓ હોય છે એના કરતાં વિશેષ સુંદર?'

જે એની કેથેરાઇનની સુંદરતા વિષે અંજલિએ જ હેમાંગિની પાસે વખાણ કર્યાં હતાં, અને જેનું રૂપ નીરખવાને દિવસે જ એના અપરૂપ ગાનવૈભવ પ્રત્યે માનની સાથે જ સ્ત્રીસહજ ઇર્ષ્યા મનમાં સંઘરીને હેમાંગિની પાછી ફરી હતી એના જ વિષે પોતાના પ્રિયતમને આટલી ઉત્કંઠાથી પૃચ્છા કરતો જોઈને હેમાંગિની ઝબકી. નારીસહજ ઇર્ષ્યામાં લપેટાતી એણે ગુલાંટ મારી: 'હા,...ના...રૂપાળી તો ઠીક હતી. પણ કયાં જોઇ એ ખ્યાલમાં નથી આવતું.' જાણે ઊંડેથી યાદ કરવા પ્રયત્ન કરતી હોય તેવો દેખાવ કરતી હેમાંગિની બોલી.

'પણ એને તેં જોઇ તો અહીં સીંગાપુરમાં જ ને?' અમરેન્દ્રે જેટલી માહિતી મળે એટલી મેળવી લેવા પૂછ્યું.

'હા, જોઈ તો અહીં સીંગાપુરમાં જ. પણ તારે એ બાઇની શી જરૂર પડી?' હેમાંગિનીએ પૂછ્યું.

હેમાગિનીનો સામો પ્રશ્ન આવ્યો ત્યારે જ પોતે અધીરાઇમાં જરા આગળ નીકળી ગયો છે એમ સમજી જઇને અમરેન્દ્રે વાતને રોળીટોળી: 'એ તો અમસ્થો જ. આવા અપરૂપ સૌંદર્યને એવું લાખું ધૂળમાં મેળવતું હોય ત્યારે એ બાઇ માટે દયા જ ઊપજે ને? બીજું શું?' એમ કહીને જાણે એ વાતની જરા યે અગત્ય ન હોય

અને પોતે થાકીને જ સોફા પર બેસી ગયો હોય એવો દેખાવ કરતો અમરેન્દ્ર બીજી વાતો તરફ વળ્યો. ઘડીક વારમાં તો એની રસાળ જીભ અને ઉચ્ચ કાબેલિયતે હેમાંગિનીને મીઠા પ્રેમપ્રલાપમાં ખેંચી લીધી હતી. એ પ્રેમપ્રલાપમાં યે વારંવાર હેમાંગિનીને યાદ આપી રહ્યો હતો કે જોજે, ખ્યાલ રાખજે, અહીં વાત કરું એનો એક શબ્દ ય કોઇને કાને ન જાય. નહિ તો તારો અમર હતો ન હતો થઈ જશે. તું તો મારી જીવનદેવી છે, એટલે તને બધું કહેવાય, પણ......'

બીજે દિવસે બપોરે જાપાના સેક્રેટેરિયટના ઉદ્‌ઘાટન સમયે જ દરવાજામાં પ્રવેશ કરતી શેવરોલેટમાંથી છલાંગ મારતો અમરેન્દ્ર 'ઇવાકુરો કીકાન'ના સાદા નામથી ઓળખાતા હિંદી જનતા સાથે સંબંધ ધરાવનારા જાપાની ખાતાના અંદરના વિભાગમાં ડાબા હાથની મૂઠીમાં દબાવેલો બિલ્લો બતાવતો માર્ગ કાઢતો અંદર ચાલ્યો જતો હતો. બહારથી માત્ર નાગરિક ખાતાનો જ સ્વાંગ સજીને ઊભેલા એ ખાતાના પાછલા ભાગના જાસૂસી ખાતાના ઓરડાઓને બારણે ઊભેલા ચોકિયાતો અમરેન્દ્રને જોતાં માનભેર નમન કરતાં બારણાં ઉઘાડી આપતા હતા અને અમરેન્દ્ર આગળ ચાલ્યો જતો હતો.

છેક છેલ્લા ઓરડામાં જઇને જાસૂસીના ખાતાના વડા કાસારા તેજુશો નામના અમલદારની સાથે બેઠક લેતાં અમરેન્દ્ર કહી રહ્યો હતો : 'અહીંથી કાલે સાંજે નીકળ્યા બાદના ૧૮ કલાકમાં સાંપડેલી માહિતી મને કહે છે કે : (૧) આઝાદ હિંદ ફોજમાં જ મિત્રરાજ્યોની જાસૂસી કરનાર માણસો પડ્યા છે. શકદાર માણસો સામે ચોક્કસ પુરાવા–પ્રસંગો મારા કબજામાં છે. (૨) અહીંના જ કેટલાક હિંદી આગેવાનોનાં ઘરો શંકાજનક લાગ્યાં છે. તેઓનો જાપાની સામ્રાજ્ય સાથેનો સહકાર કોઈ ઢાંકપિછોડા સમો હોવાની શંકા સબળ કરતી એમની હિલચાલ પુરવાર કરી શકું તેવી સ્થિતિમાં છું. (૩) મિત્ર-રાજ્યોની એક જબરી જાસૂસ માર્ગારેટ ફ્લેન્ડર્સ–જેણે મને પિનાંગમાં ફસાવ્યો હતો પણ આપણા સામ્રાજ્યના બળે હું છૂટવા પામ્યો—

સીંગાપુરમાં જ છે અને હિંદી વસ્તીમાં જ એનો વસવાટ હોવાનાં પૂરતાં કારણો છે.

'હાલ તુરત આ ત્રણે ભેદો ઉકેલવા હું સૂચવું એ પગલાં નહિ ભરવામાં આવે તો આપણા સામ્રાજ્ય સામે અનેક જોખમ ઊભાં છે.'

અમરેન્દ્રની વાતો સંપૂર્ણ માનપૂર્વક અને સંપૂર્ણ શાંતિથી સાંભળ્યા બાદ કાસારા તેજુશો એટલી જ સ્વસ્થતાપૂર્વક બોલ્યાઃ 'તમારી આટલી ઝડપી પ્રવૃત્તિ માટે અભિનંદન આપીને એનું માન કરું છું અને કદર પણ કરું છું. પરંતુ આમાંના મોટા ભાગના મુદ્દ હિંદી વસ્તી સાથે સંબંધ ધરાવનારા છે. હિંદી વસ્તી સાથે અમારે કેટલાં બંધનો વચ્ચે રહીને કામ લેવાનું છે એના કે. યામોનોટો સાહેબના આ નિયમો વાંચી જશો તો અમારી મર્યાદાનો તમને ખ્યાલ આવશે. નિયમનો ભંગ અને શિરોચ્છેદ અમારા કાયદામાં પર્યાય–શબ્દો છે.'

એમ કહીને કાસારા તેજુશોએ અમરેન્દ્રના હાથમાં નિયમાવલિ મૂકી.

'આ નિયમાવલિથી કામ કેમ ચાલે? જાસૂસી કેમ થાય? આ તો કામ કરવા માટેની નિયમાવલિ છે કે કામ અટકાવવા માટેની?' અમરેન્દ્ર બોલ્યો. થોડી વાર વિચારમાં અટકતાં એણે પ્રસ્તાવ મૂક્યોઃ 'મને નહિ તો છેવટ મદદનીશ સત્તાધીશ સાહેબ પાસે મારા મુદ્દાઓ રજૂ કરવાનો પ્રસંગ ન મેળવી આપો?'

કાસારા તેજુશોએ જવાબ આપ્યોઃ 'તમારા મુદ્દાઓની કદર કરું છું, તેમ જ તમે અત્યાર સુધી જે હકીકતો લાવ્યા છો એની ઊંચી કાબેલિયત તમને વડા સત્તાધીશની મુલાકાતના અધિકારી બનાવી દે છે. પણ એવા સત્તાધીશને મળવા માટેની આપણા ખાતાની મર્યાદાઓ તમે જાણતા જ હશો. મારે ય મળવું હોય છે ત્યારે ત્યારે સો માગણીમાં નવાણું નકારાય છે.'

'કોઈ પણ પ્રયત્ને એકાદ વખત મળવાનું બની શકે?' એટલી જ અધીરાઇ અને ભારથી અમરેન્દ્ર માગણી કરતો રહ્યો.

'એકાદ વખત પણ મળવાનો પ્રસંગ મળે તો તમે જરૂર સત્તાધીશ સાહેબને તમારા મુદ્દા ગળે ઉતરાવી શકો. આ નિયમાવલિની પકડ પણ કાંઈક ઓછી થાય. પરંતુ એ શકય જ નથી. હા, એટલું વચન આપું છું. તમારા મુદ્દા યોગ્ય અધિકારીઓ મારફત પુરતા વજન સાથે સત્તાધીશ સાહેબ પાસે વહેલી તકે જરૂર રજુ કરાવી દઈશ. હાલ એટલાથી સંતોષ માનશો તો આગળ વળી માર્ગ નીકળતો રહેશે.' સંપૂર્ણ શાંતિથી કાસારા તેજુશો અમરેન્દ્રના જવામાં નિર્ણયપૂર્વક બોલ્યે ગયા.

'ઠીક ત્યારે–' કહીને ધાર્યું કામ ન થવાથી ઊંડો શ્વાસ મૂકતો અમરેન્દ્ર ઊભો થયો.

થોડી વાર બાદ જ્યારે એની મોટર સેક્રેટેરિયટ છોડી સીંગાપુર તરફ ઊપડી રહી હતી ત્યારે એની પાછળ પાછળ શંકારહિત અંતર જાળવતી જાપાની જાસૂસની બીજી મોટર અમરેન્દ્રની મોટરનો પીછો પકડતી અનુસરી રહી હતી.

આ પ્રસંગ બાદ ત્રીજે દિવસે જાપાની મદદનીશ સત્તાધીશ મેજર નાશાકીના યાશીમા અને કેપ્ટન તારો યામોનોટો વચ્ચે એમની મુખ્ય ઓફિસમાં ધગધગતા શબ્દોની લેવડદેવડ થઇ રહી હતી.

મેજર યાશીમા ગર્જતા કહી રહ્યા હતા: 'તમારે હિંદી વિસ્તારમાં આટલી તપાસ કરવાની વ્યવસ્થા કરી આપવી પડશે.'

મેજર યાશીમાના ગરજાટ સામે એટલી જ શાંતિ અને અદબ જાળવતા કેપ્ટન યામોનોટો જવાબ આપતા હતા:

'આપનો હુકમ મારે શિરસાવંદ્ય. પણ આપનો હુકમ હિંદી વસ્તી સાથે વ્યવહાર રાખવાના મને કેન્દ્રીય સત્તા તરફથી જે હુકમો મળ્યા છે એની મર્યાદા ઉલ્લંઘી જાય છે, એટલે હું એને સવિનય અમલમાં નહિ મૂકી શકું, સાહેબ.'

'જે જાપાની દૈવાંશી સામ્રાજ્યે સફેદ ચામડીને પોતાના ચરણે નમાવી છે એ સામ્રાજ્યનું હિંદી વસ્તી સાથે આવો નમાલો વર્તાવ રાખીને અપમાન લંબાવવાનું હવે હું પસંદ કરતો નથી. જાપાની શ્રેષ્ઠતમ

લોહી જગત પર સામ્રાજ્ય કરવા સરજાયેલું છે, નહિ કે સંબંધને દાવે નીચું પડવા. ’ મેજર યાશીમા કહેતા હતા.

‘ પણ, જાપાની દૈવાંશી સામ્રાજ્યના હિત ખાતર જ આ નીતિ નક્કી થયાની મને માહિતી છે. ’ કેપ્ટન યામોનોટો કહેતા હતા.

‘ તમારી માહિતી પાયાદાર હશે, પણ હવે એ નીતિનો અંત આવવો જોઇએ. હિંદી સંઘ વહેતો થઇ ગયો છે, આઝાદ ફોજ રચાઇ ગઈ છે, ફોજની કેટલીક ટુકડીઓ બર્મામાં હિંદની સરહદે પહોંચી ગઇ છે. નીતિનું કાર્ય પૂરું થયું છે. હવે તો એ નીતિએ સર્જેલા તંત્રનો ઉપયોગ કરવાનું જ સામ્રાજ્ય માટે બાકી રહે છે. ચીનના પચાસ કરોડને પોતાના આધિપત્ય નીચે લાવનાર સામ્રાજ્ય સાથે સમકક્ષાએ મૂકવામાં આવે તો જ આઝાદ હિંદ ફોજ લડે એવી હિંદી સંઘની માગણીને હવે ઠોકરો મારવાનો સમય આવી ગયો છે. જેમ આપણા હાથમાં ચીની, મલાયલી અને પરાજિત એકેએક પ્રજાનાં લશ્કરો લડે છે એમ હિંદી લશ્કરોએ લડવું જોઇએ, નહિ તો એમને બંદૂકની અણીએ લડાવવાની સામાજ્યમાં પૂરતી સત્તા છે.

‘એને બદલે હિંદીઓની માગણીથી ઓલ મલાયન મુસ્લિમ કલબ બંધ કરી દેવા સુધીનું પગલું ભરનાર આ ઢીલી ની તિ હિંદી વસ્તીના નિરીક્ષણમાં યે વિવેકની હીનતા બતાવે એ હું હવે નહિ ચલાવી શકું. હિંદીઓને એમના પ્રદેશમાં સ્વાતંત્ર્ય, કાર્યમાં સ્વાતંત્ર્ય, આ બધાં સ્વાતંત્ર્યની પરાકાષ્ટા હવે આવી ગઇ છે. એ પરાકાષ્ટાનો અંત હવે આવવો જ જોઈએ.’ મેજર યાશીમાના એકે એક શબ્દ કોઇ જાણે સામ્રાજ્યશાહી તુમાખીનો અવતાર ધારણ કરીને સરતા હતા.

‘આપ અધિકારી છો, પણ મારી આંતરિક જાણ પ્રમાણે આપણા સામ્રાજ્યની શકિત એની મર્યાદારેખાને પહોંચી ગઇ છે. એ ખ્યાલને સામે રાખીને જ હિંદ પ્રત્યે આક્રમણની નહિ, પણ સહકારની નીતિ ધારણ કરવામાં આવી છે. એ મર્યાદાનું ઉલ્લંઘન સામ્રાજ્યને જ જોખમમાં મૂકશે.’ કેપ્ટન યામોનોટો કહી રહ્યા હતા.

'આવી ડરપોક અને હીન મનોવૃત્તિ ધરાવનાર અમલદારોનાં જ મગજની વિચારણાનું એ પરિણામ હશે, સામ્રાજ્યની સાચી સ્થિતિનું નહિ. આજથી મારે એ વિચારણાની સાફસુરી કરવા માટે કડક નિયમાવલિ ફરમાવવી પડશે અને તમારે એ નિયમાવલિ અનુસાર વર્તવાનું રહેશે.' જાણે અત્યારે જ એ નિયમાવલિ અમલમાં મૂકવાની હોય એવી તુમાખીથી મેજર યાશીમા બોલી રહ્યા હતા.

'એ નિયમાવલિ અધિકૃત સહીથી અમલમાં આવશે ત્યારે એનો અમલ કરવાની તાબેદારની ફરજ ગણાશે, પણ સાથોસાથ એ નિયમાવલિ ખુદ સામ્રાજ્યને જ જોખમમાં મૂકી દેશે એવી અંગત માન્યતા અનુસાર મારે અને મારી વિચારણાના અન્ય અફસરોને છૂટા થવું પડશે.' કેપ્ટન યામોનોટો જવાબ આપતા હતા.

'સામ્રાજ્યના દૈવી ખ્યાલને નિર્બળ બનાવનાર આવી વિચારણાના થોડાક અમલદારના વિલોપનથી ઊલટું સામ્રાજ્ય-સ્થાપનાનું કાર્ય સરળ બનશે. સામ્રાજ્ય વિશેષ ઝડપી ગતિએ પોતાની વિજયકૂચમાં આગળ ધપી શકશે.' કહેતાં મેજર યાશીમાએ ચર્ચા પૂરી થયાની જાણ કરી.

કેપ્ટન યામોનોટો લશ્કરી શિસ્ત મુજબ ઉપરી અધિકારીને નમન કરીને પોતાની ઓફિસમાં ગયા ત્યારે એમના મુખ પર દુઃખ અને ચિંતાની છાયા પ્રસરી ગઇ હતી. થોડી વાર બાદ જ્યારે એ હિંદી વસ્તી-પ્રદેશમાં હંમેશ મુજબ નિરીક્ષણ અર્થે બહાર નીકળ્યા ત્યારે એમને નમન કરીને મોટરનું બારણું ઉઘાડી આપતા મલાયલી મોટર-ડ્રાઇવર ઇસ્કંદરની હંમેશ હસતી આંખો એમના મુખ પર છાયેલાં દુઃખ અને ચિંતાની છાયાને પકડી રહી હતી.

બીજા દિવસથી સીંગાપુર શહેરના જાપાની •સેક્રેટેરિયટમાં કોઇ અકલ્પ્ય ગરમી આવી ગઇ હતી, શહેરમાં ઘૂમતા જાપાની અફસરોની ગતિમાં અકલ્પ્ય ઉછાળો આવી ગયો હતો, જાપાની સિપાહીઓની ટેડાઈ વિશેષ તંગ બનતાં હાથના દંડા અને પિસ્તોલની પકડ વિશેષ

મજબૂત બની ગઇ હતી અને જાપાની જાસૂસોની આંખો વિશેષ વેધક બનીને એકેએક શંકાજનક સ્થાનોની આરપાર ઘૂમી રહી હતી. અત્યારસુધી એમને માટે પ્રતિબંધિત ગણાયેલા હિંદી વિસ્તારમાં એમની અવરજવર બેફામ વધી ગઇ હતી.

થોડા દિવસ બાદ જૂની કન્યાશાળાના જાહેર મકાનમાં કોઇક સમારંભ ઊજવીને હિંદી નારીસંઘ રાત્રિને વખતે વિખેરાઈ રહ્યો હતો. પોતાના કાવ્યમય કંઠોમાં પુરુષત્વ ઉમેરીને 'વંદેમાતરમ્' અને 'આઝાદ હિંદ ઝીંદાબાદ !'ના સમૂહ-ઘોષથી ઉજવણીનું સમાપન કરતો નારીસમૂહ દરવાજામાંથી ટોળેટોળે બહાર નીકળતો હતો અને ચારે બાજુના રસ્તાઓ તરફ છૂટો પડીને વહેતો થતો હતો.

નારીસંઘના સમૂહઘોષ સાંભળીને કન્યાશાળાની સામેના રસ્તા પર ચાલ્યો જતો રાહદારી સમુદાય ઘડીભર ઊભો રહી જતો હતો અને હિંદી નારીઓના રંગરંગીન પોષાકો સામે નજર ફેંકીને પાછો ચાલી નીકળતો હતો. કન્યાશાળાના મકાન આસપાસ ઊભેલા રેંકડીવાળા અને ઘરાકો ટીકીટીકીને નારીસમૂહને નીરખી રહ્યા હતા. એમાંથી કોઈક જાપાની આંખો સૂચક રીતે પણ નારીસમૂહ માથે મંડાઇ રહેતી હતી

નારીસંઘના છૂટા પડેલા સમૂહો સાત-આઠની સંખ્યાથી કમ થઇને કયાંક કયાંક બે-ત્રણની સંખ્યા સુધી પાંખા પડી ગયા હતા. એમાં યે કયાંક કયાંક રડીખડી એકલદોકલ સ્ત્રી પણ પોતાનો એકડો નોંધાવીને એકાકી વ્યક્તિત્વનું પ્રતિનિધિત્વ પૂરી ચાલી જતી હતી.

એ સમૂહો વચ્ચે થઇને પોતાનો માર્ગ કાઢતી, કોઈની નજર ન ખેંચે એવાં સામાન્ય કપડાં પહેરેલી એક સ્ત્રી ઝડપભેર આગળ વધી રહી હતી વાતોનો બોજ વધતાં ધીરાં ડગલાં ભરતા અન્ય નારી--સમૂહોને વટાવતી એની ચાલની ત્વરામાં કોઇક તેજસ્વિતા પણ હતી.

રાજરસ્તા પર પડતી ચારેક ગલીઓ વટાવ્યા બાદ કયારેક કયારેક પાછી નજર ફેંકી લેતી એની વેધક દૃષ્ટિ ઝડપભેર આગળ

નિશાન નોંધ્યે જતી હતી. વળી વિશેષ ત્રણેક ગલીઓ વટાવ્યા બાદ પીઠ પર ઢળકતા સાડીના છેડાને આગળ ખેંચીને સોડિયું વાળી લઇને અદબભેર એવી ને એવી ગતિએ એ બાઇએ પોતાનો પંથ કાપવો શરૂ કર્યો હતો.

બાઇએ સોડિયું વાળ્યું એ ઘડીએ સાતમી ગલ્લીને ખાંચે ઊભેલી એક મોટર ઘુરૂરૂર અવાજે વહેતી થઇને ચાલી નીકળી હતી અને રાજરસ્તા પર થઇને શહેરી વિસ્તાર તરફ ઘડીવારમાં અલોપ થઈ ગઈ હતી.

બરાબર આ વખતે કોઇ બાંઠકો જાપાની પોતાના હાથમાં છત્રી ઉલાળતો એ જ રસ્તા પર સિસોટી વગાડતો વગાડતો જાણે નિર્હેતુક ચાલ્યો જતો હતો. એની નિર્હેતુક નજર કયારેક કયારેક પેલી બાઇને પોતાના દૃષ્ટિક્ષેપમાં પકડતી જતી હતી.

ઠીક ઠીક પંથ કાપ્યા બાદ ક્રોસ-રોડ પસાર કરીને બીજો રસ્તો લેતી વખતે જાણે પગ અચડતો પડયો હોય એવો દેખાવ કરીને પેલી બાઇએ પાછળ નજર કરી ત્યારે અચાનક એને પેલો બાંઠકો જાપાની દેખાયો. પહેલી જ ક્ષણે જરાક શંકા અનુભવીને બાઇએ પોતાનો પંથ એ જ રીતે આગળ કાપવો શરૂ કર્યો. ગલ્લીઓ પર ગલીઓ પસાર થતી ગઇ અને બાઇની શંકા વધતી ગઇ.

છેવટ બાઇને દાખલ થવાનો આવાસ નજીક આવવા લાગ્યો ત્યારે અનેક કળાથી પાછળ નજર ફેંકી લેતી એની આંખોમાં શંકાએ સજ્જડ સ્થાન લઇ લીધું હતું અને બાઇએ પોતાનું ગમ્યસ્થાન પડતું મૂકીને પંથ ચાલુ રાખ્યો હતો.

ગલીઓ પર ગલીઓ પસાર થતી રહી. બાઇ ચાલતી રહી, પાછળ બાંઠકો જાપાની લહેરથી અનુસરતો રહ્યો.

શહેરી વિસ્તાર છોડીને બાઇ શહેર બહાર આવી પહોંચી, આછા અંધારિયા મલાયલી-ચીની-હિંદી ગરીબ વિસ્તારમાં એ એકધારી સ્વાભાવિકતાથી આગળ વધતી રહી. બાઈના આટલા લાંબા પંથની

આટલી સ્વાભાવિકતાએ જાપાનીને પોતાની શંકામાં પે શંકા કરતો કરી મૂકયો. ડગમગતી શંકામાં એ અન્ય મદદ માગવાને બદલે એમ ને એમ એકલો ચાલતો રહ્યો.

આછો અંધારિયો એ વિસ્તાર. લાંબી ગલ્લી. આગળ બાઈ. દૂર દૂર પાછળ એ જાપાની. એ રસ્તા પર થઈને દવાની શીશીઓ અને શાકભાજી ભરપૂર બે-ચાર થેલીઓ ઉપાડીને ચાલ્યા જતા મહાત્મા કૈલાસનાથે જાપાનીને જોયો. હમણાં હમણાં હિંદી વિસ્તારમાં વિશેષ ઘૂમતા આવા જાપાનીઓએ એમના મનમાં ચિંતા ઊભી કરી હતી એટલે આ જાપાની પ્રત્યે મંડાઈ ગયેલી એમની આંખોમાં ફરીને ચિંતા ફરકી ગઇ.

બરાબર એ વખતે લાંબી ગલ્લીને સામે છેડે પહોંચી ગયેલી પેલી સ્ત્રી પોતાનાં ચંપલ સરખી કરતી હોય એમ નીચી નમી અને બીજી ક્ષણે વળાંક વળી ગઈ. આટલા અંતરે બાઈ અલોપ થતાં પોતાની ઢીલી પડેલી શંકા અને ગતિના વેગને વધારતો જાપાની ઝપાટાબંધ આગળ વધ્યો.

જેવો એ ગલ્લીને સામે છેડે પહોંચીને વળાંક વળ્યો એ જ ક્ષણે એના પર અંધારામાંથી બે માણસો તૂટી પડયા. એકના હાથ એના મોઢા પર મંડાઈ ચૂકયા હતા, બીજાના હાથ એના ગળા આસપાસ વીંટાઇ ગયા હતા. પહેલી ક્ષણે બે માણસોની પકડમાં આવી ગયેલા જાપાનીએ ઢીલા શરીરને તંગ કરી દીધું હતું અને સામનો આદરી દીધો હતો. ધડાધડ મુક્કા, પછાડ અને ધક્કાને અંતે જાપાની નીચે પડી ગયો હતો અને બન્ને માણસો એના પર ચડી બેઠા હતા. એકની કમરેથી નીકળેલા ખંજરને જાપાની કોઈ રીતે લાગ લેવા દેતો ન હતો અને સામસામી પછાડોએ રાતના અંધકારને વિશેષ ભયાનક કરી મૂકયો હતો. આટલી ભયાનકતા વચ્ચે સિસકારો એ ન બોલાવતા એ નિશાચરોની નિઃશબ્દતા ભારે ભયંકર હતી.

એ જ વખતે ત્યાંથી પસાર થતા મહાત્માએ પછાડોના

અવાજ સાંભળ્યા અને અવાજ તરફ દોટ મૂકી. છેલ્લો લાગ લઈને ઉપર ચડેલો એક માણસ ખંજરની અણીને જાપાનીની છાતીમાં પરોવી દે એ પહેલાં છલાંગ મારીને મહાત્માએ એના હાથને પાછળથી પકડી લીધો હતો.

ખંજર પકડનારના હાથને પોતાની કસરતી તાકાતથી ઊભો કરી દીધા બાદ મહાત્માએ બીજા માણસોને પણ ઊભો થવાની ફરજ પાડી હતી. મહાત્મા એ બન્નેનાં ચીનાઇ મુખ પર નજર ફેંકી લે એ પહેલાં અધમૂઆ થઇ ગયા પછી યે ચપળતાથી ઊભા થઈ જનારા જાપાની સમે નજર માંડતા મહાત્મા બોલ્યાઃ 'અરે ચુટી-હાશી! તું? ફરી પાછો આ વિસ્તારમાં?'

મહાત્માના અવાજને પારખતાં નમન કરીને ચુટીહાશી વિનયથી બોલ્યોઃ 'મહારાજ! આગળ ઓરિયા વિસ્તારમાં આપે મારી આપેલી એવા કોઈ અધમ હેતુથી નહિ, માત્ર ફરજ અનુસાર એક શંકાજનક હિંદી બાઇનો પીછો પકડીને. આ ચીનાઓ તો અમસ્થા જ મારા જાન પર છલાંગી પડયા છે.'

'એ ફરજ પણ એટલી જ અધમ છે, ભાઇ!' મહાત્મા બોલ્યા. 'પણ તમે એમ કયાં માનો એવા છો? એકબીજાના જાનની પ્યાસી એ ફરજ તો પાછી સિદ્ધાંતના યે સ્વાંગ સજી શકે છે. અત્યારે તો માનવજીવનના અમોલ અંશને બચાવીને ચાલી નોકળ. ચોવીસ કલાક સુધી આ હુમલો કરનારા પર કશી સરકારી ભીંસ નહિ લાવે એટલું વચન માગી લઉં?'

'ખુશીથી સંત મહારાજ! આજના ઉપકારના બદલામાં એટલું અચૂક કરીશ.' કહેતો ચુટીહાશી રાતના અંધકા- રમાં ચપળતાથી સરી ગયો.

'અને તમે?' ચુટીહાશી અલોપ થયા બાદ ચીનાઈ મોઢાં તરફ ફરતા મહાત્માએ પૂછ્યું.

'અમે એ અધમ જાપાની રાક્ષસો અને એના સાથીદાર સમા હિંદીઓના જાનશત્રુ.' બન્નેમાંથી એક બોલ્યો.

'અહોહો! ભાઇ, આટલી બધી શત્રુવટ? માનવતા બિચારી કેમ જીવી શકશે?' મહાત્મા બોલ્યા. 'ડોસા લીન હુંગચાંગના અનુયાયીઓ છો ને?'

'એમ પણ હોય.' ટૂંકો જવાબ કહેતા બન્નેના હાથ મહાત્માના હાથમાંથી છટકવા પ્રયાસ કરી રહ્યા હતા.

'એમ તો તમે આ પકડમાંથી નહિ છટકી શકો, બચ્ચા. તમારા કરતાં આ હાથ વધારે કૌવત અને કળા દાખવે છે, અને બીજું યે કાંઇક.' મહાત્મા બોલ્યા. 'પણ તારો અવાજ કાંઇક વધારે પરિચિત લાગે છે, ભાઈ.'

'તો ઓળખી કાઢો ને.' એટલી જ કઠોરતાથી જવાબ આપતો પેલો માણસ બોલ્યો.

થોડી વાર વિચારમાં પડતા મહાત્મા બોલ્યા: 'અલ્યા! તું ટેક ચૂન તો નહિ?' અને પાસે આંખ લાવીને અંધારામાં યે નજર નોંધતા મહાત્માએ કહ્યું: 'અરે વાહ રે! ટેક! શી સજાવટ કરી છે? આ ડોસા પાસે આડે દિવસે મદદ માટે આવીને ઊભા રહેનારાને યે ઓળખવામાં આટઆટલી ખેંચ ભોગવવી પડે એટલી બધી આબેહૂબ તારી સજાવટ?–અંગ અને કંઠ બન્નેની સજાવટ.'

'હા…હા…હા…' હસતો ટેક ચૂન ઓળખાણુ ખુલ્લી પડતાં અવાજની કઠોરતા છોડીને મિત્રતાભર્યા ભાવે બોલ્યો: 'બરાબર ઓળખી કાઢયો હો, મહાત્મા!'

થોડી વાર આડીઅવળી વાતો કર્યા બાદ મહાત્મા બોલ્યા: 'ડોસા આટલામાં જ છે ને? મને એની પાસે લઈ જા, ટેક. ઘણા વખતથી એને મળવાની ઇચ્છા છે. ડોસાને મળ્યાં ઘણો વખત થઇ ગયો. હિંદી પ્રજા અંગે એની સાથે મારે કેટલીક જરૂરી વાતો યે કરવી છે.'

'એમ તો એમને ન મળાય. પહેલાં એમની રજા મેળવવી જોઇએ.' ટેક ચૂને જવાબ દીધો.

'તો અહીં જ ઊભો રહું. ગમે એમ કરીને મને એની પાસે

લઈ જા. અંધકાર મને તો જોખમમાં નથી મૂકતો. તમારા કામને યે જોખમમાં નહિ મૂકું, એની ખાતરી આપું છું. વિશ્વાસ પડશે?' મહાત્મા બોલ્યા.

'મહાત્માના બોલને વિશ્વાસની જરૂર હોય, કાંઇ?' ટેક ચૂને કહ્યું. 'તમે આસપાસમાં ક્યાંક ઊભા રહો. થોડી વાર બાદ કોઇ પણ માણસ આવે એની સાથે ચાલ્યા આવજો.'

'ભલે.' કહેતા મહાત્મા પોતાની થેલીઓ પાસે ગયા. પેલા બન્ને પણ રાતના અંધકારમાં સરી ગયા.

એકાદ કલાકનો રાત્રિઅંધકાર ઉમેરાઈ ગયો ત્યારે આંખે પાટા બંધાવીને આડી ત્રણ ગલ્લીઓ મકાનની ચાલીઓમાં જ પસાર કરીને મહાત્માએ આંખો ખોલી ત્યારે પોતે એક વિશાળ ચાલીના પાછલા ભાગની લાંબી પગથારમાં પડેલી પાટ સામે ઊભા હતા. પાટ પર હસતા હસતા ડોસા લીન હુંગ ચાંગ બેઠા હતા દોડીને મહાત્માએ પગલાં ભર્યાં કે નીચે ઊતરતાં લીન હુંગ ચાંગે પણ સામાં પગલાં દીધાં અને બન્ને એકબીજાની બાથમાં લપેટાઈ ગયા.

'અરે ડોસા! ડોસા! જૂના ધંધ ને આવું નવું રૂપ દેવાની આ ખોખરાં હાડકામાં તાકાત ક્યાંથી કાઢી?' મહાત્મા બોલતા હતા.

પોતાની પડખે બેસારતાં ડોસા લીન કહેતા હતા: 'રાક્ષસી શક્તિને સાફ કરવા દોઢા–રાક્ષસ થવું પડે છે, મહાત્મા! કદાચ ભગવાન બુદ્ધ પોતે જ સમતુલા જાળવવા દાનવી રાક્ષસોનાં છાબડાં સરખાં રાખવા અમારા જેવા દેવી રાક્ષસનાં હાડકામાં પોતાનું તેજ મૂકતા હશે.'

'કોઈ દેવને નામે, તો કોઇ રાષ્ટ્રને નામે, કોઇ કોમને નામે તો કોઇ ધર્મને નામે–રક્તપાતનાં બહાનાં મેળવી જ લે છે. મારા જ ભાઇઓ રાષ્ટ્રને નામે જે હથિયારોનો માર્ગ લઈ રહ્યા છે એની સામે બીજો શો ઉપાય હોઈ શકે એની મૂંઝવણમાંથી તો હું યે ઊંચે નથી આવ્યો, ડોસા. રક્તપાતથી માનવતા કેમ ઉન્નત થશે એ હજી મને સમજાતું

નથી. તમારા સમગ્ર રક્તપાતની વાત જવા દઉં તો સૂકા ભેગું લીલું બાળવા યે તમે કાં બેઠા છો, ડોસા? તમારા રાક્ષસો સામેનો રોષ વ્યાજબી હશે, પણ હિંદીઓએ તમારું શું બગાડયું છે? તમારા રાક્ષસો સામેનાં પગલાંની વાત પછી ચર્ચીશ, પણ આ ભૂલનું વિવરણ પહેલું માગી લઉં.’ મહાત્મા પૂછતા હતા.

‘રાક્ષસની સાથે જઈ બેઠા એ હિંદીઓની સામે બીજાં પગલાં શા ભરાય, મહાત્મા?’ ડોસા લીન કહેતા હતા. ‘હિંદીઓ રાક્ષસો સાથે હાથ મિલાવે, એ સાથથી હિંદની જીત કરીને હિંદ દેશ રાક્ષસોના હાથમાં સોંપે તો અમારી શ્વાસનળી કાયમની જ બંધ થઇ જાય ને?’

‘ભૂલમાં છો, ડોસા.’ મહાત્મા કહેતા હતા. ‘આ ભૂલ દેખાડવા માટે જ તમને ઘણા વખતથી મળવાની ઈચ્છા હતી. જાપાનીઓ સાથે હિંદીઓનો સહકાર તમને નુકશાનકારક નથી. કોઇકે તમને ટૂંકી નજરે આ પાટે ચડાવી દીધા લાગે છે.’

‘એ તો કેમ મનાય, મહાત્મા?’ લીન ડોસા હુક્કો ખેંચતાં બોલ્યા. ‘તેઓ દૂરદૂરના પોતાના માનેલા વતન ખાતર ફોજ રચવા બેઠા. એ ‘હિંદી ફોજ રચાઈ ગઈ, ફોજનાં લશ્કર હિંદની સરહદે પહોંચી પણ ગયાં, નાગરિકો પણ લશ્કરી તાલીમ સુધી આવી પહોંચ્યા. આ બધી હકીકતો સામે તમારી વાત કેમ મનાય?’

‘અહીં નાગરિકો લશ્કરી તાલીમ લે છે અને આઝાદ હિંદ ફોજનાં લશ્કર હિંદની સરહદે પહોંચી ગયાં એ તો હિંદની આઝાદીની લડતમાં મદદ દેવા માટે. એમાં એમણે કશું ખોટું કર્યું હોય એમ મને તો લાગતું નથી. ચીન પર વરસોથી જાપાનીઓએ ચાલુ રાખેલા આક્રમણ સામે મદદ કરવા માટે તમે ય અહીંથી કે જ્યાં જ્યાં તમારી પ્રજા વસે છે ત્યાંથી ચીની સ્વયંસેવક ટુકડીઓ ક્યાં નથી મોકલી, ડોસા? જો એ ટુકડીઓ ન્યાયી હોય તો હિંદની આ આઝાદ ફોજ અને હિંદીઓની આ પ્રવૃત્તિ પણ ન્યાયી શા માટે નહિ?’ મહાત્મા કહેતા હતા.

'અમારી સ્વયંસેવક ટુકડીઓ ન્યાયી હતી અને હિંદીઓની આ ફોજ ન્યાયી નથી, એનાં કારણો ચોકખાં છે. અમે ચીનાઓએ એ ટુકડીઓ મોકલતી વખતે તમારા હિંદીઓની જેમ કોઇ જુલમગાર સત્તાનો સાથ લીધો નથી અને જે પ્રદેશમાં ચીનાઓ વસતા હતા એ પ્રદેશની પ્રજાને દ્રોહ દીધો નથી. મલાયલી, ચીની અને હિંદી પ્રજાથી વસેલા આ પ્રદેશ પર જાપાની રાક્ષસો આક્રમણ કરે અને આ પ્રદેશ પર આધિપત્ય સ્થાપે, એ પછી મલાયલી-ચીની પ્રજા પડી રહે અને એકલી હિંદી પ્રજા રાક્ષસો સાથે હાથ મિલાવે એને પરિણામે તો રાક્ષસોના હાથ એટલા મજબૂત થાય અને બાકીની પ્રજા પર એના જુલમો વધારે ખૂનખાર જ બને ને ?' લીન હુંગચાંગ બોલ્યા.

'મલાયલી તેમ જ ચીની પ્રજાને જાપાનીઓ દબાવે છે, એમના પર જુલમ કરે છે એ મારી જાણુની વાત છે. મારી પોતાની જ નજરે એ નિહાળીને રોજ મારી આંખમાંથી એ પ્રવૃત્તિ દુઃખનાં આંસુ પડાવી જાય છે. પણ એ જુલમ-પ્રવૃત્તિને હિંદી પ્રજાની પ્રવૃત્તિ સાથે સાંકળી દેવી મને ઠીક નથી લાગતી, ડોસા. એવા કોઈ પણ જુલમ સાથે હિંદી પ્રજાએ સાથ આપ્યો હોય કે સહાનુભૂતિ યે દર્શાવી હોય એવો દાખલો તમે આપશો તો મારી પ્રજા સામે યે જાહેર તહોમતનામું પોકારતાં મને વાંધો નહિ આવે. ઊલટું અંદર-ખાને જાપાનીઓ સામે આ જુલમ-પ્રવૃત્તિ અંગે હિંદીઓએ વાંધો નોંધાવ્યો હોય એવી મારી માહિતી છે.' મહાત્મા બોલ્યા.

'તમારી એ માહિતી હશે, પણ અમે એનાં કશાં પરિણામ નીરખ્યા નથી. ઊલટું, જ્યારે આક્રમણકારી રાક્ષસો મલાયલી અને ચીની પ્રજા પર જુલમ વરસાવતા આધિપત્ય સ્થાપી રહ્યા હતા ત્યારે હિંદી પ્રજા એમની પડખે ભરાઈ ને સુરક્ષિતપણે બેસી ગઇ હતી. વરસોથી જે પ્રદેશનું અન્ન ખાઇને હિંદી પ્રજા જીવતી હતી અને જે પ્રજાઓ સાથે જીવન ગાળતી હતી એમને કહેવા યે નહોતી આવી કે અમારી પ્રવૃત્તિનો આ ઉદ્દેશ છે. હજી

સુધી પોતાની સાથી પ્રજાઓ પર વરસતા જુલમો સામે એમણે જાહેર સહાનુભૂતિ દર્શાવવાની પણ હિંમત કરી નથી. હું તો કદાચ આટલું જ કહીને અટકી જઇશ, પણ મારા સાથીદાર મલાયલી-ચીની જુવાનો તો સંપૂર્ણ રોષપૂર્વક એમ પણ કહે છે કે હિંદી પ્રજા તો જળો છે. જ્યાં જ્યાં એ જઇને વસી છે, ત્યાં ત્યાંથી એમણે ચૂસીચૂસીને દોલત પોતાના દૂરદૂરના વતનમાં ઠાલવી છે. જ્યાંથી એમના દેહ પોષાય છે એને વતન માનવાને બદલે દૂરદૂરના કોઇ પ્રદેશને તેઓ પોતાનું વતન માનતા રહ્યા છે અને અન્નદાત્રી ભૂમિને બેવફા રહ્યા છે. એ ભૂમિમાંથી સુખ તેઓ ચાહે છે, એ ભૂમિનાં દુઃખ પ્રત્યે નજર કરવાની યે એમને પડી નથી. આજ સુધી તો અહીંથી તેઓ માત્ર ધન-દોલત જ પોતાના વતનમાં ઠાલવતા હતા, આજે તો તેઓ જુલમગારોનો સાથ મેળવીને અહીંથી પોતાના વતન તરફ લશ્કરી તાકાત પણ ઠાલવી રહ્યા છે. કોને ખબર, એમના હાથમાં વ્યાપારી મનોવૃત્તિ ઉપરાંત સત્તા પણ આવી પડે તો કદાચ તેઓ પણ જાપાની રાક્ષસોની જેમ હિંદી સામ્રાજ્ય જ એશિયા પર પાથરી દે, એવી શંકા વ્યક્ત કરતાં યે મારા જુવાનો ખચકાતા નથી.' ડોસા લીન હુંગચાંગ બહુ જ વિગતથી ને સ્પષ્ટતાથી બોલ્યા.

'તમારી આગલી વાતનો સ્વીકાર ન કરું તો તો હું માનવી મટી જાઉં, ડોસા. મારા દેશવાસીઓએ અન્નદાત્રી ભૂમિ પ્રત્યે એવી બેવફાઇ બતાવી છે, અહીં નહીં પણ જ્યાં જ્યાં તેઓ જઇને વસ્યા છે ત્યાં ત્યાં આવી બેવફાઇ બતાવી છે, એ પાપકૃત્યનો બદલો પ્રભુ અમારી પાસેથી કદાચ સદીઓની ગુલામીને સ્વરૂપે લઈ રહ્યો લાગે છે. પણ તમારી પાછલી વાતનો સ્વીકાર નથી કરી શકતો, ડોસા. સામ્રાજ્ય-સ્થાપનાની મનોવૃત્તિ હિંદી લોહીમાં નથી, એ એનો શતકો-જૂનો ઇતિહાસ બોલે છે. આજે તો હિંદની ધરતી પર મહાત્મા ગાંધીજીની પુનિત અહિંસક વિચારધારા અને જવાહરલાલજી જેવાની આંતરરાષ્ટ્રીય ભાઈચારાની ભાવના એ તત્ત્વને ધરમૂળથી પલટી રહી છે.

'હું તો તમને આ હિંદી પ્રવૃત્તિ અને હિંદી ફોજને જુદી જ દૃષ્ટિથી નીરખવાનું કહું છું. એ જુલમગારો સામે કેન્દ્રિત થતી તમારી શક્તિઓને હિંદીઓ પ્રત્યે વિકેન્દ્રિત કરીને ખોટે રસ્તે વહાવવાને બદલે તેમ જ હિંદીઓના પ્રયાસોમાં વિશેષ અંતરાયો ઊભા કરવાને બદલે—એમની પ્રવૃત્તિને સમગ્ર એશિયાની દૃષ્ટિએ નીરખવાનું તમને કહું છું. એશિયાની એકાદ મોટી પ્રજા પણ આઝાદ હશે તો એ અન્ય ગુલામ પ્રદેશો માટે આશા-પ્રદીપ બની રહેશે. આજે એ સંયોગો હિંદ માટે ઊભા થયા છે.

'લાંબો વિચાર કરો, ડોસા. હિંદ પોતાની ફોજની તાકાતે આઝાદ થશે તો એ કોઈની ગુલામી નહિ સાંખે. એવો આઝાદ હિંદ આપણા પૂર્વ એશિયા અને તમારા ચીનને ય કોઈક દિવસ ઉગારશે. એટલા માટે યે આઝાદ ફોજની જરૂર છે. પણ આઝાદ ફોજ વગર, આ મલાયા અને આખા પૂર્વ એશિયાની જેમ હિંદ પણ જાપાનીઓ પોતાની જ તાકાતે જીતશે તો ગુલામ હિંદ કાંઈ નહિ કરી શકે અને આપણી બધાની હમેશની જીવાદોરી કપાઇ જશે.' મહાત્મા ધીમે ધીમે કહી રહ્યા હતા. એકેએક વાત સંપૂર્ણ ભારપૂર્વક બોલી રહ્યા હતા.

'પણ અહીં યે જાપાનીઓને બોલે નીચી મૂંડીએ ચાલનારા હિંદીઓ અને હિંદી ફોજ હિંદને આઝાદ કરીને આવું તેજ દાખવે એમ માનવા કઇ બુદ્ધિ હા પાડે, મહાત્મા? આ કાંઇ પ્રભુ પર વિશ્વાસ રાખવાની વાત નહિ હો, મહાત્મા!' ડોસા લીન હુંગચાંગ પણ પોતાની વાત એટલા જ આત્મવિશ્વાસથી કહેતા હતા.

'અહીં હિંદીઓ જાપાનીઓને બોલે નીચી મૂંડીએ ચાલે છે, એમાં તમે ખત્તા ખાઓ છો, ડોસા. થોડાક કદાચ હશે. તેઓ પણ કદાચ પ્રાથમિક સહકાર ઊભો કરવા નમ્રતા દાખવતા દેખાતા હશે. પણ મોટા ભાગના લોખંડ છે, હિંદી ખૂનને વફાદાર વજ્ર-માનવો છે. જાપાનીઓના મુરાદોને તાબે થવા કરતાં તેઓ મોતને પસંદ કરશે.' મહાત્મા કહેતા હતા.

'હજી સુધી અમારા અહેવાલમાં કોઈએ એવો પ્રસંગ નોંધાવ્યો નથી. નોંધાવશે ત્યારે વળી જોઈશું.' ડોસા જવાબ દેતા હતા.

'હજી સુધી જાપાનીઓ સાથે અથડામણનો પ્રસંગ જ ક્યાં આવ્યો છે? તરવારોને અફળાવાનો પ્રસંગ આવે ત્યારે જ તણખા દેખાય ને? એ પહેલાં તો કાતાં જ દેખાય, ડોસા.' મહાત્મા પણ લડાયક ભાષા વાપરતાં બોલતા હતા. 'એવો સમય પણ આઘો નથી. પણ એ સિવાય—આ ચીની અને મલાયલી—બન્ને પ્રજા આટલી ભીંસાય છે એને હિંદીઓને નામે કાંઈક રાહત આપી શકાય તેમ છે, એમના આત્માને કાંઈક દમ લેવા પૂરતો સમય મેળવી શકાય એમ છે, એ નાની સરખી પણ ઠીક મહત્ત્વની વાત કાં ભૂલો?'

'એ તો ઘણી લાંબી વાતો થઈ, મહાત્મા. તમારી વાતો કદાચ હું સમજવાનો પ્રયત્ન કરું ખરો, પણ તમારી પ્રજાનો સ્વાર્થલોલુપ ઈતિહાસ મારા જુવાનડાઓને આ વાત સમજતા સદંતર અટકાવે છે. અત્યારે તો તમે સતપણામાં પેલા રાક્ષસને વિશ્વાસને વચને છૂટો મૂકીને ચાલ્યા આવ્યા છો, પણ એ રાક્ષસનાં ધાડાં આ આખા વિસ્તાર પર ક્યારે ઊતરી પડશે એ કહેવાય નહિ. એટલે મારે ને તમારે આ વિસ્તાર વહેલી તકે ખાલી કરીને નીકળવાનું છે, તેથી તમારી સાથે આ મુદ્દાની હું હવે વધારે ચર્ચા નહિ કરી શકું. પણ કોઈક દિવસ એ મારા જુવાનડાઓ સમક્ષ ઊભા રહેવાની તૈયારી છે?' ડોસા લીને પૂછ્યું.

'કેમ, મારી તૈયારી વિષે ડોસાને શંકા લાગે છે?' મહાત્માએ પૂછ્યું.

'તમારી તૈયારી વિષે નહિ, મહાત્મા. આજના શત્રુછાયા વાતાવરણમાં એમના પર ઝઝૂમતા જોખમ વચ્ચે એમને મળવા આવવા માટે વહોરવી પડતી મુશીબતો માટે તૈયારી છે?—એમ મારું કહેવું છે' ડોસા લીન સ્પષ્ટતા કરતા કહેતા હતા.

આ રીતે ટૂંકમાં ઠીક ઠીક મુદ્દાઓની ચર્ચા પતાવ્યા બાદ ડોસા લીન હુંગ ચાંગ મહાત્મા કેદારનાથ સાથે ફરીથી મળવાનો સમય અને સ્થાન

ચોક્કસ કર્યા બાદ વિદાય આપીને એ જ અંધારી પગથાર નીચેના ભોંયરામાં ઊતરી રહ્યા હતા ત્યારે–

પરબારાં મકાનોમાંથી જ પસાર થઇને પાંચ પાંચ ગલ્લી વટાવ્યા બાદ પેલી હિંદી વેશપરિધાન–સજ્જ રમણી ચીની વેશપરિધાનમાં સજ્જ થઇને કોઈ જુદી જ દિશાના રાજરસ્તાને ખાંચે ઊભેલી મોટરમાં ચડી બેસતી હતી. મોટરને શરૂ કરીને વેગમાં ચડાવતો એનો ડ્રાઈવર કહેતો હતો: 'આજે પકડાઇ ગઇ હોત તો, પિનપિન?'

'તો મંડળે અહીંના કામની સોંપણી કરવા માટે બીજી કોઈ-કને શોધી લેવી પડત, બીજું શું ઈરકંદર?' રમણી લહેરથી જવાબ દેતી હતી.

'પણ આટલાં બધાં જોખમમાં ન ઊતરતી હો તો? થોડા દિવસ પહેલાં જ મેં તને ચેતવી ન હતી?' ઇરકંદર પૂછતો હતો.

'કેમ, એવા જોખમમાંથી બહાર કાઢવા માટે તારે વધારે જોખ-મમાં મુકાવું પડે છે, એટલે?' પિનપિન ટાઢે કોઠે કહેતી હતી. 'જોખમની વાત મૂકીને ફરીને બધા ક્યારે મળશું એની વાત કર ને? ઘણો મસાલો એકઠો થયો કહેવાય.'

પ્રથમ વાતના જોખમ કરતાં યે વિશેષ જોખમી કામોની ચર્ચા બન્ને વચ્ચે ચાલતી રહી .અને મોટર સીંગાપુરના મોડી રાતના વીજળી–જળહળતા ને તદ્દન નિર્જન રાજરસ્તાને માર માર વેગે કાપતી રહી.

## ૧૨

# દોસ્તીના દાવ!

'આમ નજર કરો, ભાઇ વીરેન્દ્ર! શહેરના આ છેવાડેના વિસ્તારના હિંદીઓ પણ જાગી ઊઠયા છે, પછી મલાયાની નાગરિક ભરતી પર મર્યાદા રાખવાનું આપણને કહેણ આવે એમાં શી નવાઈ? વધારે પડતી ભરતીને પછી ફોજમાં શમાવવી મુશ્કેલ થઇ પડે એટલે ગાંગુલી સાહેબે પાણી પહેલાં પાળ બાંધી લાગે છે.' બાબા ખડગસિંહ પડખેના વિસ્તાર તરફ આંગળી ચીંધીને વીરેન્દ્રને કહી રહ્યા હતા.

મલાયાની ધરતી પર આખી રાત રસ્તો કાપીને જોહોર ભારુની સડકેથી વહેલી સવારે સિંગાપુરમાં પ્રવેશતી મોટરમાં બેઠેલો વીરેન્દ્ર ખડગસિંહનાં વાકયોથી વિચાર-તંદ્રામાંથી ઝબકીને બહાર નજર ફેરવતો હતો ત્યાં એને કાને અવાજ સંભળાયા:

'આઝાદ હિંદ......ઝીંદાબાદ!' સામેના વિસ્તારમાંથી સરઘસ રૂપે ચાલ્યા આવતા થોડા હિંદીઓ રાષ્ટ્રધ્વજ ફરકાવતા પોકાર પાડી રહ્યા હતા.

આવો એક પોકાર બોલાતાં સરઘસમાંથી ઊંચે અવાજે અનેક અવાજ ઊઠતા હતા: 'આઝાદ સંઘ...ઝીંદાબાદ!' 'નૂતન સંઘ... ઝીંદાબાદ!' 'કૌમી સંઘ...ઝીંદાબાદ!'

'આ સામાન્ય અજ્ઞાન જનો પોકારસૂત્રો પણ કેવાં નવાં નવાં રચી કાઢે છે?' નાનકડા સરઘસના આવા ઉત્સાહ તરફ એકીટશે તાકી રહેલા ખડગસિંહ એમની વિશિષ્ટતા તરફ વીરેન્દ્રનું ધ્યાન દોરી

રહ્યા હતા. વીરેન્દ્ર સરઘસના પોકાર સાંભળવા વિશેષ ધ્યાન દેરવતો હતો ત્યાં સરઘસની વચમાંથી અન્ય પોકાર કાને પડતા હતાઃ

' સહસમૃદ્ધ દેશ...ઝીંદાબાદ !' 'મિત્રપ્રવૃત્તિ...ઝીંદાબાદ !' 'સાથી સંઘ...ઝીંદાબાદ ! '

હિંદીઓના સરઘસની વચ્ચે વચ્ચે ચાલ્યા આવતા થોડાક જાપાનીઓ ઊગતા સૂરજનો જાપાની ઝંડો ફરકાવતા હિંદીઓને પોતાનાં પોકારસૂત્રોથી હોંકારો આપતા હતા.

જાપાનીઓને આ રીતે હિંદીઓની સાથે જોડાઇને સૂત્ર પોકારતા સાંભળીને વીરેન્દ્રની ધ્યાનભરી નજરમાં નવાઈ ઉમેરાઇ. આગલી બેઠકમાં દાદુની પડખે તથા પાછલી બેઠકમાં વીરેન્દ્રની પડખે બેઠેલા નવજવાન સભાના જવાનો પણ એ નવાઇભર્યું દૃશ્ય ડોક લંબાવીને નીરખવા લાગ્યા ત્યાં બાબા ખડગસિંહ બોલ્યા : ' વાતાવરણ આખું પલટાઇ ગયું લાગે છે, વીરેન્દ્રભાઇ. જાપાનીઓ જાણે આપણી પ્રવૃત્તિમાં ખભેખભા મિલાવીને સાથ આપવા ઊભા રહી ગયા લાગે છે. કયાં આપણે મલાયામાં જવા ઊપડયા ત્યારનું અવિશ્વાસભર્યું વાતાવરણ અને કયાં આ એખલાસભર્યાં દૃશ્ય !'

' આટલો બધો એખલાસ ઊભો થઈ ગયો હોય તો 'આપણી માગણીઓનો વહેલી તકે સ્વીકાર થઈ જવો જોઇએ.' એવી ફેર-માગણી કરીને નીકળ્યા હતા એનો આપણને મલાયામાં જ જવાબ મળી જવો જોઈએ ને ? ઊલટું મારી માહિતી તો જાપાનીઓની વિરુદ્ધ જાય છે.' આટલા વખતથી સરઘસનું દૃશ્ય ધ્યાનપૂર્વક નિહાળી રહેલ વીરેન્દ્ર પહેલી જ વાર બોલ્યો.

' તમારી માહિતી ગમે તે હોય, પણ આપણને ન જણાવવાનું કારણ તો કદાચ આવાં એખલાસભર્યાં દૃશ્યો વડે એ માગણીના સ્વકારનું હૂબહૂ સ્વરૂપ જ આપણને બતાવવું હશે એટલે...' બાબા ખડગસિંહ પોતાના દિલના આનંદમાં દબાઇને વાકય અધૂરું જ બોલીને અટકી ગયા.

મોટર આગળ વધી અને સરઘસ પાસેથી પસાર થઈ કે હિંદીઓએ અને જાપાનીઓએ મોટર સામે હાથ ઊંચા કરીને વિશેષ જોરથી પોકાર પાડયા: 'આઝાદ સંઘ...ઝીંદાબાદ!' 'કૌમી સંઘ.....ઝીંદાબાદ !' 'મિત્રપ્રવૃત્તિ...ઝીંદાબાદ !'

તદ્દન પાસેથી પસાર થતાં ઝીણવટથી નજર કરી તો સરઘસમાં જાપાનીઓની પાછળ પાછળ થોડાક ચીના અને મલાયલી લોકો પણ ચાલ્યા આવતા હતા અને ઉત્સાહભેર સૂત્રો પોકારતા હતા. જાણે હિંદની આઝાદી-પ્રવૃત્તિમાં સાથી પ્રજાઓ પોતાની સહાનુભૂતિ વ્યક્ત કરી રહી હતી. પણ વીરેન્દ્ર એમના તરફ વધારે શંકાની નજર માંડી રહ્યો હતો.

એ પછી શહેરી વિસ્તાર શરૂ થયા પછી યે થોડે થોડે અંતરે આવાં હિંદી-જાપાનીનાં સંયુક્ત સરઘસ નજરે પડતાં ગયાં અને એમને કાને પોકાર સંભળાતા ગયા : 'નૂતન સંઘ...ઝીંદાબાદ!' 'કૌમી સંઘ...ઝીંદાબાદ' 'સ્વાતંત્ર્ય સંઘ...ઝીંદાબાદ!' મોટરમાં બેઠેલ અન્ય સૌ એથી આનંદમાં આવતા ગયા, પણ વીરેન્દ્ર તો વધારે વિચારમાં પડતો ગયો.

મોટર આગળ ચાલી અને પ્રવૃત્તિને પંથે પળી રહેલા શહેરના શ્રીમંત વિસ્તારમાં દાખલ થઇ. એ પછી, પ્રવાસમાં સાથે આવનાર નવજવાનોનાં કયાંક કયાંક ઘર આવતાં તેઓ રસ્તામાં મોટર થંભાવીને ઊતરતા ગયા અને મોટરની પડખે શિસ્તબદ્ધ ઊભા રહીને વીરેન્દ્રને નમન કરતા 'આઝાદ હિંદ ઝીંદાબાદ!' ના વિદાય-સ્વર પોકારતા ચાલતા થયા. સૌથી છેલ્લે બાબા ખડગસિંહને એમને મકાને ઉતારીને વીરેન્દ્રે 'આઝાદ હિંદ ઝીંદાબાદ!' ના વિદાય-બોલ ઉચ્ચાર્યા અને પાછલી બેઠકમાં એક વીરેન્દ્ર તથા આગલી બેઠકમાં એકલા દાદુને લઈને સચ્ચાસિંગે મોટરને ઘર તરફ વેગમાં મારી મૂકી.

ઉત્સાહી ડૉ. જોસેફ સીંગાપુરથી બર્મા ગયેલ આઝાદ હિંદ

ફોજની સર્વ-પ્રથમ ટુકડીઓની યે પહેલાં હિંદની સરહદ પર 'ગુપ્ત પ્રવૃત્તિ' કરવા માટે સીંગાપુરમાં એવી પ્રવૃત્તિમાં કૌશલ્ય બતાવનાર અબ્દુલ્લા સાથે કેટલો યે વખત થયાં ઊપડી ચૂકયા હતા અને પોતાના વફાદાર મોટર-ડ્રાઈવર સચ્ચાસિંગને વીરેન્દ્રની વીજળીક રખડપાટો કરાવવા એના હસ્તક મૂકતા ગયા હતા. ઘર પાસે આવતું ગયું અને વિચારભર્યા વીરેન્દ્રના મુખ પર આનંદના ચિહ્નો ઉમેરાતાં ગયાં. મોટરે વીરેન્દ્રના બંગલાના દરવાજામાં પ્રવેશ કર્યો કે સવારના પહોરમાં આગલી પરશાળની શોભન-સામગ્રીને ઝાટકીને ગોઠવતી ચીના માળીની બહેન ઇ-ચુ આગળ વધાઈ દેવા ખંડમાં દોડી અને બોલી: 'લ્યો સીઆઓચીએહ ! (બહેન) વીરેન્દ્રભાઇ આવી ગયા. હું નહોતી કહેતી કે આજ તો તેઓ આવી જ પહોંચશે ? હું સાચી પડી ને ?'

'મારા કરતાં તું વીરેન્દ્રભાઈની વધારે ખબર રાખે એટલે તું જ સાચી પડે ને ?' સામેના બાથરૂમમાંથી નહાઈને ચાલી આવતી એનીએ ઇ-ચુની વધાઈનો જવાબ દઈને દરવાજા તરફ એક નજર ફેંકી લીધી. પણ, પોતાનો આનંદ મનમાં જ શમાવતી એની અંજલિએ ગોઠવેલી ફૂલદાની પાસે પહોંચી અને ફૂલદાની પાસે ગોઠવેલી અગરબત્તીઓ તેમ જ ઘીનો દીવો સળગાવીને દીવાને પ્રણામ કરતી ઊભી રહી.

એ જ ક્ષણે ઉત્સાહભેર પગથિયાં છલાંગીને ખંડમાં દાખલ થતા વીરેન્દ્રની નજર એની પર પડી. હમણાં જ નાહીને નીકળી હોવાથી નાનકડી લટે બાંધેલા કાળા ભમ્મર વાળ આખી પીઠ પર ઝુલાવતી ને લાંબા લાલ પટ્ટાની સાડીમાં ઓપતી એની તાજા જ ખીલેલાં પ્રભાત-પ્રફુલ્લિત ફૂલ સમા સ્નિગ્ધ સૌંદર્યે શોભતી દીવાને પ્રણામ કરી રહી હતી. સવારના આછા વાતાવરણમાં દીવાનાં તેજ એનીના મુખ પર પ્રતિબિંબ પાડીને મુખસૌંદર્યને વિશેષ અજવાળી રહ્યાં હતાં. નમન સમયની એનીની શાંત મુખમુદ્રા જાણે સૌંદર્યનું આપમેળે પ્રાકટય થવા દેતી હતી.

એનીના આવા શાંત સૌંદર્ય સામે એક ક્ષણભર દૃષ્ટિપાત ફેંકતો

વીરેન્દ્ર ઊભો રહી ગયો ત્યાં એનીએ નજર ઊંચી કરી. હમણાં જ વીરેન્દ્રભાઇ આવી પહોંચશે એવી આશાએ નમન બાદ તરત જ મુખ પર છાઈ દીધેલા હાસ્ય સમેત એનીએ દરવાજા સામે નજર કરી તો વીરેન્દ્રભાઇ એના તરફ નજર ફેંકીને ઊભા હતા. તરત જ એનીના હાસ્ય પર લજ્જાનો ઓપ ઉમેરાયો અને લજ્જામાં મૂંઝવણની લહર ભળે એ પહેલાં વીરેન્દ્રે વાતાવરણને વાચા આપી: 'લો, જુઓ દાદુ! આપણા ઘરમાં તો દીવડાનાં તેજ આવી પહોંચ્યાં છે ને શું? હવે ક્યાંય અંધકાર જ ન રહે, અજ્ઞાનનો કે અણસમજનો કોઈ.'

'અરે ભૈયા! દીયા આજ કલસે થોડા હી જલા જાતા હૈ અપને ઘરમેં? જભી સે વો ઍકસિડન્ટ હો ગયા, ઉસ દિનસે બિટિયાં એની અંજલિ કે સાથ સલામસ્વરા કર કે દીયા જલા રહી હૈ.' પાછળ કાંઈક સામાન ઉપાડીને ચાલ્યા આવતા દાદુ બોલ્યા.

'ત્યારે તો આ દીવાનો પ્રભાવ જ આપણા બધા પ્રવાસમાં આપણને ક્ષેમકુશળ રાખતો હશે!' વીરેન્દ્રે પાસેની ખુરશી પર બેસીને એની તરફ નજર નાખતાં કહ્યું.

'હા, એ દીવાનો પ્રભાવ જ તમને ક્ષેમકુશળ રાખે છે, પછી કાંઈ?' એની રોષનો દેખાવ કરીને સામે ઊભી રહેતી બોલી. 'એક તો ઘરનાં માણસોનાં દિલ મૂઠીમાં રહે એવાં જોખમી કામ કરવાં અને એવાં કામ કરતાં જંગલી મુલકમાં દિવસોના દિવસો પ્રવાસ ખેંચ્યે રાખવા; પછી કોઈ શ્રદ્ધાળુ જીવ થાકીને મન-મનાવતો કોઇ આધાર પકડે તો એની મશ્કરી કરવી! શું પ્રભુએ પુરુષદિલ ઘડયું છે!'

'શું પ્રભુએ નારીદિલ પણ ઘડયું છે!' એનીના જ શબ્દો પકડીને વીરેન્દ્ર બોલ્યો: 'આ દાદુને પૂછી તો જો કે પ્રવાસમાં તે જોખમ હોય છે કે આનંદ! આઝાદીના નાદે અજ્ઞાન પ્રજાનાં મુખ પર જે ચેતન અને દિલ પર જે આનંદ છાઈ દીધાં છે—એનાં સમૂહ-દશ્યો દેખીને તો તું કદી એવા પ્રવાસમાંથી ઘેર પાછા ફરવાની જ હા ન પાડે, એની!'

ડૉ. જોસેફના ઘેર પેલો સંગીત–સમારંભ બની ગયા બાદ એનીએ સંગીત સંભળાવવાના બદલામાં માગેલ વચનો પછી વીરેન્દ્ર એનીનું સંગીત સાંભળતો સાંભળતો એની સાથે ઠીકઠીક ભળતો થયો હતો અને એનીના જ આગ્રહથી એનીને માનવચનથી બોલાવવાને બદલે એકવચનથી બોલાવતો ઠીક ઠીક નિકટ આવી ગયો હતો.

'મારે તો તમારી સાથે પ્રવાસનો આનંદ માણવા નથી આવવું. ભલું મારું ઘર અને ભલો મારો આ વિસ્તાર. બિચારાં લક્ષ્મૈયા સવાર–સાંજ આવીને પૂછી જાય કે હું બેટી! આ મારા રોયા જાપાની અહીં ફર્યા કરે છે તે બીક જેવું તો નહિ ને? પેલાં મહેતા શેઠનાં ઘરનાં યે આવી આવીને કહી જાય કે મારા રોયા! કાંઇ ઘર સામે જોઇને આંખો તાણે છે, કાંઇ આંખો? જાણે દીવાલ ફાડીને આંખો ઘરમાં ઘુસાડી દેશે કે શું? એમને બધાને ધરપત નથી અપાતી ત્યાં વળી પ્રવાસનો આનંદ માણવા માટે કયાં નીકળવું?'

'એવી વેવલી બીકનો તો શો ઉપાય? આખા જનસમૂહમાં હિંમતનું મોજું આવશે એમાં એમની બીક તણાઇ જશે અને તેઓ પણ સૌની સાથે હિંમતનાં ડગ માંડતાં થઇ જશે.' પ્રજાના ડરની વાત આવતાં પોતાના સ્વભાવ મુજબ તરત જ વીરેન્દ્ર એનો ગંભીરપણે વિચારીને જવાબ દેવા લાગ્યો.

'બસ, મોટી મોટી વાતો કરવી છે! જનસમૂહ અને જનતા; આનંદ અને ઉત્સાહ પેલી નવજવાન સભા સ્થાપીને બેઠા છે એના તરફ પણ આ બધા આડે કયાં લક્ષ્ય આપવું છે? બિચારા ગુરુસ્વામી પર બધો ભાર નાખી દઇને પોતે આખા મલાયામાં ભમ્યા કરે છે.' એનીએ પણ તરત જ બીજો મુદ્દો ઉઠાવ્યો.

'પણ એ જ ગુરુસ્વામીને લશ્કરી શિક્ષણ શીખી લીધા પછી નાગરિક લોકો જોઇશે ને? આ પણ નવજવાન સભાનું જ કામ છે એમ કાં નથી કહેતી?' વીરેન્દ્ર બોલ્યો.

'એ તો બધું નવજવાન સભાનું જ કામ છે ને? લશ્કરી શિક્ષણ

જેવું ગંભીર કામ ગુરુસ્વામી પર નાખી દીધું અને પોતે ચારે બાજુ આનંદનાં દૃશ્યો નીરખતા રખડવા લાગ્યા. પેલાં લક્ષ્મૈયા આવી આવીને કહી જાય કે બેટી ! આ મારો ગુરુસ્વામી હમણાં તો કાંઈ કરડો રહે છે, કરડો ? સભામાં હથિયાર શીખતો હશે એ જાણે ઘેર વાતવાતમાં કોઈની સાથે વાપરી દેશે કે શું ? અહીં રાતે સભાના જવાનો સૂવા આવતા એમના મોઢા પર પણ કેવી અધીરાઈ ? વાતો કરતાં કરતાં યે બધા તમારું નામ જપ્યા કરે કે વીરેન્દ્રભાઈ હોય તો આમ કરી નાખીએ ને વીરેન્દ્રભાઇ હોય તો તેમ કરી નાખીએ. પણ તમને કયાં એમની પડી છે ? મેં તો એ બધાને કહી દીધું છે કે આ વખતે વીરેન્દ્રભાઇ આવે એટલે એમને પકડી જ રાખજો. સભાના મકાનમાંથી કયાં યે જવા જ નહિ દેતા, પછી વીરેન્દ્રભાઈ કયાંયે જઈ શકે નહિ અને તમારે એમની રાહ જોવાની ચિંતા નહિ !' એની બોલી.

'બ...સ. ! વીરેન્દ્રભાઇને પકડી રાખજો એટલે એ સીંગાપુર બહાર ન જાય. કયાંક સીંગાપુર બહાર જશે તો જોખમમાં આવી જશે—એવા પોતાના મનનો ડર બહાર લાવવા તું તારે જવાનોને ચડાવ્યા કર ! મને એમ કે જવાનો ઘેર આવતા—જતા રહેશે તો તમારામાં યે હિંમત વધશે એને બદલે આ તો જવાનોમાં ડર ફેલાવવા લાગી !' વીરેન્દ્ર બોલ્યો.

'એમ થાય તો માનવું કે એટલું તમારું નવજવાન સભાનું કામ કાચું. પાકું કામ હોય તો કાંઈ ડર ફેલાઇ જાય ?' એની બોલી.

'વાહવા ! સભાનું કામ પાકું કરવાને નામે પણ સીંગાપુરમાં રોકાઓ. નજર બહાર ન જાઓ. શી યુક્તિ રચી છે ! જાણે તારી નજરમાં રહેવાથી કેમ જોખમમાંથી મુક્તિ મળી હોય !' વીરેન્દ્ર એનીના દિલના ડરને બરાબર દાવમાં લેતો બોલ્યો.

'હા, હા, મારી નજરમાં રહેવાથી જોખમમાંથી મુક્તિ મળી જશે—એમ માનું છું માટે કહું છું, બસ પછી કાંઇ ? મારા કરતાં તો જોખમ

જોખમ તમે વધારે રટયા કરે છે. મૂકો આવતાં વેંત એ જોખમની અપ-શુકનિયાળ વાત ! ઊઠો, નહાઇ ધોઇ લો ને નાસ્તો કરી લો એટલે જરા આરામ કરી લેવાય. એ પછી ઘર બહાર નીકળી જશો એટલે કોણ જાણે કયારે આવશો અને આખી રાતના પંથનો થાક કયારે ઉતારશો !' એનીએ જોખમની ચર્ચાનો અંત લાવવા રાહ બદલ્યો.

'થાક તો તારી પાસે બેસીને અર્ધોએક કલાક સંગીત સાંભળશું એટલે એકદમ ઊતરી જવાનો છે. આવી દૈવી દવા મળી ગયા પછી બીજી જરૂર જ કયાં છે ? હવે તો વળી હિંદી સંગીત શીખવા લાગી છે એટલે તો દવામાં ઔર દૈવત્વ વધી ગયું હશે.' કહેતો વીરેન્દ્ર ઊભો થયો અને સંગીતની વાતમાંથી યાદ આવતાં એણે પૂછી નાખ્યું :' 'અરે હાં એની ? હવે શિવાની હિંદી સંગીત શીખવવા ઘેર બરાબર નિયમિત આવે છે ને ?'

'હા, એ તો બરાબર નિયમિત આવે છે ને એની સાથે પેલી કંચન પણ.કંઇ એ છોકરીનો તો જીભડો છે કંઈ જીભડો ! એના ઘરમાં મોટાં ભાઈ–ભાભી નથી, નહિ તો એ છોકરીની મશ્કરી આડે એની ભાભીના શા હાલ થાય એ કહેવાય એવું નથી.'

'કેમ, કાંઇ એ જાતની મશ્કરીનો કાંઈ તને પરચો મળ્યો?' વીરેન્દ્રે એનીને સીધી લાણમાં લીધી.

'હા, મને તો રોજ પરચો મળે છે અને મારા કરતાં વિશેષ અંજલિને. વર્તમાનકાળ કે ભૂતકાળ, એકેય કાળનાં બંધન એ છોકરીને કયાં નડે તેમ છે ?' એનીએ પણ વીરેન્દ્રને સીધો જ ઘા દીધો.

'તો તો ભવિષ્યકાળનાં બંધન પણ તોડવા તારે એને હિંમત આપવી હતી ને ?' કહેતો વીરેન્દ્ર એનીથી ભાગી છૂટવા દાદરને પગથિયે પગલાં ભરતો ઉપરના મજલે અલોપ થયો.

બસ, આટલો જ આનંદ–વાર્તાલાપ. પ્રવાસમાં જતી વખતે કે આવતી વખતે થોડાક જ સમયના આવા વાર્તાલાપથી ભરચક કાર્યનો થાક ઉતારતો વીરેન્દ્ર બીજી જ ક્ષણે કાર્યમાં ગૂંથાઇ જતો. ઉપરને

મજલે જઇને પોતાની આવી પડેલી ટપાલનું વાચન અને એના જવાબ આપતો વીરેન્દ્ર પાછો કામે ચડી ગયો. મનને મલાયાના પ્રવાસમાંથી પાછું ખેંચીને સીંગાપુરના કામમાં રત કરતો ગયો. એ કામ વચ્ચે એનીએ વખતોવખત ખિજાઇને આપેલી વારંવારની યાદ પછી માંડ માંડ ઊઠીને એણે સ્નાન પતાવ્યું અને ફરી થોડીવાર એની સાથે હળવી વાતો કરતાં નાસ્તો પતાવી લીધો.

'જાઓ હવે ઉપરને ખંડ. દાદરનાં બારણાં ન ખુલે ત્યાં સુધી આરામ કરી લો.' નાસ્તામાંથી ઊઠતાં વેંત એની બોલી.

વીરેન્દ્ર બોલ્યો: 'પણ પ્રવાસમાં આવેલા જવાનો સભામાં પહોંચી પણ ગયા હશે અને ત્યાં સૌ મારી રાહ જોતા હશે. કેટલાં કેટલાં કામ પતાવવાનાં હશે...'

'તો તેઓ કોઇકને અહીં બોલાવવા મોકલશે. કોઈ આવશે તો કાંઇ કામ આડે તમને આરામ કરવા નહિ કહું...' એનીએ ઉપર જવાનું સૂચન દાદર તરફ નજર ફેંકીને કર્યું.

પણ વીરેન્દ્રે દાદર પર પગલાં માંડયાં એ જ વખતે નવજવાન સભાનાં બે જવાનો આવીને ઊભા રહ્યા. વીરેન્દ્રની સામે શિસ્તબદ્ધ ઊભા રહીને નમન કર્યું અને સંદેશો આપ્યો. સંદેશામાં ગુરુસ્વામીની ચિટ્ઠી બોલતી હતી: 'એકદમ આવી જવાની કૃપા કરો.' ચિટ્ઠી આપનારનાં મુખ પર ગંભીરતા હતી

'એકદમ આવી જવાના કારણનો કાંઇ ખ્યાલ છે?' ચિઠ્ઠીનો ટૂંકો સંદેશો વાંચીને કારણ સમજવા વીરેન્દ્રે સામે ઊભેલા જવાનોને પૂછ્યું.

'અમને માત્ર ચિટ્ઠી આપવાનો જ હુકમ છે. બીજો કશો મૌખિક સંદેશો આપેલ નથી, સેનાપતિ સાહેબ!' બન્ને નવજવાનો સભાની શિસ્તનો જવાબમાં યે પડઘો પાડતાં સંપૂર્ણ અદબભેર બોલ્યા. એ જવાબમાં યે મુખ પરની ચિંતા સમી જ ગંભીરતા હતી.

'થોડી વાર રહીને આવે તો ચાલે?' એનીએ ગંભીરતાનો મર્મ સમજવા પ્રશ્ન પૂછી જોયો.

'ના, હાલ તુરત જ આવી જવાની જરૂર છે.' જવાનો બોલ્યા.

સેનાપતિ તરીકેનાં નિર્ધારિત કપડાં પહેરીને તરત જ વીરેન્દ્ર નવજવાન સભામાં જવા તૈયાર થયો. જવાનો સાઇકલ ઉપર ઊપડયા અને વીરેન્દ્ર દાદુને લઈને મોટરમાં ઊપડયો.

અર્ધા કલાકમાં મોટર માલ્કમ રોડ પર આવેલ નવજવાન સભાના દરવાજે આવીને ઊભી રહી. વીરેન્દ્રે મોટરમાંથી નજર ફેંકતાં જોયું તો, બધા નવજવાનો મકાનના 'યતીન્દ્ર મેદાન'માં એક બાજુ ઊભા હતા. માત્ર એટલો ગુરુસ્વામી મકાનના દરવાજા પાસે થોડાક જાપાની સિપાહીઓ સાથે ઊભો હતો. એ દેખાવ જોઇ વીરેન્દ્રને નવાઈ લાગી.

વીરેન્દ્રે મોટરમાંથી નીચે પગલાં દીધાં ત્યાં એને કાને જોરજોરથી બોલતા શબ્દોની લેવડદેવડનો અવાજ સંભળાયો. શબ્દો ન પકડી શકાયા, પણ અવાજનો સૂર કોઈ કલહનું સૂચન કરતો હતો.

વીરેન્દ્ર આગળ ચાલ્યો કે ગુરુસ્વામીએ જાપાની સિપાહીઓને કહ્યું: 'અમારા સેનાપતિ સાહેબ આ આવ્યા. હવે તમે એમની સાથે વાત પતાવી શકો છો.'

આટલું કહીને ગુરુસ્વામી આગળ આવ્યો અને વીરેન્દ્રની સમક્ષ ઊભા રહીને નમન કર્યું.

પાસે આવતાં ગુરુસ્વામીનું છેલ્લું વાકય સાંભળી ચૂકેલા વીરેન્દ્રે પૂછયું: 'શી વાત છે, ગુરુસ્વામી?'

ગુરુસ્વામીએ કહ્યું: 'ઈવાકુરો કિકાન તરફથી આ જાપાની સિપાહીઓ આવ્યા છે. તેઓ આપણી સભાના જવાનોને લશ્કરી શિક્ષણ આપવા માગે છે. હું એમને ના પાડું છું.' વીરેન્દ્ર સમક્ષ સંપૂર્ણ વિવેકથી બોલવા છતાં થોડી વાર પહેલાંના રોષને કારણે ગુરુસ્વામી માત્ર એટલું જ બોલી શકયો.

જે મુદ્દા માટે જાપાનીઓ સાથે ઝગડો ચાલતો હતો એ માટે તેઓ સામે ચાલીને આવ્યા છે એ જોઇને વીરેન્દ્રે પૂછયું: 'એમાં શો વાંધો છે? આપણે લશ્કરી શિક્ષણ લેવા માટે તો આટલા સમયથી માગણી કરતા આવીએ છીએ.'

'એટલે તો અમને હાલ તુરત બીજાં કામ છોડાવીને અહીં મોકલવામાં આવ્યા છે.' જાપાની સિપાહીઓનો નાયક વીરેન્દ્રનો સહાનુભૂતિભર્યો જવાબ સાંભળીને વચ્ચેથી જ બોલી ઊઠયો.

'પણ એમની પાસે લશ્કરી શિક્ષણ નહિ લેવાની પાછળ થોડાંક કારણો છે.' શરૂઆતમાં જ વાતને બીજા પાટા પર ચડતી જોઈને, જાપાનીઓના વાકયથી વિશેષ રોષે ભરાવા છતાં રોષ પર સંયમ મૂકીને ગુરુસ્વામી બોલ્યો : 'વાત એમ છે કે આજથી આઠ દિવસ પહેલાં આપણા નવજવાનોને લશ્કરી શિક્ષણ આપવાની શરૂઆત કરવાની હતી. એ દિવસથી આઝાદ હિંદ ફોજમાંથી જરૂરી સિપાહીઓ મોકલવા માટે આપના હુકમ અનુસાર ફોજમાં અમે ગાંગુલી સાહેબ મારફત જીવાનસિંગ સાહેબ પર માગણી મોકલી હતી. એ માગણી અનુસાર આઝાદ હિંદ ફોજમાંથી એક ટુકડી આઠ દિવસ પહેલાં અહીં આવી પહોંચી હતી. પણ એ જ વખતે જાપાની સિપાહીઓની આ ટુકડી પણ અચાનક અહીં આવી પહોંચી હતી અને આપણા નવજવાનોને લશ્કરી શિક્ષણ આપવાની ખ્વાહીશ વ્યક્ત કરી હતી. મેં એમની ખ્વાહીશનો સવિનય આભાર માન્યો હતો, પણ જણાવ્યું હતું કે હાલ તુરત અમને લશ્કરી શિક્ષણ આપવા માટેની વ્યવસ્થા થઈ ચૂકી છે, એટલે જરૂર નથી. જરૂર પડયે જરૂર હાથ લંબાવશું. પણ હિંદી સિપાહીઓની હાજરીમાં એમના નાયકે પોતાની ટુકડી હિંદી સિપાહીઓ કરતાં વિશેષ કાબેલિયત ધરાવે છે એમ કહીને લશ્કરી શિક્ષણ આપવાની માગણી વિશેષ ભારપૂર્વક રજૂ કરી હતી. મને એ માગણીમાં આઝાદ હિંદ સેનાના સિપાહીઓનું અપમાન જણાયું હતું, છતાં યે ઉછાંછળા ન દેખાવાના ડરથી એટલો જ જવાબ આપ્યો હતો કે કોની કાબેલિયત વિશેષ છે એ નક્કી કરવા જેટલું લશ્કરી જ્ઞાન હું ધરાવતો નથી, એટલે એ પ્રદેશ મારી મર્યાદાની બહાર છે, પણ હાલ તુરત અમે એમની પાસેથી પ્રાથમિક શિક્ષણ મેળવી લઇએ પછી

આપની પાસેથી વિશેષ શિક્ષણ લેવાની માગણી કરશું. એમ કહીને મેં એમની માગણીનો ભારપૂર્વક અસ્વીકાર કર્યો હતો.

'એ વખતે તેઓ ચાલ્યા ગયા હતા અને અમે આઝાદ હિંદ ફોજના સિપાહીઓ પાસેથી લશ્કરી શિક્ષણ લેવું શરૂ કર્યું હતું. પણ બે દિવસ બાદ ફરીથી તેઓ ગાંગુલી સાહેબનો હુકમ લઈને આવ્યા હતા કે આઝાદ હિંદ ફોજના સિપાહીઓને બદલે જાપાની સરકાર સાથે ગાઢ સંબંધની સ્થાપના કરવા જાપાની સિપાહીઓ પાસેથી લશ્કરી શિક્ષણ લેવું વધુ હિતાવહ છે અને મારી સૂચનાનો અમલ કરશો એવી આશા રાખું છું. જાપાનીઓના હાથેજ લશ્કરી શિક્ષણ આપવાનો આ આગ્રહ મને શંકાયુક્ત લાગ્યો હતો અને એ વખતે મેં એમને જણાવી દીધું હતું કે આ મુદ્દો વધારે ગૂંચવાડાભર્યો થતો જાય છે એટલે હું હાલ તુરત અમારા નવજવાનોને લશ્કરી શિક્ષણ જ આપવાનું બંધ કરવા માગુ છું. છએક દિવસ બાદ અમારા સેનાપતિ સાહેબ આવે ત્યારે આ બાબતમાં અમે ચોક્કસ નિર્ણય કરી નાખશું. આમ કહીને મેં એમને રજા આપી હતી અને એ વિચિત્ર પરિસ્થિતિની સ્પષ્ટતા કરીને આઝાદ હિંદ ફોજના સિપાહીઓને પણ થોડા દિવસ ખમી જવા વિનતિ કરી હતી.

'આપ પાંચેક દિવસમાં આવી જશો એવા ખ્યાલથી મેં એમને છ દિવસની મુદત આપી હતી. 'પણ આપ એક દિવસ મોડા થયા ત્યાં તેઓ આજે અત્યારમાં આવી પહોંચ્યા અને આપણા જવાનોને લશ્કરી શિક્ષણ આપવાની ફરીથી વાત મૂકી. એ દરમ્યાન આપ આવી ગયાના સમાચાર આપણા પ્રવાસી જવાનોએ આવીને આપતાં આપને મેં વિનતિનો સદેશો મોકલ્યો. ત્યારથી આ સિપાહીઓને રોકીને હું ઊભો છું. આટલી પ્રથમ ટપકે વાત. કેટલીક વિગતો જાહેરમાં ન કહી શકું. હાલ તુરત એમને આપ જે નિર્ણય જણાવવો હોય એ જણાવી શકો છો. આપ આવી પહોંચતાં આપે સોંપેલી જવાબદારીમાંથી હું મુક્ત થાઉં છું.'

આટલું કહીને ગુરુસ્વામી ચૂપ થયો.

વીરેન્દ્ર જેમ જેમ આ વાત સાંભળતો ગયો તેમ તેમ એની આંખોના ભાવ ફરતા ગયા. મુખનો રંગ પલટાતો ગયો. લશ્કરી શિક્ષણ માટે થયેલ વ્યવસ્થાથી પ્રગટેલા આનંદને સ્થાને આ ગાઢ સંબંધ અને સહકારના આક્રમણથી એના મનમાં રોષ છાઈ ગયો. ગુરુસ્વામી તરફથી મુખ ફેરવીને એણે જાપાની નાયક તરફ નજર કરી. હિંદી મુખરેખાઓ પરથી કરડાકીને ન સમજી શકનાર જાપાની નાયકે પોતાના તરફ નજર ફરતાં દેખીને કાંઈક બોલવાની શરૂઆત કરી ત્યાં વીરેન્દ્રે એમને અટકાવીને પૂછ્યું : 'તમે કોના તરફથી આવો છો?'

'ઇવાકુરો કિકાન તરફથી.' નાયકે જવાબ આપ્યો.

'અહીં મોકલતાં પહેલાં આ સંસ્થાની કશી માહિતી તમને આપવામાં આવી છે?' વીરેન્દ્રે પૂછ્યું.

'હા, બધી માહિતી આપ્યા બાદ જ અમને અહીં મોકલવામાં આવ્યા છે.' નાયકે પોતાની પાકી પૂર્વ તૈયારીની પિછાન આપવાના ઇરાદાથી ગર્વભેર કહ્યું.

'આ સંસ્થાની સ્થાપના મેં કરી છે, એ તમને ખબર છે?' વીરેન્દ્રે પૂછ્યું.

'જરૂર, આપ સાહેબે...જ' આ તો તદ્દન સામાન્ય વાત–એમ વિચારતાં નાયકે જવાબ દીધો.

'એની સંપૂર્ણ જવાબદારી મારા હસ્તક છે એ પણ તમે જાણો છો ને?' વીરેન્દ્રે આગળ પૂછ્યું.

'જરૂર! જરૂર!' નાયકે આવા સામાન્ય પ્રશ્નોથી અધીર બનીને બેવડો હોંકારો દીધો.

'એ સંસ્થાની કોઈ પણ બાબતમાં મારો જ નિર્ણય આખરી ગણાય છે, એ પણ તમે જાણતા હશો.' વીરેન્દ્રે એમની સામે નજર નોંધી રાખીને પૂછ્યું.

'હા, જી ! એટલે તો આપના આગમનની અમે આટલા દિવસથી રાહ જોતા હતા.' નાયકે પોતાની માહિતી સ્પષ્ટતાપુર્વક રજૂ કરતાં કહ્યું.

'તો હું, આ સંસ્થાનો સ્થાપક, સંચાલક અને સંપૂર્ણ સત્તાધારક તમને જણાવું છું કે આ સંસ્થામાં લશ્કરી શિક્ષણ આપવું કે નહિ એ મારી મરજી પર આધાર રાખે છે. એ લશ્કરી શિક્ષણ તમારી મારફત આપવું કે બીજાની મારફત આપવું એ પણ મારા નિર્ણય પર આધાર રાખે છે. તમારી જરૂર લાગશે તો હું તમારા સત્તાધીશ પાસે એ સંબંધે જરૂર માગણી કરીશ. જ્યારે એ માગણીના જવાબ રૂપે તમે અહીં આવશો ત્યારે તમારો સવિનય સત્કાર કરવા હું આ દરવાજા બહાર સાત પગલાં ચાલીને સામો આવીશ. ત્યાં સુધી તમારે આ સંસ્થાની અંદર પગ માંડવાની જરૂર નથી. પગ માંડશો તો તમારા ઈવાકુરો કિકાન સાથે અમારે થયેલ સમજણનો ભંગ ગણાશે અને એ ભંગ બદલ તમારી સામે રીતસર પગલાં ભરવામાં આવશે.'

જાપાની નાયક સામે સ્થિર નજરે, આંગળી તાકીને સત્તાવાહી અવાજે વીરેન્દ્ર બોલ્યે ગયો.

ઘડી પહેલાં સામાન્ય સવાલો પૂછનાર વીરેન્દ્રને એકદમ સત્તાવાહી સ્વરૂપે બોલતો સાંભળીને વરસોથી વિજય મેળવીને આગળ વધતી એક સલ્તનતનો તુમાખી સિપાહી નાયક ઘડીભર થંભી ગયો, પણ થોડી જ વારમાં પોતાની તુમાખી પર આવીને એ બોલ્યો : 'તમારા આ વર્તનનાં પરિણામો ઘણાં ગંભીર આવશે.'

'કોના માટે ?' પોતાના ક્રોધને લહેરને રસ્તે ચડાવીને વીરેન્દ્ર બોલ્યો.

'તમારા વર્તનનાં પરિણામો કોના માટે ગંભીર હોય ? તમારા જ માટે તો ?' જાપાની અફસર વીરેન્દ્રની લહેરથી વધારે ચિડાઈને બોલ્યો.

'એની ચિંતા તમે શા માટે કરો છો ? મારી ચિંતામાં સહભાગી

થવા જેટલો ગાઢ સંબંધ આપણી વચ્ચે હજી કયાં સ્થપાયો છે?' વીરેન્દ્ર બોલ્યો.

'ગાઢ સંબંધ સ્થાપવા માટે લંબાવેલો સત્તાધિકારીઓનો હાથ આ રીતે પાછો ઠેલવાથી...' કહીને જાપાની નાયક કાંઇક લાંબું લાંબું વાકય બોલવા જતો હતો ત્યાં વચ્ચેથી વીરેન્દ્ર બોલ્યો.

'એવી લાંબી ચર્ચા કરવાનો મને અત્યારે સમય જ નથી. એને માટે વળી બીજો સમય મુકરર કરશું. અત્યારે તો તમે મારા નિર્ણયની રાહ જોતા હતા એ તમને મળી ગયો માટે Good bye..'

કહીને હાથમાં હાથ મિલાવવાને બદલે વીરેન્દ્રે દૂરથી જ હાથ ઊંચો કર્યો અને ગુરુસ્વામી તરફ ફરીને બોલ્યો: 'ચાલો કાર્યાલયમાં, આપણા કામે ચડી જઇએ.'

'હું આપણા જવાનોને ત્યાંસુધીનો કાર્યક્રમ સોંપતો આવું.' કહેતો ગુરુસ્વામી સામે ઊભેલા જવાનો તરફ દોડયો અને વીરેન્દ્ર કાર્યાલયમાં ગયો.

થોડી વારે ગુરુસ્વામી આવી ગયા બાદ બન્ને વચ્ચે ચર્ચાઓ શરૂ થઇ. વીરેન્દ્ર પૂછતો આવ્યો, ગુરુસ્વામી જવાબ આપતો આવ્યો. ગુરુસ્વામી કહેતો ગયો વીરેન્દ્ર સાંભળતો ગયો. જેમ જેમ વીરેન્દ્ર સાંભળતો ગયો તેમ તેમ એનું આશ્ચર્ય વધતું ગયું, આશ્ચર્યમાં રોષ પણ ઉમેરાતો ગયો. એ આશ્ચર્ય અને એ રોષ એને ઘડીક વિચારમાં તો ઘડીક નિર્ણયાત્મક માનસમાં મૂકતાં ગયાં.

સૌથી છેલ્લે ગુરુસ્વામીએ કહ્યું: 'આપણી સભાના કાર્યનો આ અહેવાલ અને આ પ્રવૃત્તિમર્યાદા; હિંદી સ્વાતંત્ર્ય સંઘના કર્મચારીઓ સાથેનો આ વ્યવહાર અને આ અથડામણ, જાપાની સત્તાધારીઓ સાથેના આ સંબંધ અને આ પ્રસંગ–એ બધાંની પાછળનાં કારણોની સ્પષ્ટતા આપણા 'સર્વસંચારી યૂથ' નો અહેવાલ કરી આપશે. આપણા 'સર્વસંચારી યૂથ'નો અહેવાલ બોલે છે:

(૧) સત્તાધીશો સંબંધે: સત્તાધીશોનું હિંદી પ્રજા પ્રત્યેનું વલણ

બદલાયું લાગે છે. હિંદી વિસ્તારોમાં જાપાની સિપાહીઓની સંખ્યા અને અવરજવર વધ્યાં છે. હિંદી પ્રજાના ઘરમાં માત્ર જાણ કરવાનો ઉપચાર પૂરો કરીને ઘૂસી જાય છે અને તપાસ કરે છે. એવે વખતે હિંદી સિપાહીઓને સાથે રાખે જ એવું નથી બનતું. આ વલણ દર્શાવતા પ્રસંગો કુલ સાત. ત્રણ તામીલ કુટુંબોમાં, એક તેલગુ કુટુંબમાં, એક શીખ કુટુંબમાં અને બે છૂટા છૂટા. આ પ્રસંગોનાં કારણ, કોઇ હિંદી સ્ત્રી--જાસૂસની શોધ, બ્રિટિશ તરફી સાહિત્ય છુપાવવાની ગંધ, ચીના–મલાયલી શંકાસ્પદ મિત્રોને આશ્રય આપવાની શંકા. એની વિગત આ સાથે.

હિંદી આગેવાનોના ઘર પર નજર રાખવા માટે આસપાસના વિસ્તારોમાં એમના માણસો મૂકયા હોવાની ગંધ; વિશેષ વિગત તપાસ બાદ.

સત્તાધીશોમાં બે વિભાગ : એક ઇવાકુરો કિકાનના મદદનીશ સત્તાધીશનો. બીજો હિંદી નિરીક્ષક અધિકારીનો. મદદનીશ સત્તાધીશ હિંદીઓ પ્રત્યે કડક વલણ રાખવા હુકમો કરી રહ્યા છે. હિંદી નિરીક્ષક અધિકારી અંગત ભલમનસાઈ બતાવીને એ હુકમોને નમ્ર રીતે અમલમાં મૂકવા, કડવાશ ટાળવા પ્રયત્નશીલ દેખાય છે.

(૨) હિંદી સ્વાતંત્ર્ય સંઘ અને આઝાદ હિંદ ફોજ સંબંધે: સત્તાધીશો તરફથી હિંદી સ્વાતંત્ર્ય સંઘને તથા આઝાદ હિંદ ફોજને સમકક્ષાએ સ્થાપવાનો સ્વીકાર થવાની સંભાવના નજરે નથી ચડતી. સંઘ તથા ફોજના નામનો વિદેશોમાં પ્રચાર કરી ચૂકયા છે. હવે માત્ર એનો ઉપયોગ કરી લેવાની વેતરણ ચાલે છે.

હિંદી સ્વાતંત્ર્ય સંઘ સામે 'આઝાદ હિંદી સંઘ,' 'કૌમી સંઘ' 'યુવક પ્રવૃત્તિ' વગેરે જુદી જુદી સંસ્થાઓ સત્તાધીશો તરફથી શરૂ કરવામાં આવી છે. એના બે ઉદ્દેશ : એક તો–હિંદી સ્વાતંત્ર્ય સંઘ એકલો જ હિંદીઓની પ્રવૃત્તિઓનું પ્રતિનિધિત્વ નથી ધરાવતો, અન્ય સંસ્થાઓ પણ હિંદી પ્રજા તરફથી ચાલે છે, એટલે એકલા હિંદી સ્વાતંત્ર્ય સંઘને સમકક્ષાનું સ્થાન આપી ન શકાય--એવી દલીલ આગળ

કરવા માટે તથા બીજું હિંદી સંઘની પ્રવૃત્તિને સમગ્ર પ્રજામાન્ય થવાને બદલે આવી સંસ્થાઓ વહેંચાઇ જતાં હિંદી સંઘને કમજોર બનાવવા માટે.

એ સંસ્થાઓની પ્રવૃત્તિની વિગત મેળવી શકાઈ નથી. છેલ્લે છેલ્લે સત્તાધીશોના બદલેલા વલણને કારણે કયાંક આપણા નવજવાનો આપની ગેરહાજરીમાં સત્તાધીશો સાથે ઘર્ષણમાં ન આવી પડે તેટલા માટે.

આઝાદ હિંદ ફોજની પ્રથમ ટુકડીઓ બર્મા ગયા બાદ બીજી ટુકડીઓને પણ વહેલી તકે મોરચા પર મોકલી દઇને મનધાર્યો ઉપયોગ કરી લેવાની વેતરણ ચાલે છે. ફોજની અંદરથી કાંઇક વાંધો ઊઠવાને કારણે છાવણીઓ તરફ નાગરિક જનતાની હિલચાલ પર મર્યાદા મૂકી દેવામાં આવી છે. ઘણું કરીને ત્રણસો જેટલા ફોજી સિપાહીઓને શિક્ષણ આપવાને બહાને સત્તાધીશો જાપાન લઈ ગયા છે તેનો પત્તો નથી એ કારણે આ પરિસ્થિતિનો ઉદ્ભવ થયો લાગે છે.

આઝાદ હિંદ ફોજને વીસ હજારથી વધારે સંખ્યામાં ન જવાનો રીતસર હુકમ અપાઇ ગયો છે, ફોજની તાકાતને તદ્દન મર્યાદિત રાખવા માટે.

(૩) ચીના–મલાયલી લોકો સંબંધે : એમનામાં આપણી પ્રવૃત્તિ વિષે વિચિત્ર વિચારો પ્રવર્તે છે. ખાસ કરીને સત્તાધીશો સાથે મળીને થયેલી હિંદી પ્રવૃત્તિને તેઓ પોતાને દબાવી રાખવાના સાધનરૂપે ગણે છે, પોતાના સ્વાતંત્ર્યને માટે હાનિકારક ગણે છે.

હિંદી પ્રવૃત્તિને તોડી પાડવાના તેઓ પ્રયત્નો કરી રહ્યા છે. કેટલાક ભાંગફોડના બનાવોમાં એમનો હાથ હોવાની શંકા છે. ખાસ કરીને રાજગોપાલન સાહેબ પર ફેંકાયેલ બોંબ વિશેષ શંકા પ્રેરે છે. જાહેર રીતે તેઓ 'કૌમી સંઘ' 'આઝાદ હિંદી સંઘ' ને સાથ આપી રહ્યા છે. 'ઑલ મલાયન મુસ્લિમ કલબ' જેવી સંસ્થા શરૂ કરવાની તરફેણ કરી રહ્યા છે. છેલ્લી બે પ્રવૃત્તિની વિગત પૂરી મેળવી શકાઈ

નથી. આપણી સંસ્થામાં દાખલ થયેલ મલાયલી ઓરતોના હિંદી મુસ્લિમ જવાનોનાં વર્તન શંકાભર્યાં લાગવાથી એમની પ્રવૃત્તિ પર વિશેષ નજર મૂકવામાં આવી છે.

(૪) આપણી પોતાની નવજવાન સભા સંબંધેઃ આપણા જવાનોને લશ્કરી શિક્ષણ આપવાના જાપાની નાયકના આટલા બધા આગ્રહ પાછળનો ઉદ્દેશ આપણા જવાનો સાથે ભળીને એમને ફોડવાનો તથા પોતાના હેતુસર ઉપયોગ કરી લેવાનો લાગ્યો છે. આપણી સંસ્થાની પ્રવૃત્તિ પર સંપૂર્ણ નજર રાખવામાં આવે છે અને સંસ્થા જોખમકારક તત્ત્વો ધરાવે છે એવો અભિપ્રાય સત્તાધીશ વર્ગમાં પ્રવર્તે છે.'

આટલું બોલીને ગુરુસ્વામી ચૂપ થયો. તરત જ વીરેન્દ્રે પ્રશ્ન પૂછયોઃ 'આ બધી વિગતો સંપૂર્ણ પાયાદાર હોવાની ખાતરી કરવામાં આવી છે ?'

'જેટલાં એનાં પ્રમાણો અને પ્રસંગો મળ્યાં છે એ સાથે ટાંકયા છે. શંકાસ્પદ મુદ્દાઓ પર નોંધ કરવામાં આવી છે. વિશેષ તપાસ માટે એ મુદ્દાઓ મૂકવામાં આવ્યા છે. સત્તાધીશોના વલણના પ્રસંગો. 'આઝાદ સંઘ' 'કૌમી સંઘ'નો ઉદ્ભવ, તેમ જ ચીના–મલાયલી લોકો સંબંધે આપણી સાથી સંસ્થા–નારી સભાનાં સંચાલિકા તરફથી પણ સ્વતંત્ર અહેવાલ આપણી જાણ ખાતર મોકલવામાં આવ્યો હતો. આપણને મળેલ વિગતોને એમનો અહેવાલ પણ સંપૂર્ણ પુષ્ટિ આપે છે. કેટલીક વિગતો એ અહેવાલ વિશેષ પૂરી પાડે છે.' ગુરુસ્વામી બોલ્યો.

તરત જ વીરેન્દ્ર અહેવાલના પ્રસંગ, પુરાવા ફેરવવા લાગ્યો. ઊંડાણથી એ વાંચતો ગયો અને વાંચતો વાંચતો વખતોવખત ઊંડા વિચારોમાં ઊતરતો રહ્યો. અહેવાલ સંપૂર્ણ કર્યા બાદ એણે ઊંચી નજર કરી અને ગુરુસ્વામીને પૂછ્યુંઃ 'આ બધા પરથી તમારો અભિપ્રાય શો બંધાય છે ?'

'મારો અભિપ્રાય આપની સમક્ષ રજૂ કરવા માટે હું મને પોતાને નાનો સમજું છું.' ગુરુસ્વામી અદબભેર બોલ્યો.

'તમારી એ નમ્રતાનું માન કરું છું, પણ આ સંસ્થાના તમે મારા પછી સૌથી વિશેષ જવાબદાર અધિકારી છો એ જવાબદારી અદા કરવા માટે આ પરિસ્થિતિને તમે કઈ રીતે મૂલવો એ હું જાણવા ઇચ્છું છું.' વીરેન્દ્રે પૂછ્યું.

'પરિસ્થિતિ કટોકટી તરફ જઈ રહી છે એમ હું માનું છું અને એ માટે તૈયારી કરી રાખવી જોઇએ એવો મારો સવિનય અભિપ્રાય છે.' ગુરુસ્વામી બોલ્યો.

'આપણા નવજવાનોની કેવીક તૈયારી તમે માનો છો?' વીરેન્દ્રે પૂછ્યું.

'આમાંની ઠીક ઠીક પરિસ્થતિથી જવાનો જાણકાર છે. અત્યાર સુધી સભામાંથી મેળવેલા શિક્ષણને કારણે તેઓ આ પરિસ્થિતિના ઉગ્ર વિરોધી છે. કેટલીક પ્રવૃત્તિઓ થંભાવી દેવી પડી છે એ તો તેમની યુદ્ધ-તત્પરતાને કારણે. થોડાંક નબળાં તત્ત્વો છે ખરાં, પણ એનું પ્રમાણ ઘણું જ પરિમિત કહી શકાય. બાકીના તો સૌ આપના આગમનની અને વિગ્રહ માટેના કોઈ ફરમાનની રાહ જોઇ રહ્યા છે.' ગુરુસ્વામીએ કહ્યું.

'તમે રજૂ કરેલ અહેવાલની ઘણીખરી માહિતી મારી પાસે આવી ગઈ છે. એના પ્રસંગ-પુરાવા પણ મારી નજર સમક્ષ આવી ગયા છે. હવે આપણે પગલું ભરવાનું જ રહે છે. આપણા જવાનોને 'અવની-ખંડ'માં એકત્ર કરો. હું હમણાં આવી પહોંચું છું.' વીરેન્દ્રે હુકમ આપ્યો.

ગુરુસ્વામી હુકમ પ્રમાણે વ્યવસ્થા કરવા ગયો અને વીરેન્દ્ર ફરીથી અહેવાલમાંથી મહત્ત્વના મુદ્દા વાંચતો વિચારમાં પડતો ગયો. એ વિચાર એના મનમાં કોઈ કોઈ નિર્ણયની રેખાઓ ખેંચતા ગયા.

થોડીવાર બાદ ગુરુસ્વામીની-તૈયારી-જાણ, વીરેન્દ્રનું 'અવની-ખંડ'માં આગમન અને નવજવાનોની સેનાપતિને નમન-વિધિ.

સંપૂર્ણ શાંતિ અને ગંભીરતા વચ્ચે વીરેન્દ્રે બોલવું શરૂ કર્યું:

'મારી પાસે આવેલી માહિતી બોલી રહી છે કે આપણો સ્વાતંત્ર્ય-સંગ્રામ પાસે આવી રહ્યો છે. અલબત્ત, એ સ્વાતંત્ર્ય-સંગ્રામ લડવાની ભૂમિ અને સામેનો શત્રુ આપણે ધાર્યાં હતાં એનાં કરતાં જુદાં નીકળવાનો સંભવ છે. કદાચ એ સંગ્રામ-ભૂમિ આ સીંગાપુર જ નીવડશે અને શત્રુઓ કદાચ આપણી આ પ્રવૃત્તિમાં સાથ આપનાર અહીંના સત્તાધીશો જ હશે. આ પરિસ્થિતિના ઉદ્ભવની કેટલીક માહિતી તો તમારા સ્વાનુભવની છે અને એ સ્વાનુભવમાંથી પ્રગટેલી તમારી યુદ્ધ-તત્પરતા વિષે પણ હું માહિતગાર છું.

'તમારી એ યુદ્ધ-તત્પરતાનું હું બહુમાન કરું છું, પણ એની સાથે થોડીક વાસ્તવિકતા પણ તમારી સામે રજૂ કરી દેવા માગું છું.

'આપણી આ યુદ્ધ-તત્પરતાને કોઈ અવ્યવહારુ સાહસ પણ ગણશે અને માતૃભૂમિના સ્વાતંત્ર્ય-સંગ્રામ ખાતર વ્યવહારુ બાંધછોડ કરવાની જરૂરિયાત પણ સમજાવવા આવશે. પણ એની સામે મેં તમારી પાસે અનેક વાર રજૂ કરેલા પેલા અમર સિદ્ધાંતને યાદ અપાવવા માગું છું કે સ્વાતંત્ર્ય-સંગ્રામમાં સ્થળ, કાળ કે પરિણામના ભેદાભેદ મહત્ત્વ ધરાવતા નથી.

'સ્વાતંત્ર્ય-સંગ્રામ માનવીની સ્વાતંત્ર્ય-ભાવના પર જ નિર્ભર રહે છે. જે માનવી હર કોઈ પળે, હર કોઈ સ્થળે, કોઈ પણ પરિ-ણામની પરવાહ કર્યા વગર પોતાનું સ્વાતંત્ર્ય અખંડ રાખવા માટે ભોગ ધરવાની તૈયારી બતાવે છે એ જ આખરે વિજયી નિવડે છે. જે માનવી એ સ્વાતંત્ર્ય-ભાવના સાથે વ્યવહારૂ બાંધછોડ કરે છે એનો આત્મા એટલો નીચો પડે છે, એની સ્વાતંત્ર્ય-ભાવના એટલી નિર્બળ બને છે. એ નિર્બળતા માનવીના સ્વાતંત્ર્ય-પથ પર પારકી ગુલામી ઉપરાંત આંતરિક દુર્ગુણોનો અસહ્ય અંતરાય ઉમેરે છે. એ અંતરાય સ્વાતંત્ર્ય-વિજયને એટલો આઘો ધકેલે છે.

'આવી નિર્બળતાને વશ થવાને બદલે આપણી સ્વાતંત્ર્ય-ભાવનાને અખંડ રાખવા ખાતર કદાચ આપણે અહીં જ ખતમ થઇ જવું પડે. આપણી માતૃભૂમિના સ્વાતંત્ર્ય ખાતર હિંદની ધરતી પર આપણા મનોરાજ્યના પેલા સોનેરી સ્વપ્ન સમી શહીદી પ્રાપ્ત કરવાને બદલે હિંદની ધરતીથી અહીં દૂર દૂર કદાચ આપણે સાફ થઇ જવું પડે. વતનની આઝાદી ખાતર મેળવવા ધારેલ લશ્કરી શિક્ષણનો એકડો પણ ભણ્યા વગર આપણે અહીં વગર હથિયારે કોઈ બીજા જ શત્રુને હાથે સાફ થઇ જવું પડે. આ જાતનો સામનો કરવાનું આપણું બલિદાન આપણા હમ-વતનીઓથી અણપ્રીછ્યું રહે, સમસ્ત જગતથી પણ કદાચ અણજાણ્યું રહે, કદાચ એ મૂર્ખ પણ ગણાય અને ટીકાને પાત્ર પણ બની જાય.

'આમ છતાંયે આપણી સ્વાતંત્ર્ય-ભાવના અખંડ રાખવા ખાતર, એ અખંડ સ્વાતંત્ર્ય-ભાવના જ આપણા વતનના સ્વાતંત્ર્યને વહેલું લાવશે એવી દૃઢ મનોવૃત્તિ સહિત આવું ઠંડું બલિદાન આપવાની જેમની સંપૂર્ણ તૈયારી હોય તેઓ પોતાની તયારી હાથ ઊંચો કરીને વ્યક્ત કરે.'

એના જવાબમાં 'સ્વાતંત્ર્ય-ભાવના અખંડ રહો !' એવા પોકારો સહિત આખો 'અવની અખંડ' બધા જ નવજવાનોના બબ્બે હાથોનાં વનથી છવાઇ ગયો હતો.

'એવું બલિદાન આપતાં આપણે અહીંની જનતાથી વિછોડાઇ જવું પડે, હિંદી સ્વાતંત્ર્યસંઘથી વિખૂટા થવું પડે, આપણા એકમેકથી પણ જુદા થઇ જવું પડે અને આપણી નવજવાન સભાનું જ સ્વાતંત્ર્ય-બિરુદ જાળવવા અને એ રીતે આપણા વતન હિંદનું આઝાદી-બિરુદ જાળવવા કોઇ અંધારખૂણે એકલપંડે રહેંસાઇ જવું પડે એ માટે યે જેમની વ્યક્તિગત તૈયારી હોય તેઓ પોતાનો હાથ ઊંચો કરે.' વીરેન્દ્ર બોલ્યો.

'નવજવાન સભા...ઝીંદાબાદ...આઝાદ હિંદ...ઝીંદાબાદ !'

એવા પોકારો સહિત બધા જ નવજવાનોના બબ્બે હાથ બબ્બે વખત ઊછળી રહ્યા.

‘ સાચી શક્તિ સંયમમાં છે અને શક્તિ પરિમિત હોય ત્યારે સાચો વ્યૂહ સંરક્ષણનો છે. એ સિદ્ધાંત અનુસાર આપણી પ્રવૃત્તિને સભાની ચાર દીવાલો વચ્ચે જ આપણે મર્યાદિત રાખવાની છે. અહીં બેઠાં જો કોઈ આપણા સ્વાતંત્ર્યમાં કે પ્રવૃત્તિમાં હસ્તક્ષેપ કરવા આવે તો એનો સમગ્ર બળથી સામનો કરજો.’

આવો છેલ્લો હુકમ આપીને વીરેન્દ્ર ‘ આઝાદ હિંદ ઝીંદાબાદ ! ’ ના પોકારો વચ્ચે ‘અવની-ખંડ’માંથી બહાર નીકળ્યો. ગુરુસ્વામીને નવજવાન સભામાં કેવી રીતે હવેથી પ્રવૃત્તિને રાહ આપવો અને નવજવાનોના જુસ્સાને કેવી રીતે યોગ્ય કાર્યક્રમ આપતા રહેવો એ વિષે વિગતથી સૂચનાઓ આપતો મોટર સુધી પહોંચ્યો અને મોટરમાં બેસતાં એણે સચ્ચાસિંગને હુકમ આપ્યો : ‘સચ્ચાસિંગ! ગાંગુલી સાહેબના ઘેર...’

## ૧૩

## ફરજનાં ઘર્ષણ

નવજવાન સભામાંથી નીકળીને મોટર વીરેન્દ્રના વિચાર–વેગ સમી ઝડપે જ ગાંગુલી સાહેબને ઘેર પહોંચી અને એટલી જ ઝડપે ગાંગુલી સાહેબ સાથે વીરેન્દ્રની ચર્ચા શરૂ થઇ. એ વખતે ગાંગુલી સાહેબને મળવા આવેલા મોતીચંદ શેઠની ચુપકીદી સાથે વીરેન્દ્ર અને ગાંગુલી સાહેબ વચ્ચે પૂરો એક કલાક ચાલેલી આ ચર્ચાના મુદ્દા આ હતા:

'હિંદી સ્વાતંત્ર્ય સંઘ તેમ જ આઝાદ હિંદ ફોજને જાપાની સરકાર સાથે સમકક્ષા મળવી જોઇએ એવી આપણી માગણીનો શો જવાબ આવ્યો છે?' વીરેન્દ્રનો સવાલ હતો.

'હજી સત્તાધીશો સાથે એ સંબંધે વાટાઘાટ અર્થે મારો પત્ર–વ્યવહાર ચાલે છે.' ગાંગુલી સાહેબ જવાબ દેતા હતા.

'તમને નથી લાગતું કે આ વાટાઘાટ અને પત્રવ્યવહાર એમની સમય–મર્યાદા વટાવી ગયાં છે?' વીરેન્દ્ર પૂછતો હતો.

'વાટાઘાટ અર્થે ઘણી શાંતિ અને ધીરજની જરૂર હોય છે.' ગાંગુલી સાહેબ કહેતા હતા.

'આઝાદ સંઘ' 'કૌમી સંઘ' જેવી નવી સંસ્થાઓ સત્તાધીશોને આશ્રયે શરૂ થઇ છે એની તમને જાણ છે?' વીરેન્દ્ર પૂછતો હતો.

'એમાં તો મને આપણી પ્રજાની નબળાઇ લાગે છે. પ્રજા સમજુ હોત તો સત્તાધીશો એ ન કરાવી શક્યા હોત.' ગાંગુલી સાહેબ કહેતા હતા.

'આઝાદ હિંદ ફોજને વીસ હજારની મર્યાદામાં જ રહેવાનો હુકમ અપાયો છે?' વીરેન્દ્ર પૂછતો હતો.

'મર્યાદામાં રહેવાનો હુકમ નથી, પણ પ્રાથમિક સંખ્યા વીસ હજાર જેટલી હોય તો લશ્કરી શિક્ષણનો પાયો મજબૂત બને એવી પરિસ્થિતિજન્ય સલાહ છે.' ગાંગુલી સાહેબ જવાબ દેતા હતા.

'હિંદી વિસ્તારોમાં જાપાની સિપાહીઓની અવરજવર અને ગૃહપ્રવેશ વધ્યાં છે ?' વીરેન્દ્ર પૂછતો હતો.

'કોઈ પણ સત્તાધીશને શંકાશીલ તત્ત્વોની તપાસ કરવાની જરૂર પડે જ અને આવા વિશ્વયુદ્ધના સંયોગોમાં તો સવિશેષ. છતાં યે ઘરધણીને જાણ કર્યા પછી જ તેઓ આવું પગલું ભરે છે એમાં તો હું એમની સદ્ભાવના નીરખું છું.' ગાંગુલી સાહેબ જવાબ દેતા હતા.

'આ જવાબો મને જરા યે સંતોષ આપતા નથી, પણ તમને એમ નથી લાગતું કે સીંગાપુરના વિજય બાદ સત્તાધીશોએ બતાવેલા વલણ કરતાં આ વલણ કોઈ જુદે જ રસ્તે જઈ રહ્યું છે ? એ વલણ અનુસાર વર્તવામાં આપણે આપણા પર વિશ્વાસ રાખી બેઠેલી પ્રજાને છેહ નથી આપતા ?' વીરેન્દ્ર પૂછતો હતો.

'તમારું મન પહેલેથી શંકાપાત્ર હતું અને હમણાં વિશેષ બન્યું લાગે છે. પણ હું તમને એક વાતની ખાતરી આપવા માગું છું કે આપણા વતનની આઝાદીની તમન્ના તમારા જેટલી જ હું સેવી રહ્યો છું. એ છતાં આપણી પ્રજાની શક્તિઓનો કયાસ બાંધીને તેમના રક્ષણ ખાતર જ સત્તાધીશો સાથે વાટાઘાટો ચલાવી રહ્યો છું. પ્રજામાં મારા આશયો વિષે શંકા જાગે ત્યાં સુધીનું જોખમ વહોરીને પણ હું વાટાઘાટના પ્રયાસો જારી રાખી રહ્યો છું, પણ કયારેક પોતાની બદનામીને ભોગે પણ માણસે પોતાની પ્રવૃત્તિ જારી રાખવી ઘટે છે. હું અત્યારે મને એ સ્થિતિમાં માનું છું.' ગાંગુલી સાહેબ કહેતા હતા.

'ત્યારે અહીંથી મારો રાહ જુદો પડે છે. વધારે પડતા વાટાઘાટ સ્વાતંત્ર્યભાવનાને નિર્બળ કરીને સ્વાતંત્ર્ય-પથમાં વિશેષ અંતરાય ઊભો કરે છે. ખરી રીતે તો પ્રજાની તાકાત

અને ત્યાગ જ સત્તાવાળાઓને સમાધાન કરાવવામાં કારણભૂત બને છે. એટલે સમાધાન અને વાટાઘાટ કરતાં પ્રજાની તાકાત અને તૈયારીને જ પ્રાધાન્ય આપવું જોઇએ. અત્યારે, એનાથી ઊલટું, સમાધાન ભાંગી ન પડે એવી બીક સેવીને પ્રજાને ચૂપ રહેવાનું તથા પ્રજામાં થતા અન્યાયો ગળી ખાવાનું કહેવામાં આવે છે તે પ્રજાના આત્માને મારી નાખવા જેવું થઈ રહ્યું છે. લાંબે ગાળે વાટાઘાટો ભાંગી પડશે ત્યારે પ્રજાની તાકાત પણ ભાંગી પડી હશે અને સત્તાધીશો માટે પ્રજાને દબાવી દેવાનો રાહ સરળ થઇ જશે. હું પોતે આવી વાટાઘાટોની પ્રવૃત્તિમાં સાથ ન આપી શકું. આટલા ખાતર મારે મને પોતાને તથા મારી સંસ્થાને અલગ કરી નાખવાં પડશે.’ વીરેન્દ્ર કહેતો હતો.

‘જુદા પડશો તો એ બાબતનું દુઃખ બીજા કોઈ કરતાં મને વિશેષ હશે. પણ આ રીતે તમને અને તમારી સંસ્થાને હિંદી સ્વાતંત્ર્ય સંઘથી અલગ પાડીને તમે બન્નેને કેવા જોખમમાં મૂકી દો છો એનો તમને ખ્યાલ નથી, મિ. વીરેન્દ્ર! અત્યાર સુધી સસ્થાની વિશાળ છત્રછાયાને કારણે મળતી સુરક્ષિતતા તમે ટાળી બેસશો. વધારે પડતી આફત વહોરી લેશો. એ બધી આફત અમને પોતાને યે ગૂંચવાડાભરી સ્થિતિમાં મૂકી દેશે. હા. એક વાત લાગે છે કે ડૉકટર જોસેફ સાહેબ અત્યારે અહીં હોત તો એ કદાચ મારા દૃષ્ટિબિંદુને સમજી શકત, તમને પણ એ સમજાવી શકત અને આ જોખમી પગલામાંથી અટકાવી શકત.’ ગાંગુલી કહેતા હતા.

‘અત્યારે આખી હિંદી પ્રજા જોખમમાં મુકાઇ ગયેલી જ છે અને હિંદી સંઘ માને તો ગુંચવાડાભરી સ્થિતિમાં મુકાઇ ગયેલો જ છે. શરૂઆતમાં ડૉકટરે જે પરિસ્થિતિની કલ્પના કરી હતી એને બદલે અત્યારે ઊભી થયેલી પરિસ્થિતિનો એ પણ સામનો કરવાનો જ અભિપ્રાયય રજૂ કરત અને કદાચ મારા અભિપ્રાયમાં સાથ જ

પુરાવત. એમની ગેરહાજરી મને પણ સાલે છે. હિંદી પ્રજા આવી પરિસ્થિતિમાં મુકાવા છતાં યે હિંદી સ્વા. સંઘ પ્રજાની સ્થિતિ વિષે મનોમન સમાધાન કરીને વાટાઘાટો જ ચલાવવાનું મુનાસબ માનતો હોય તો હું મને પોતાને તથા મારી સંસ્થાને સામાન્ય પ્રજાજનોની હરોળમાં મૂકી દેવાનું મુનાસબ સમજું છું તેમ જ સામાન્ય પ્રજાજનોને મળતી સગવડ કે જોખમનો સ્વીકાર કરીને તેમની સાથે આત્મૈક્ય સાધવાની મારી ફરજ સમજું છું. એ ફરજ ખાતર પણ મારે હિંદી સ્વાતંત્ર્ય સંઘને જવાબદાર સ્થાનેથી છૂટા થઈને જુદાં થવું પડશે.' વીરેન્દ્ર કહેતો હતો.

'તમારે તથા અમારે બન્નેને માટે આવી જોખમી સ્થિતિ સમજવી છતાં તમે જુદા પડવાનો જ નિર્ણય કરશો તો એ બાબતનું દુઃખ બીજા કોઇ કરતાં મને વિશેષ હશે. પણ એ સિવાય મારે માટે કોઈ માર્ગ નથી રહેતો.' આમ કહેતાં ગાંગુલી સાહેબે મુખ ફેરવીને પૂછ્યું : 'તમને આ બાબતમાં કેમ લાગે છે, મોતીચંદ શેઠ ?'

અત્યાર સુધી ચાલતી ગંભીર ચર્ચાઓને સંપૂર્ણ નિઃશબ્દ રહીને સાંભળતા બેઠેલા મોતીચંદ શેઠ ઘડીક ગાંગુલી સાહેબ તરફ તો ઘડીક વીરેન્દ્ર તરફ નજર ફેરવતા બોલ્યાઃ 'એ તો કહ્યું જ છે ને કે ભાઈ વીરેન્દ્ર ! ઉતાવળા સો બહાવરા...ધીરા સો ગંભીર...'

ગાંગુલી સાહેબનાં સમાધાનસૂત્રો અને મોતીચંદ શેઠનાં બોધ-વચનો સાંભળતો વીરેન્દ્ર બહાર નીકળ્યો અને મોટરમાં બેસતાં સચ્ચાસિંગને હુકમ આપ્યોઃ 'રાજગોપાલન સાહેબને ઘેર...'

વેગે ચડેલી મોટર રાજગોપાલનને ઘેર પહોંચી ત્યારે ત્યાં ખડગસિંહ પણ હાજર હતા. થોડા દિવસ પહેલાં સીંગાપુરના ગરીબ વિસ્તારમાં ભાષણ કરવા જતી વખતે કોઇ અજાણી વ્યક્તિઓને હાથે બોંબથી ઘવાયેલા રાજગોપાલનનો ઘાવ સુધરતો આવતો હતો અને તેમની ખબર-અંતર પૂછયા બાદ એમના વચ્ચે ચર્ચાઓ થઇ તે આ હતી :

'અહીં પલંગમાં પડયાં પડયાં બધી પરિસ્થિતિથી હું વાકેફ થઈ ચૂકયો છું, વીરેન્દ્ર.' રાજગોપાલન કહેતા હતા.

'રાજગોપાલન સાહેબ પાસેથી મેં પણ બધી પરિસ્થિતિ જાણી લીધી છે.' ખડગસિંહ કહેતા હતા.

'મારે માટે તો આ પરિસ્થિતિ અસહ્ય છે.' વીરેન્દ્ર કહેતો હતો.

'મારા માટે પરિસ્થિતિ કેટલી અસહ્ય હશે એનો ખ્યાલ તો આ બધાનો વિરોધ નોંધાવવા જતાં મારા પર બ્રિટિશ-તરફી હોવાની શંકા આગળ કરવામાં આવી છે એના પરથી તમે સમજી શકશો.' રાજગોપાલન કહેતા હતા.

'તો પછી કોઇ નિર્ણયાત્મક પગલું ભરવું જોઇએ એમ તમને નથી લાગતું ?' વીરેન્દ્ર કહેતો હતો.

'આપણા તરફથી પ્રથમ પગલું ભરવાને બદલે તેઓ કોઈ જાહેર વચનભંગ કરે એ પછી પગલું ભરવું વધારે લાભકર્તા નીવડશે. આપણા તરફથી સામે ચાલીને ભરાયેલું પગલું કદાચ આપણા પર દોષ ઢોળી દેવા માટે સત્તાધીશોને કામ આવી જશે.' રાજગોપાલન કહેતા હતા.

'આવી જવાબદારીપૂર્વકની પ્રવૃત્તિમાં એવાં દોષારોપણો પર વિશેષ ખ્યાલ આપવો મને ઠીક નથી લાગતો. ઊલટું, એવાં જોખમ માટે તૈયારી રાખવી જોઇએ એમ મને તો લાગે છે.' વીરેન્દ્ર કહેતો હતો.

'કોઈ પણ વખતે જવાબદારી અદા કરવા માટે ભોગ આપવાની મારી તૈયારી છે જ. માત્ર પરિમિત શક્તિઓને કારણે એ ભોગ પૂરેપુરું મૂલ્ય મેળવવાને વખતે અપાય તો વધારે સારું એમ હું માનું છું. તમારા જુસ્સાને હું પહેલેથી સમજું છું અને માન આપું છું. પરંતુ કયારેક એ જુસ્સા પર પરિસ્થિતિ સમજીને કાબૂ રાખવો જોઇએ એમ પણ માનું છું. આપણામાં એક ડોકટર જોસેફ એવા હતા કે જે તમને આવા પગલામાંથી અટકાવી શકત અને આપણને સૌને સાથે રાખી શકત. ભાઈ વીરેન્દ્ર !' રાજગોપાલન કહેતા હતા

અને ખડગસિંહ તરફ ફરીને પૂછતા હતાઃ 'તમને કેમ લાગે છે, ખડગસિંહ સાહેબ!'

'એના કરતાં મને તો એમ લાગે છે કે આપણા સૌ કોઈ કરતાં વિશેષ ઉત્સાહી ડૉક્ટર આ પરિસ્થિતિ સહી ન શકત અને સામનો કરવામાં યે મોખરે રહેત. આ સિવાય મને તો આ બધી ઊંડી દલીલો સાર વગરની લાગે છે. તાકાત હોય તો આપણે લડી લેવું જોઈએ ને ન લડી શકાય તો ખતમ થવા યે તૈયાર રહેવું જોઈએ. છેવટ, પરિસ્થિતિ કરતાં તાકાત જ માર્ગ મુકાવશે, એમ મને તો લાગે છે.' ખડગસિંહ એમની તૈયારી અને એમના લશ્કરી માનસને વ્યક્ત કરતા કહેતા હતા.

'લો વીરેન્દ્ર! તમારા વિચારમાં તમે એકલા નથી. ખડગસિંહ સાહેબ પણ તમારી સાથે છે.' રાજગોપાલન કહેતા હતા.

'ફોજમાં શી વિચારણા પ્રવર્તે છે?' વીરેન્દ્રે પૂછી જોયું.

'ફોજ અને નાગરિક જનતા વચ્ચે પ્રતિબંધ મુકાયા પછી જુવાનસિંગ સાહેબે સંદેશો મોકલ્યો હતો કે ફોજનું અરમાન જાળવવા માટે ફોજી ભાઈઓની સંપૂર્ણ તૈયારી છે. તમે અમારા વિષે ચિંતા ન કરતા, માત્ર તમારા સંયોગોને પહોંચી વળવા તરફ જ સમગ્ર શક્તિઓને કેન્દ્રિત કરશો. કદાચ પોતપોતાના પ્રવૃત્તિ–વિસ્તારમાં જ લડી લેવાનો પ્રસંગ આવે અને અમે તમારી સહાયે ન આવી શકીએ તો માફ કરશો.' રાજગોપાલન કહેતા હતા.

'મને તો એકલાં એકલાં યે પગલું ભરવાનો વખત આવી ગયો છે એમ લાગે છે, રાજગોપાલન સાહેબ!' વીરેન્દ્ર ઊઠતો ઊઠતો કહેતો હતો.

'મને તમારી સાથે જ ગણજો.' ખડગસિંહ કહેતા હતા.

'અને હું યે તમારી પાછળ જ આવી પહોંચું છું, એ અચૂક ખ્યાલ રાખજો.' રાજગોપાલન વિદાય આપતા વીરેન્દ્રને કહી રહ્યા હતા.

આમ જવાબદાર સાથીદારો સાથે ચર્ચાઓ કરીને વીરેન્દ્ર ઘર

તરફ પાછો ફર્યો ત્યારે સાંજના ચાર–પાંચનો સુમાર પહોંચી ગયો હતો. વેગમાં ચાલતી મોટરમાંથી એણે રસ્તામાં કામળા ઉપાડીને જતા મહાત્માજીને જોયા અને એણે મોટર ઊભી રાખતાં બૂમ મારીઃ 'અરે મહાત્માજી! હિંદી લોકોને તે કેટલીક ટાઢ લાગે છે કે કામળા ભેગા કર્યા જ કરો છો ?'

'શું કરીએ, ભાઈ? એટલી એમની આંતરિક નબળાઈ. તારા પ્રયત્નો એમનામાં સંપૂર્ણ સબળાઇ ઉમેરી દેશે પછી મારે કામળા ભેગા કરવાના નહિ રહે.' કહેતા મહાત્મા પાસે આવતાં બોલ્યાઃ 'કયારે પ્રવાસમાંથી પાછો ફર્યો, ભાઇ ?'

'આજે સવારે જ, પણ અહીંની પરિસ્થિતિ બગડતી જાય છે એનો ખ્યાલ છે તમને મહાત્માજી ?' મહાત્માજી પાસે આવતાં વીરેન્દ્રે ધીમેથી પૂછ્યું.

'ખ્યાલ તો પૂરેપૂરો છે, પણ અહીં કરતાં યે મલાયાની પરિસ્થિતિ વધારે ગંભીર છે, ભાઇ! ત્યાં ખાવા ખોરાક નથી, પહેરવા કપડાં નથી, વધારામાં સત્તાધીશો એ સ્થિતિનો લાભ લઇને કાળી મજૂરીએ લઈ જાય છે. ગામડાંના લોકોને જીભ નથી, એમની પડખે કોઈ મોટા માણસ નથી. મોટા માણસ બધા રાજકારણમાં રોકાઈ ગયા છે, એટલે ત્યાં વહેલી તકે પહોંચી જવા હું તો માગું છું.' મહાત્મા બોલ્યા.

'પછી અહીંના લોકોનું શું ?' વીરેન્દ્રે પૂછ્યું.

'અહીંના લોકો માટે મારા પૂરતું મેં કામ કરી નાખ્યું છે. બાકી તો તમે બધા છો જ ને ? પણ તમારી આ કટોકટીભરી સ્થિતિમાં એની–અંજલિ અને એ બધા નારીવર્ગનું શું ?' મહાત્માએ સામે સવાલ કર્યો.

'અમે કદાચ એવી પરિસ્થિતિમાં મુકાઇ જઈશું તો એમનામાં એકલાં ઊભાં રહેવાની શક્તિ નહિ હોય ? છેવટ તમે તો હશો જ ને ? સૌ દલિત જાતિઓના આધાર...' કહેતાં વીરેન્દ્રે મહાત્માજીને નમન કરતાં મોટર વહેતી કરવા હુકમ આપ્યો.

વીરેન્દ્ર ઘેર પહોંચ્યો ત્યારે એના માનસિક મંથને મુખની રેખાઓ ખેંચી લીધી હતી. ખંડમાં થઈને સીધો ઉપર જવા માટે એ દાદર તરફ વળ્યો કે એની બોલી: 'કેમ, બહારની ખીજ ઘેર ઉતારાય એવા પુરુષ-સ્વભાવને અનુસરી રહ્યા છો કે શું?'

'ના રે ના, એની! બહારની ખીજ ઓછી થાય એ માટે બહારની કેટલીક પ્રવૃત્તિઓમાંથી હાથ ખેંચી લેવાનો છેલ્લો પત્ર લખવા ઉતાવળે જતો હતો એટલે જરા...' કહેતો વીરેન્દ્ર મુખની રેખાઓને આછા હાસ્યથી હળવી કરતો એની સામે ઊભો રહી ગયો.

'એ તો જાણે શુભ સમાચાર, પણ આ કંચન નારીસભાનો કાંઈક સંદેશો લઈને આવી છે એને તો કાંઈક જવાબ આપતા જાઓ?' કહેતાં એનીએ પડખે ઊભેલી કંચન તરફ આંગળી ચીંધી.

'ઓહો! કંચન આવી છે? માફ કરજે હો, કંચન! તારો ખ્યાલ ન રહ્યો.' વીરેન્દ્રે કંચન તરફ ફરતાં કહ્યું.

'એક તો અમારા જેવાં નાનાં તરફ નજર પણ ન કરવાનો ગુનો કરવો અને પછી માફી માગીને છટકવાનો બીજો ગુનો ઉમેરવો —આમાંના એકેય ગુનાને અનુમોદન ન આપવું જોઈએ એમ અમારી નારીસભા કહે છે અને એ સભાના બંધનને અક્ષરશઃ પાળવા આ ક્ષુદ્ર સેવિકા બંધાયેલી છે!' એમ કહીને કંચન ભારેખમ મોઢે ઊભી રહી.

'અરે ક્ષુદ્ર સેવિકા! તારી આજ્ઞાધારિતાનો મને ક્યાં પરિચય નથી? ખરે વખતે કાર્યક્રમોમાંથી છટકી જનાર તું અત્યારે મને ગુનામાં લેવા બંધનોને શિરોધાર્ય કરી રહી છે ને? ચાલ, તારી કર્તવ્ય-ભૂલો ને મારી કર્તવ્ય-ભૂલોનો છેદ ઊડ્યો. હવે કહે, શા કામે આવી છે?' વીરેન્દ્રે પૂછ્યું.

'છેલ્લી પરિસ્થિતિનો અહેવાલ આ સાથે છે. આ સંયોગોમાં અમારે શું કરવું એ સંબંધે સંચાલિકાશ્રી આપની દોરવણી માગે છે.' રમતિયાળપણું છોડીને તરત ગંભીરતા ધારણ કરતી કંચને કહ્યું.

ઊભાઊભ વીરેન્દ્ર અહેવાલ વાંચી ગયો. વાંચીને એણે મૌખિક

દોરવણી આપી: 'અહેવાલ મારી પાસે રાખું છું. તારાં સંચાલિકા-શ્રીને કહેજે કે સંયોગો કટોકટી તરફ જઇ રહ્યા છે. કટોકટીમાં સ્ત્રીઓ આવી જાય તો પરિસ્થિતિ વધારે ગૂંચવણભરી બની જશે; માટે સમગ્ર પરિસ્થિતિનો બોજ હળવો રાખવા ખાતર હાલ તુરત નારી-સભાની કેન્દ્રિત પ્રવૃત્તિઓ થંભાવી દેવી, વિસ્તારના વિભાગ પાડીને સંરક્ષણને લક્ષ્યમાં રાખીને પ્રવૃત્તિને વિકેન્દ્રિત કરી નાખવી.'

કંચન રવાના થઇ. એની આસપાસના વિસ્તારમાં કામે ગઇ અને વીરેન્દ્ર ઉપર ગયો. ઉપર જઇને એણે કાગળ ને કલમ હાથમાં લીધાં. એણે કાગળના સંબોધનની શરૂઆત કરી: 'સીંગાપુર શહેર હિંદી સ્વાતંત્ર્ય સંઘના પ્રમુખ સાહેબ–'

સંબોધન બાદ જાપાનીઓ સાથે ઊભી થયેલી છેલ્લી પરિસ્થિતિની વિગતવાર ચર્ચાનાં ચાર પાનાં ભર્યા બાદ છેલ્લે પાને એ લખી રહ્યો હતો:

'આ સંયોગોમાં હું સંઘની કારોબારીમાં રહી શકું નહિ. કેમકે સંઘ તરફથી સમગ્ર પ્રજાને જે વચનો અને વિશ્વાસ આપવામાં આવ્યાં છે એનો છડેચોક ભંગ થઇ રહ્યો લાગે છે. એનો સામનો કરવાની હું મારી ફરજ સમજું છું. પણ સંઘની કારોબારીના સભ્ય-સ્થાને રહીને એવો સામનો કરવાનો પ્રસંગ ઊભો થઇ જાય તો અનિચ્છાએ સંઘ એમાં સંડોવાઇ જાય. સંઘને એ રીતે ન સંડોવ-વાના ઇરાદાથી કારોબારીના સભ્યસ્થાનનું હું મારું રાજીનામું મોકલું છું તે સ્વીકારવા કૃપા કરશો.

'અંગત રીતે સંઘની હરેક પ્રવૃત્તિમાં સાથ આપવા પ્રયત્ન કરીશ. પણ વિશેષ તો મારી પ્રવૃત્તિ, મેં જ શરૂ કરેલી સંસ્થા નવજવાન સભા, તેમ જ મારી આસપાસના વિસ્તારનું લક્ષ્ય રાખવાનું રહેશે. સંઘના કારોબારી સભ્યસ્થાનની પ્રવૃત્તિઓમાંથી ફારેગ થઇને મારી એ મર્યાદિત જવાબદારીને હું વધારે વફાદાર રહી શકીશ એમ મને લાગે છે તો કૃપા કરીને...'

આ પ્રમાણે રાજીનામાના વીરેન્દ્ર છેલ્લા અક્ષર માંડી રહ્યો હતો

ત્યાં એને કાને એક ચીસ સંભળાઈ. ચીસ બગીચા તરફથી આવી હતી. ચીસ બાદ શોર સંભળાયા. એ શોરમાં એનીનો અવાજ પણ સંભળાતો હતો. અવાજ ઊંચેથી બોલતો હતો, પણ શોરમાં શબ્દો પકડી શકાતા ન હતા. એનીનો અવાજ અને અન્ય શોર ભયને સૂચક હતા. તરત જ રાજીનામા પર સહીના છેલ્લા શબ્દો માંડીને વીરેન્દ્ર એકદમ નીચે ઊતર્યો. શોર ચીના માળીના મકાન તરફથી જ આવતા હતા અને વીરેન્દ્ર માળીના મકાન પાસે પહોંચ્યો.

પાસે જઈને જુએ તો મકાનની ઓસરીમાં ધમસાણ મચ્યું હતું. એની કોઈ જાપાની સિપાહીને ધક્કા મારતી બોલી રહી હતી : 'બહાર નીકળ હરામજાદા! ઘરની બહાર નીકળ. એક યુવતી પર હાથ નાખીને...'

'નહિ, નહિ નીકળું. એ યુવતી શંકાશીલ છે. એની પ્રવૃત્તિ નિહાળવા હું આવ્યો છું. સત્તા અનુસાર આવ્યો છું.' જાપાની સિપાહી જવાબ આપતો હતો.

'એ સત્તાવાળા! હેઠો ઊતર, હેઠો! કઈ સત્તા તને કોઈના ઘરની અંદર ઘૂસવા છૂટ આપે છે?' કહેતા વીરેન્દ્રે ઓસરી પર છલાંગ મારતાં ઘરમાં નજર કરી તો માળીની બહેન ઈન્ચુ અસ્તવ્યસ્ત કપડે થરથરતી ઊભી હતી.

અત્યાર સુધી સ્ત્રીઓ સામે પોતાનો દોષ પકડાઈ જવાથી કાંઈક શરમાયેલો જાપાની સિપાહી કોઈક પુરુષના પડકારથી છંછેડાયો અને ત્રાડ પાડી : 'તું પૂછનાર કોણ? સત્તા આપી છે જાપાની સલ્તનતે, ઊગતા સૂરજનો ધ્વજ ફરકાવનાર સદોદિત સલ્તનતે!'

ઈન્ચુની સ્થિતિ નીરખીને ધૂંવાફૂંવા થયેલા વીરેન્દ્રે જાપાની પાસે છલાંગ મારતાં ત્રાડ મારી : 'એનો પૂછનાર છું હું, મૂઠી અન્ન ખાનારો એક માનવી. કમજાત! નીચો ઊતર!' કહેતાં વીરેન્દ્રે જાપાની સિપાહીને ધક્કો માર્યો.

ધક્કો લાગતાં સિપાહી નીચે જઈ પડયો, પણ ઊભો થતાં એણે પોતાના ખિસ્સામાંથી રિવોલ્વર કાઢી અને ત્રાડ મારી: 'હઠી જાઓ સ્ત્રીઓ! સામ્રાજ્યના પ્રતિનિધિનું અપમાન કરનારનો હિચકારો જીવ આ જગતમાંથી વિદાય કરવા દો. હઠી જાઓ!'

'જીવની વિદાય કરવાવાળો ન જોયો હોય તો?' કહેતાં વીરેન્દ્રે પોતે જ ઓસરી નીચે છલાંગ મારી. એ જ ક્ષણે જાપાની સિપાહીએ રિવોલ્વર તાકી અને ઘોડા પર અંગુઠો દબાવે એ પહેલાં 'વીરેન્દ્રભાઈ... પાછા હઠી જાઓ!' કહેતી એનીએ ઓસરીની કોર પરથી નૃત્યગત ચપળતાથી રીતસર પોતાના શરીરનો ઘા કર્યો અને ઘોડો દબાવવા જતા જાપાનીનો હાથ ડગાવી નાખ્યો. 'થડ...' કરતી ગોળી છૂટી અને વીરેન્દ્રના માથાનું નિશાન ચૂકીને ડાબા ખભાનો લેચો ઉપાડતી ચાલી ગઈ. ધખ...ધખ... વહેતા લોહી સહિત, મરણિયા બનેલા વીરેન્દ્રે છલાંગ મારી અને સિપાહીને બાથમાં લીધો. શરીરના સમગ્ર જોરથી જાપાની સિપાહીને નીચો નાખીને એના હાથમાંથી રિવોલ્વર પડાવવા વીરેન્દ્રે પ્રયત્ન કરી જોયો, પણ લોહી વહાવતા એના હાથે કાબૂ ગુમાવ્યો અને જાપાનીના હાથની પકડ ગુમાવી. જાપાની ફરીથી રિવોલ્વરનો અવાજ કરવા જાય એ પહેલાં અવાજ સાંભળીને પાસેના ઘેરથી દોડી આવેલ ગુરુસ્વામીનો ભાઈ જાપાની પર તૂટી પડયો હતો અને જાપાનીના હાથને દબાવી દીધો હતો.

એક બાજુ ગુરુસ્વામીના ભાઈની મદદમાં આવી પહોંચેલ અન્ય પુરુષો જાપાની સિપાહીને દબાવી રહ્યા હતા ત્યારે હાથ ઉપરની હૃદય તરફની ધોરી નસ વાટે વેગબંધ લોહી વહ્યા જવાને કારણે બેહોશ બનતા જતા વીરેન્દ્રને એની પોતાના ખોળામાં ખેંચી રહી હતી.

બેહોશ અવસ્થામાં વીરેન્દ્રને એના મધ્ય ખંડમાં પહોંચાડયા બાદ સચ્ચાસિંગ માર માર વેગે પાસેના કોઈ ડૉકટરને તેડી આવ્યો હતો ત્યારે આ અકસ્માતની જાણ પડતાં કે. યામોનોટો પણ ડૉકટરની સાથે વીરેન્દ્ર પાસે આવી પહોંચ્યા હતા. વીરેન્દ્રના વહેતા લોહીને

અટકાવવાના પ્રાથમિક ઉચ્ચારોની સફળતા મેળવીને ડૉકટર હૃદયને તપાસતા હતા ત્યારે વીરેન્દ્રના માથા પાસે બેઠેલી એનીનો શ્વાસ ઊંચો ચડી ગયો હતો અને એનીના મનનો પ્રશ્ન કે. યામોનોટો પોતે જ પૂછી રહ્યા હતા : 'કેમ લાગે છે, ડૉકટર સાહેબ ? અમારા માનનીય કાર્યસાથીની શી સ્થિતિ લાગે છે ?'

'સારું છે, ચિંતા જેવું જરા યે નથી, કેપ્ટન સાહેબ ! અતિ લોહી વહી જવાને કારણે હૃદય ઘણું કમજોર બની ગયું છે, પણ છ–આઠ કલાકનો આરામ પરિસ્થિતિને સારા સંયોગો પર મૂકી દેશે.' ડૉકટર કહેતા હતા.

એક બાજુ આ પ્રસંગની જાણ થતાં અંજલિ તથા એનું કુટુંબ, મોતીચંદ શેઠ તથા એનું કુટુંબ તથા આસપાસના વિસ્તારનાં કુટુંબો વીરેન્દ્રની ખબર કાઢવા આવી રહ્યાં હતાં, એની હૃદયને અતિ મજબૂત બનાવીને ધૈર્ય જાળવતી એમને સૌને જવાબ આપી રહી હતી ત્યારે બીજી બાજુ કે. યામોનોટો ગિરફતાર કરેલ જાપાની સિપાહીને પૂછી રહ્યા હતા : 'આ હિંદીના ગૃહ–વિસ્તારમાં તમે કેમ ઘૂસ્યા હતા ?'

'એક શંકાસ્પદ ચીની રમણીની તપાસ કરવા માટે, સાહેબ !' નીચી નજર ઢાળીને સિપાહી જવાબ આપતો હતો.

'એ ગૃહ–વિસ્તારમાં પ્રવેશ કરતાં પહેલાં ગૃહ-માલિકની રજા લીધી હતી ? જાણ કરી હતી ?' કે. યામોનોટો પૂછતા હતા.

'એ પ્રાથમિક વિધિની આ તાબેદારથી ભૂલ થઇ ગઇ છે. તાબેદાર ભુલ કબૂલ કરે છે.' જાપાની સિપાહી નજર વધારે નીચી ઢાળીને જવાબ આપતો હતો.

નિયમના ભંગ બદલ આપણી સલતનત શી સજા ફરમાવે છે ?' કે. યામોનોટો પૂછી રહ્યા હતા.

'મોત.' જાપાની સિપાહી જવાબ દેતો હતો.

'સજા માટે તૈયાર છો ?' કે. યામોનોટો પૂછતા હતા.

'સંપૂર્ણ વિનયપૂર્વક.' જાપાની સિપાહી જવાબ દેતો હતો.

'ચાર કદમ પી...છે ટફાર ! હાથ ઊંચા!' જાપાની અફસરે હુકમ કર્યો. જાપાની સિપાહીએ એનું પાલન કર્યું.

'થડ...' કરતી અફસરની રિવોલ્વરમાંથી ગોળી છૂટી. જાપાની સિપાહીના મસ્તકના ફુરચા ઊડી ગયા અને શરીર ફંગોળાઈ પડ્યું.

'એની યોગ્ય વિધિ કરી નાખજો.' પાસે ઊભેલા અન્ય જાપાની સિપાહીને ફરમાવતા કે. યામોનોટો વીરેન્દ્રની છેલ્લી હાલતના સમાચાર પૂછીને વિદાય થઈ ગયા.'

સાંજના સાત...સાડાસાત રાતના આઠ...નવ...દસ...અગિયાર ...બાર. વીરેન્દ્રના બંગલાને અંધારાંએ આવરી લીધો હતો. અંધારાંને નિ:શબ્દતાએ આવરી લીધી હતી અને નિ:શબ્દતાને ઘેરી ભયાનકતાએ. આ નિઃશબ્દ, ભયાનક, અંધકારઘેર્યા વાતાવરણ વચ્ચે આત્મસાત થઈને પાંચ ઓળા વીરેન્દ્રના બગીચાની પાછલી દીવાલ તરફથી સરકતા આગળ ચાલ્યા આવતા હતા. અંધકારને જ અનુરૂપ પહેરેલા પોષાક નીચે હાથ અને બગલમાં ભયાનક હથિયારો અને વિનાશક સાધનો દબાવીને તેઓ આંખમાં કાળ ભરીને બગીચાના પાછલા દરવાજા પાસે આવીને થંભતા હતા. વાતાવરણ પોતે જ જાણે વાતાવરણથી કંપતું હતું અને એ કંપારીને પોતાનાં કાળ-પગલાંથી દબાવતા તેઓ દરવાજો ઊઘડવાની રાહ જોતા ઊભા હતા.

થોડી વારે બગીચાની અંદર નાનાં છોડ-ઝાડ વચ્ચેથી એક ઓરતનો ઓળો એ તરફ આગળ ધપી રહ્યો હતો. જાણે કાળનું સ્વાગત કરવા માટે પગલાં માંડતો જતો એ ઓળો પાછલા દરવાજા પાસે પહોંચીને થંભી જતો હતો.

બહારના ઓળા અંદરના ઓળાને થોડી વાર થંભી રહેલો જોઈને અધીરાઈથી દરવાજો ઉઘાડવાનું નિ:શબ્દ સૂચન કરતા હતા. અંદરનો ઓળો ડોક હલાવીને નકાર ભણતો હતો.

બહારના ઓળા એ નકાર સામે ભયાનક આશ્ચર્ય વ્યક્ત કરીને અંદરના ઓળા પર ભયાનકતાનો ઓથાર ઢોળતા પૂછતા હતા,

આમનસામન સાંભળી શકે એટલા જ અવાજમાં ભારોભાર ભયંકરતા ઉમેરીને કહેતા હતા :

'ઉઘાડ દરવાજો. પરિસ્થિતિ સાનુકૂળ છે ને ?'

'ના, પરિસ્થિતિ પ્રતિકૂળ છે. જાઓ, પાછા ચાલ્યા જાઓ. આજે સમય અનુકૂળ નથી.' અંદરથી જવાબ આપનાર એ ઓળો હતો એક ચીની રમણીનો. એ ચીની રમણી હતી ઇ-ચુ. વીરેન્દ્રના ઘરમાં કામ કરનારી ચીના માળીની નાની બહેન.

'પણ ઇસિમ આજે ઘરમાં જ છે. આજે બનેલા કોઇક અકસ્માતને કારણે ઘવાયેલી સ્થિતિમાં હોઇને કશો સામનો કરવાની પણ એ સ્થિતિમાં નથી. આવી અનુકૂળ પરિસ્થિતિ છતાં......' ઓળા પૂછતા હતા.

'છતાં ચાલ્યા જાઓ, પાછા ચાલ્યા જાઓ.' રમણી કહેતી હતી.

'સફળતાને છેલ્લી ક્ષણે પહોંચેલી યોજનામાંથી પાછું ફરવું શા માટે ?' ઓળા પૂછતા હતા.

'કારણ કે એ યોજનાની સફળતામાં આપણી પ્રવૃત્તિને નુકશાન છે. આજે એક ચીની ઓરતની લજ્જા ખાતર જ પોતાના જાનને ખતરામાં મૂકી દેનારને મારવાથી આપણી પ્રવૃત્તિને કશો ફાયદો નહિ પહોંચે. પણ એ એક વ્યક્તિનો સવાલ ગૌણ છે. આટલા દિવસ એના ઘરમાં રહીને કરેલ નિરીક્ષણ પરથી, તેમ જ મારી પોતાની જ નજરે જોયેલી, પોતાના જ કાને સાંભળેલી હકીકતો પરથી સમગ્ર હિંદી પ્રવૃત્તિ વિષેનો મારો ખ્યાલ બદલાયો છે. કેટલાક સંયોગો અને આપણા આ કાર્યક્રમને કારણે એ હકીકતો ને ખ્યાલ મંડળ પાસે રજૂ નથી કરી શકી, પણ એ રજૂ કરવા હું વહેલી તકે આવી પહોંચું છું. આજના કાર્યક્રમમાંથી અટકવાની સમગ્ર જવાબદારી મારા પર લઇ લઉં છું.' રમણી કહેતી હતી.

'આજની નિશ્ચિત યોજનામાંથી તો પાછા નહિ ફરીએ. યોજનાને ગમે તે જોખમે અમલમાં મૂકવામાં જ આપણું દળ માને છે.' ઓળા કહેતા હતા.

'તો એ યોજનાને નિષ્ફળ બનાવવા મારા જાનને જોખમમાં મૂકતાં યે હું નહિ અચકાઉં.' રમણી કહેતી હતી.

'તારા જાનને દબાવીને આગળ વધતાં અમે યે નહિ અચકાઇએ.' વધારે ઓળા ભયંકર થઇને કહેતા હતા.

'મારો જાન મામૂલી બાબત છે. પણ મારો જાન જતાં જતાં તમે સૌ જોખમમાં મુકાઇ જશો. આજના કાર્યક્રમને તો અમલમાં નહિ જ મૂકી શકો, એવાં પગલાં આ ઓરત ભરી શકશે.' ઓરતની ભયંકરતા પણ ઓળાની ભયંકરતાનો પ્રતિઘોષ પાડી રહી હતી.

'ખોં...ઓ... ખોંઓ...' અવાજે દાદુ મકાનને ચક્કર લગાવવા પાસેથી નીકળ્યા અને ઓળા નમતા અંધકારમાં જ દબાઇને સરકતા સરકતા અંતરધ્યાન થયા ત્યારે–

આછા આસમાની દીવાના પ્રકાશ તળે એની વીરેન્દ્રના પલંગના ઓશીકે બેઠી હતી. નિર્નિમેષ દૃષ્ટિએ એ વીરેન્દ્ર સામે તાકી રહી હતી. સમગ્ર પ્રાણ, ભાવ, લાગણી–બધાં એનીની આંખોમાં એકત્ર થયાં હતાં, આંખો એ બધા ભાવને અમીરસમાં ઢાળી ઢાળીને વીરેન્દ્રના અંગ પર લેપી રહી હતી અને એનીનું આણુ આણુ વીરેન્દ્રની કુશળતા વાંછી રહ્યું હતું. વીરેન્દ્રના મૂર્ચ્છા–સમાપન માટે દિલ આરઝૂ પોકારી રહ્યું હતું. આંખની સહાયે હાથ–અંગુલિઓ આવીને અમીરસ વહાવતી વીરેન્દ્રના મસ્તક પર મૃદુ સ્પર્શે ફરી રહી હતી.

એક ધ્યાન, એક ચિત, એક નજર, એક આરઝુ, એક ઇચ્છા– એનીનો સમસ્ત પ્રાણ આવાં અનેક ઐકયમાં એકરૂપ બનતો જતો હતો.

ધીમે...ધીમે...ધીમે...સમય વહી રહ્યો હતો...એનીની આરઝુનો સાક્ષી બનતો સમય સહાનુભૂતિમાં ધીમે ધીમે વહી રહ્યો હતો.

મધરાત વીતી અને વીરેન્દ્ર સળવળ્યો. એની વીરેન્દ્ર પર ઢળી. વીરેન્દ્રે હળવે...હળવે...આંખ ઉઘાડી...આંખ ઊઘડવા છતાં કશું ન સમજી શકી...એનીની સામે તાકી રહી...એની વીરેન્દ્રના કપાળે આંગળાં ફેરવતી રહી......આંગળાંમાં પોતાના આત્માને ઉતારતી રહી......

'જાગ્યા વીરેન્દ્રભાઈ?' માત્ર એ શબ્દોમાં જ પોતાના અંતરને વ્યક્ત કરતી એની બોલી.

માંડ માંડ એનીના શબ્દોને પકડતો વીરેન્દ્ર ફરીથી એની સામે તાકી રહ્યો. ધીમે ધીમે વીરેન્દ્રની સામે સાંજનો પ્રસંગ તાદૃશ્ય થતો ગયો. વીરેન્દ્ર સભાન થતો ગયો...પોતે જાપાની સિપાહી તરફ છલાંગ મારે છે...જાપાની સિપાહી રિવોલ્વર તાકે છે...ગોળી છોડે છે...એની પોતાના દેહને વચ્ચે ફેંકે છે અને...

વીરેન્દ્રે નજર ઊંચી કરી. એનીની સામે નજરને કેન્દ્રિત કરી. માથા પર એનીની ફરી રહેલી આંગળીઓનો સ્પર્શ સમજતો ગયો અને હળવેથી જમણો હાથ ઊંચો કરીને એણે એનીના હાથને પકડી લીધો. હળવેથી હાથને ખેંચીને પોતાની છાતી સાથે દબાવતો એ બોલી ઊઠયો : 'એની!'

બીજા હાથથી વીરેન્દ્ર પર હાથ ફેરવતી એની બોલી : 'વીરેન્દ્રભાઇ!'

१४

# 'જાપાનીઓને ધોખા દિયા'

'મારા ૨૫૦ સિપાહીઓ મને પાછા આપો, નહિ તો હું આઝાદ હિંદ ફોજનો ઉઘાડો વિરોધ કરીશ. આઝાદ હિંદ ફોજને તોડી પાડીશ. મારા ૨૫૦ સિપાહીઓ પાછા અપાવો.'

આવા ઉઘાડા શબ્દોથી દિલાવરખાં સાહેબે આઝાદ હિંદ ફોજમાં ધમાલ મચાવી હતી. આઝાદ હિંદ ફોજમાં જોડાયા બાદ એમને સેકન્ડ લેફ્ટેનન્ટના હોદ્દાથી દાખલ કરીને લેફ્ટેનન્ટ કર્નલના માનવંત હોદ્દા પર મૂકવામાં આવ્યા હતા અને જે સ્થળે લશ્કરી ઉમેદવારને હથિયાર અને દિમાગની તાલીમ આપીને સિપાહી બનાવવામાં આવે છે એવી લશ્કરી તાલીમ શાળાનું અગત્યનું કાર્ય એમને સુપરત કરવામાં આવ્યું હતું.

મલાયાની ધરતી પર હારી ચૂકેલી બ્રિટિશ સલ્તનત પાસેથી પડાવી લીધેલાં હથિયારોમાંથી થોડાંકની સોંપણી જાપાનીઓએ આઝાદ હિંદ ફોજને કરી હતી. એ થોડાંક હથિયારો વડે હથિયાર કરતાં વિશેષ વજ્ર હૈયાની તાલીમ આપતા દિલાવરખાં સાહેબે પોતાના જવાનોને ટેન્ક, ફાઈટર અને વિમાન વિરોધી તોપોની તાલીમ આપવા માટે એ સાધનોની માગણી જનરલ સ્ટાફના વડા લેફ્. ક. જુગાનસિંગ સાહેબ મારફત કરી હતી. એ માગણીઓનો હર્ષપૂર્વક સ્વીકાર કરીને જાપાનીઓએ એવાં જબરાં સાધન ફાજલ પાડી શકવાની મુશ્કેલી જણાવી હતી. પણ ફોજમાંથી કુશળ સિપાહીઓ સુપરત કરવામાં આવે તો તેમને જાપાન લઈ જઈને ટૂંક સમયમાં જ તાલીમ આપવાની વ્યવસ્થા કરી દેવાની તૈયારી બતાવી હતી.

એ તૈયારીના જવાબમાં દિલાવરખાંએ તાલીમ શાળામાંથી જોરદાર અને સમજદાર ૨૫૦ સિપાહીઓ જુદા તારવ્યા હતા અને એમને માદરે વતન અને ફોજનું શાન તેમ જ અરમાન જાળવવાની શિખામણ સાથે જાપાની સત્તાધીશોને સુપરત કર્યા હતા.

આ સિપાહીઓને વિદાય કર્યાં બબ્બે માસ થયાં છતાં ન તો એમના તરફથી કશી પહોંચ આવી હતી કે ન તો એમની તાલીમના કશા સમાચાર આવ્યા હતા. વિશ્વયુદ્ધના સંયોગોમાં સમાચાર મોડા જ આવે એમ સમજનાર દિલાવરખાંએ આટલો લાંબો વખત રાહ જોયા બાદ પોતાના સિપાહીઓ વિષે પૂછગાછ શરૂ કરી ત્યારે પ્રથમ તો જાપાનીઓએ જવાબના અખાડા કર્યા હતા. એ પછી યુદ્ધસંયોગોનું બહાનું આપીને સમાચારના લેવડદેવડની મુશ્કેલી રજૂ કરી હતી.

આવા વલણ અને જવાબથી પોતાના સિપાહીઓને જાપાન લઇ જવામાં આવ્યા છે કે કેમ એ વિષે જ એમને શંકા જાગી હતી અને એમણે પોતાના સિપાહીઓને પાછા મોકલી દેવા માગણી કરી હતી. આ માગણી એમણે જનરલ સ્ટાફના વડા પાસે નોંધાવી હતી. એમની મારફત એ માગણી હિંદી સ્વાતંત્ર્ય સંઘની કાર્યકારી સમિતિ સમક્ષ રજૂ થઇ હતી. ત્યાંથી એ સંઘના પ્રમુખ પાસે પહોંચી હતી અને છેવટ જાપાનીઓ પાસે પણ પેશ થઇ હતી.

પણ જાપાનીઓ જવાબ આપતા હતાઃ 'તમારા સિપાહીઓ સુખરૂપ છે. તાલીમ પ્રગતિ પ્રશંસાપાત્ર છે. અધૂરી તાલીમે પાછા મોકલવાનો અર્થ નથી.'

હિંદી સ્વાતંત્ર્ય સંઘના પ્રમુખ જવાબ આપતા હતાઃ 'મિત્ર સત્તા પાસે આવી અધવચ્ચે માગણી કરવાથી વિશ્વાસ–વાતાવરણમાં બાધ આવશે. હું પોતે અંગત રીતે તપાસ કરવા પ્રયાસ કરું છું.' કાર્યકારી સમિતિ ઠરાવતી હતીઃ 'આ પ્રશ્ન પ્રમુખ સાહેબે પોતાના હાથમાં લીધો છે, એટલે વિશેષ પગલાં ભરવાની જરૂર નથી.'

જનરલ સ્ટાફના વડા જુવાનસિંગ જવાબ આપતા હતા : 'કશા પુરાવા વગર માત્ર શંકાથી આપણે વધારે શું કરીએ? પુરાવો મળે તો તમારે બદલે હું જાપાનીઓ સાથે ભરી પીવા તૈયાર છું. આજે જ્યારે આઝાદ હિંદ ફોજની કેટલીક ટુકડીઓ આક્રમણ અર્થે હિંદની સરહદને મોરચે જઈ પહોંચી છે અને બીજી ટુકડીઓ જવાની તૈયારીમાં છે એવે વખતે માત્ર શંકાથી ભરાયેલું પગલું આપણા જ ધ્યેયને નુકશાનકર્તા નીવડશે.'

આ જવાબોથી દિલાવરખાંને જરા યે સંતોષ થયો ન હતો. જાપાનીઓ પ્રત્યે એમની શંકા વધતી જતી હતી અને પોતાના સિપાહીઓ માટે ચિંતા વધતી જતી હતી. જાપાનીઓ અને હિંદી સાથી અમલદારો પ્રત્યે એમનો રોષ વધતો જતો હતો.

આવી શંકા, ચિંતા અને રોષથી ધમધમતા દિમાગે દિલાવરખાં જનરલ સ્ટાફની કચેરી સાથે ફોન જોડાતા, તાલીમ શાળાનું કાર્ય પતી ગયા બાદ કહી રહ્યા હતાઃ 'મારા સિપાહીઓ પાછા અપાવો. નહિ તો હું આઝાદ હિંદ ફોજનો ઉઘાડો વિરોધ કરીશ. ફોજને તોડી પડાવીશ.'

'આપને મહોબ્બતખાં સાહેબ મળવા માગે છે, સાહેબ.' એમનો અડદલી સલામ ભરીને કહેતો હતો.

'આવવા દે એમને.' દિલાવરખાં ફોન પર ચાલતી વાતચીત થંભાવીને જરાક વિચારમાં પડી જતા કહેતા હતા.

'કોઈ બેજાર મુસ્લિમ આપની મુલાકાત માગે છે, સાહેબ!' બહારથી આવીને વિધિપૂર્વક સલામ કર્યા બાદ સામેની ખુરશી પર બેસવાને બદલે ઊભા રહીને જ લશ્કરી તાલીમશાળાના મદદનીશ અધિકારી મહોબ્બતખાં કહી રહ્યા હતા.

'એની સાથે તમે જ જે કાંઈ હોય તે પતાવી લો ને!' હજી યે હાથમાં ફોન રાખીને અધીરાઈથી બેઠેલા દિલાવરખાં કહી રહ્યા હતા. આઝાદ હિંદ ફોજમાં જોડાયા પહેલાં અને પછી યે, મલાયામાં વસતા

મુસ્લિમોને અનેક રીતે રાહત અને સહાય આપનાર દિલાવરખાંએ હમણાં પોતે સિપાહીઓની આ ચિંતામાં પડયા હોવાથી એ કામ પોતાના મદદનીશ અધિકારી મહોબ્બતખાં સાહેબને સોંપી દીધું હતું, તેથી એમને જ એ કાર્યની સોંપણી કરી. જવાબમાં મહોબ્બતખાંએ કહ્યું: 'શી મદદ જોઈએ છે–એમ એ બેજાર મુસ્લિમને અમે પૂછીએ છીએ તો એ જવાબ જ નથી આપતો અને ખુદ આપને જ મળવાની માગણી કરે છે. ચાર કલાકથી એની એ જ માગણી રહ્યા કરી છે. એટલે જ આપની પાસે આવવું પડયું છે.'

'ઠી...ક. મોકલી દો એને અહીં.' દિલાવરખાંએ થોડી વાર વિચારમાં પડીને નછૂટકે જવાબ આપ્યો. બેજાર મુસ્લિમો પ્રત્યેની એમની મમતા અને ચાહને કારણે ઘણાં લોકો એમને માત્ર મળવાની યે માગણી કરતા અને બીજી કોઈ પણ રાહત કરતાં એમની મીઠી જબાનથી સંતોષ પામી ચાલ્યા જતા. અત્યારે ત્રિવિધ વ્યથામાં મૂંઝાતા દિલાવરખાંને પોતાની આ પ્રજાપ્રિયતાનું દુઃખ થયું.

થોડી વારે એ લઘરવઘર મુસ્લિમ હાજર થયો. કાળા કાળા એના સૂકા બદન પર ગંધાતાં ને ફાટયાંતૂટયાં લુગડાં લટકતાં હતાં. અંગ પર મેલ ને મોઢા–માથા પર જીંથરપીંથર વાળ ફરફરતા હતા. આવીને એ દિલાવરખાં સામે તાકી રહ્યો.

હજી યે ફોન હાથમાં રાખીને અધીરાઈથી બેઠેલા દિલાવરખાંએ આ બેજાર મુસ્લિમ પ્રત્યે રાખી શકાય એટલી મમતા જાળવીને પૂછયું: 'બોલો ભાઈ, શી જરૂર છે? કેમ આવ્યા છો?'

દિલાવરખાંની પડખે બેઠેલ કારકુન, પાસે ઊભેલ મહોબ્બતખાં અને સાથે ઊભેલ અડદલી તરફ નજર નાખીને દયામણા અવાજે આગંતુકે કહ્યું: 'આપને એકલા મળવું છે, સાહેબ!'

કયારેક કયારેક મુસ્લિમ ઓરતો પર જાપાની સિપાહીઓ અત્યાચાર કરી નાખતા કે જાપાની સિપાહીઓએ આપેલ નાણાં–ઘરેણાંને લોભે કોઈ કોઈ ઓરતો પોતાના મરદને છોડીને ચાલી જતી–એવા

પ્રસંગોમાં સહાય માગનાર મરદ એકાંત માગતા અને એવું એકાંત દિલાવરખાં આપતા. પણ આજે આ બેજાર મુસ્લિમની માગણીએ એમને અધીરા કરી મૂકયા. છતાં યે વહેલું પતાવવાના ઇરાદાથી પાસેના ખંડમાં જવા આગંતુક મુસ્લિમને સૂચના કરી અને પોતે એની પાછળ ચાલ્યા. ખંડમાં દાખલ થયા બાદ હળવેથી હાથને પાછળ લઈ જઇને દિલાવરખાંએ બારણાને આડું અડકાડયું. ખંડમાં દિલાવરખાં સિવાય બીજું કોઇ જ નથી એવી નજર ફેંકીને ખાતરી કરી લીધા બાદ પેલા મુસ્લિમે પોતાની લથડતી ચાલને જરાક તેજ કરી અને માંગા મોઢાની રેખાઓને સ્વાભાવિક કરી. દિલાવરખાં એના આ આચરણ–પલટા સામે અજાયબીભરી નજર નાખે એ પહેલાં એમની સામે ઊભો રહીને સલામ ભરતો એ આગંતુક બોલ્યો: 'મને ઓળખી શકો છો, સાહેબ ?'

'ના...કોણ તું ?' એના તરફ વિશેષ અજાયબીભરી નજર ઠેરવતાં દિલાવરખાંએ પૂછ્યું.

'હું બિલાલ. મરિયમનો ભાઈ.' આગંતુકે પોતાના નામ સહિત વિશેષ ઓળખ પણ આપી દીધી.

'તું અહીં ? આવે વેશે ? તું તો મરિયમથી રિસાઇને વહાણ હંકારીને ચાલ્યો ગયો હતો ને ?' દિલાવરખાં અજાયબીમાં બોલી ઊઠયા. ઓળખાણ પડયા બાદ એ બિલાલના મુખની પુરાણી પરિચિત રેખાઓ પકડવા લાગ્યા.

'હા, સાહેબ ! એ જ હું, બિલાલ અબુ પોતે. ઘણી યે મેં મરિયમને વારી હતી કે આ હિંદના મુસ્લિમ રહીમની પાછળ ગાંડી થા મા. આપણા અબા જેની સાથે તારા નિકા પડાવવાનું કહી ગયા છે એ આપણા મુલકના કાસમ સાથે જ તારું ઘર માંડી દે. પણ એ માની નહિ. તમારા અડદલી રહીમનું ઓઢણું ઓઢીને બેસી ગઇ અને હું જાપાની સરકારનાં સંપાન હંકારવા ચાલ્યો ગયો હતો.' બિલાલ બોલીને અટકી ગયો.

'તો પછી આજે અચાનક અહીં આવે વેશે કેમ આવ્યો ? જાપાનીઓએ તને કાંઈ હેરાન કર્યો છે ?' બિલ્લાલની આટલી લાંબી વાતમાંથી કાંઇ જરૂરી વાત નહિ નીકળવાથી દિલાવરખાંએ પોતે જ પ્રશ્ન પૂછ્યો.

'આવ્યો તો છું એ મરિયમના ધણીનો તમને સંદેશો પહોંચાડવા.' બિલાલ બોલ્યો.

'કોનો ? રહીમનો સંદેશો ? એનો સંદેશો તારી પાસે ક્યાંથી ?' અજાયબ થતા દિલાવરખાંએ અધીરાઇમાં વચ્ચેથી જ પ્રશ્ન પૂછ્યો.

પણ બિલાલના જવાબમાં અધીરાઇ કે ઉતાવળ કશું ન હતું. એની સ્વભાવ-સહજ આળસ અને નિરાંતવાપણાથી એ બોલ્યો : 'વાત તો એમ હતી કે સાહેબ! હું તો જાપાની સરકારનાં સંપાન હંકારતો ને ધરિયામાં ખેપ નાખ્યા કરતો. થોડાક મહિના પછી થયું કે લાવ, મરિયમ પાસે જઈ આવું. ગમે એમ તોય એક ઉદરમાં આળોટેલી એકની એક બહેન છે. બેહિસ્તમાં બેઠેલાં અમ્મા ને અબ્બાના રૂહને મારા ગુસ્સાથી રંજ આવશે. એટલે મરિયમ પાસે આવ્યો. આવીને જોયું તો બહેન સુખી હતી. મને થયું કે ખુદાને ગમ્યું તે ખરું. બહેન સુખી છે તો ઘણું છે. એ પછી વખતોવખત એની પાસે આવતો જતો. બે મહિના પહેલાં એક વખત હું એને મળવા ગયો તો એ કહે : 'ભાઈજાન! તું તો ઇસ્ટીમરમાં યે કામ કરી આવ્યો છો. સંપાનને બદલે ઇસ્ટીમરમાં તારી બદલી કરાવ ને ?' મેં પૂછ્યું : 'કેમ બહેન ?' તો એ કહે : 'મારો રહીમ જાપાન ઇલ્લમ લેવા જાય છે. મને કોણ જાણે કેમ આ પેલ્સીત (જીન : ભુત) જેવા જાપાનીઓનો ડર લાગે છે. તું ઇસ્ટીમરમાં બદલી કરાવી નાખ તો વખતોવખત જાપાન આંટા મારી શકે અને મને એના વાવડ પહોંચાડી શકે.' એને ગાંડીને ક્યાં ખબર હતી કે સંપાન કરતાં ઇસ્ટીમરનાં કામ કેવા જોખમી હોય છે ? એમાં તો હાલતાંચાલતાં પેલ્સીત જેવા જાપાની માથાં ઉડાડી દે છે એ ગભરૂડીને ક્યાંથી

ખબર ? પણ મને થયું કે બહેનનું વેણ છે. શાદી કર્યા બાદ એને કાંઈ હાથમાં નથી દીધું. લાવ આટલું કરીને એનો જીવ રાજી કરું. એટલે માથાં પછાડીને મેં ઇસ્ટીમરમાં બદલી કરાવી અને તમારા સિપાહીઓ ગયા એ ઇસ્ટીમરમાં બોટમિયો (અમુક અમુક અંતરે દરિયાનું તળ માપનારો) બન્યો અને એમની સાથે ઊપડયો.'

આટલું લાંબું કહીને બિલાલ વળી થાક ખાવા રોકાયો.

'ઓહો ! તું એ જ સ્ટીમરમાં હતો એમ ? ત્યારે અમારા એ સિપાહીઓના શા ખબર છે ? તારા બનેવી રહીમના શા સમાચાર છે ?' દિલા- વરખાંએ ખુરસીના હાથા પર હાથ મૂકતાં પ્રશ્ન કર્યો.

'એ જ કહું છું ને, સાહેબ ? અમારી ઇસ્ટીમર પહેલાં સીધી જાપાનને મારગે હાંકવાને બદલે બોર્નીઓ તરફ હંકારવાનો હુકમ દીધો. મોટો સા'બ કહે કે એટલી લાંબી સફરમાં કયાંક દુશ્મનના બંબ માથે પડે માટે ઇસ્ટેશન કરતા કરતા જાવું છે. ત્રીજે દિવસે બોર્નીઓના પોન્ટીઆક પહોંચ્યા. ત્યાં રાત ગાળીને પાછો દખણાદી ઇસ્ટીમર હાંકવાનો હુકમ દેતાં મોટો સા'બ કહે કે ચીનાઇ દરિયો જોખમી છે, બોર્નીઓના દખણાદે કાંઠે થઈને જાપાન પહોંચવું છે. બીજા પાંચ દિવસે લોટ પુલાઉ [ટાપુ] પહોંચ્યા બાદ ઓતરાદી ઇસ્ટીમર હંકારવાને બદલે ઇસ્ટીમરને ઉગમણી જ હંકારવાનો મોટા સા'બે હુકમ દીધો કે તમારા સિપાહી બોલ્યા : 'જાપાન તો આમ ઓતરાદો આવ્યો ને આમ ઉગમણા કયાં લઇ જાઓ છો ?' મોટા સા'બ કહે: 'છાનામાના બેઠા રહો. જ્યાં ઠીક પડે ત્યાં લઈ જાશું;' તમારા સિપાઈ સામા થયા. કહે કે 'તમને ઠીક પડે ત્યાં જવા નથી આવ્યા. વાત કરો, કયાં લઈ જાવા છે ?' મોટો સા'બ કહે: 'લઈ જાવા છે ન્યુગીની માથે, તમારા ને અમારા દુશ્મન સામે લડાઇ લડવા.' તમારા સિપાઇ કહે: 'અમારા દુશ્મન સામે તો અમારા દેશની સરહદે અમારે લડવા જવાનું છે. અત્યારે તો ઇલમ લેવા નીકળ્યા છીએ. હાંકો વહાણ જાપાન તરફ.' મોટો સા'બ કહે:

'એમ વહાણુ નહિ હંકાય.' અને પછી એમાંથી થયું દંગલ.'

આટલું કહીને ફરી પાછો બિલાલ આરામ લેવા અટકયો.

'પછી? પછી શું થયું?' દિલાવરખાંએ વાતને ચાલુ રાખવાની ઉતાવળ કરતાં પૂછ્યું.

'પછી બીજું શું થાય? તમારા સિપાઇઓએ હાથ પડયું એ ઉપાડયું ને થયા સામા. જાપાની પેલ્સીનાએ હથિયાર ઉપાડયાં ને તમારા સિપાઇઓએ લોઢાં ને લાકડાં લીધાં, બારી ને બારણાં તોડયાં, આઠ પોલીસ્તા મરી ગયા ને તમારા સત્તર જણા. એ પછી પકડી પકડીને બધાને બધાને કોટડીમાં પૂરી દીધા. બે દિવસ જકડોજકડ રાખ્યા. ત્રીજે દિવસ મોટો સા'બ કહે: 'આમને ખાવા આપો. ખાશે તો જીવતા રે'શે ને જીવતા રે'શે તો આપણને કામ આવશે.' મારો જીવ પણ હાથ નો'તો રે'તો. બીજાનું તો ઠીક, પણ બહેનના મરદનું શું થયું હશે એ વિચારથી જીવ બળતો હતો. મનમાં થાતું'તું કે માંડ બિચારી બેન એનું મનજોગું ઘર માંડીને બેઠી'તી ત્યાં આ હોબાળો કયાં થયો? જીવતો હોય તો રહીમ કયાંક મળી જાય એ ખ્યાલથી ખાણાં પહોંચાડનારા બબરચી સાથે ભળી ગયો ને બાકોરામાંથી ખાણાં પહોંચાડવા લાગ્યો. મોડી રાતે રહીમ નજરે પડયો. માથું ફાટી ગયેલું, ને કાન ચિરાઈ ગયેલો. આખે અંગે તો થયું હોય એ ખરું. એ મને જોઈને તાકી રહ્યો, હું એને જોઈને. બે દિવસ ભાણું પહોંચાડયું. ત્રીજે દિવસ એણે ઈશારો કર્યો. મેં કહ્યું: 'બોલી નાખ. કોઈ નથી અડખેપડખે.' કહે કે 'અમારું તો થાવું હશે એ થાશે, પણ અમારા મુલકનાને અમારો સંદેશો પહોંચાડીશ? તારી બેનને મારો સંદેશો પહોંચાડીશ?' મેં યે કહ્યું: 'મારું યે થાવું હશે તે થાશે? દઈ દે સંદેશો.' કહે કે 'કાલ આવજે.' બીજે દિવસ ગયો ને એણે લૂગડાનો એક ટુકડો દીધો. એમાં પોતાના હાથ માથે જ ચીરો પાડીને ખૂનથી લખી દીધેલું. મેં કહ્યું કે ગાંડા! આમ હતું તો કહેવું હતું ને? ગમે એમ કરીને કાગળ-પેન્સીલનું કરત.

પણ પછી વાતનો વખત ન હતો. કટકો મેં લઈ લીધો અને એને કહ્યું: 'અલ્લાબેલી !'

આમ કહેતાં બિલાલે કેડે વીંટેલાં ચીંથરાં અને પટ્ટા છોડવા શરૂ કર્યા અને વાત પણ ચાલુ રાખી: 'પછી તો સાહેબ! મેં યે રાતને વખતે બોટમનો આંકડો આપીને પાયખાનામાંથી ખાબકીને ભાગી છૂટયો, કાંઠે જઇને એક સંપાન પકડી. મારે વળી કયો કાંઠે ને કઈ સંપાન અજાણ્યાં હતાં? સંપાન હાંકતો જાવે પહોંચ્યો, જાવેથી સુમાત્રે આવ્યો ને સુમાત્રેથી આ સીંગાપોર માથે. પેલાં જંગલને કાંઠે ઊતરીને આ બાજુ આવ્યો. પહોંચવું હતું તો ઘણું વહેલું, પણ પેલસીતાનાં સંપાન અને ઇસ્ટીમર એટલાં આથડે છે કે કયારે એને હાથ પડી જવાય ને કયારે પકડી જાય એ ન કહેવાય. છટકતાં આ દોઢ મહિનો નીકળી ગયો અને...લ્યો આ રહીમનો કટકો. કહેતાં કેટલાં યે ચૂંથા ને ગંધાતા પટ્ટા છોડીને મેલોડાટ નાનકડો લૂગડાનો ટુકડો કાઢીને બિલાલે દિલાવરખાંના હાથમાં મૂકયો.

એકદમ હાથમાં ટુકડો લઇને, ઝપાટાબંધ ઉઘાડી, એની ઘડી સરખી કરતાં દિલાવરખાંએ ટુકડા પર નજર ફેરવી. લોહીના લાલચોળ જરાક રેળાઈ ગયેલા અક્ષર, દોઢ દોઢ માસની રઝળપાટથી ચોળાઇ ગયેલા એના મરોડ. પણ અક્ષરના મરોડ તો એમની પાસે વરસો સુધી અંગરક્ષક તરીકે રહી ગયેલ રહીમના જ. ટુકડામાં લખ્યું હતું:

'સાહેબ! આપણી મિત્રસત્તા અમને તાલીમ આપવાને બદલે ન્યુગીની ઉપાડી જાય છે. તાલીમ મેળવવાની કુશળતા બતાવવાનો મોકો અમને નથી મળ્યો આપણા વતનની શાન જાળવવાનો મોકો મળ્યો છે. આપની તાલીમ અમને એ મોકો શાનદાર બનાવવાની તાકાક આપી દેશે. એ વિષે નિઃશંક રહેજો. માત્ર ત્યાં રહેલા અમારા દોસ્તોને અમને મળ્યો છે તેવો જ મોકો ન સાંપડે એ ચેતવવા આટલું જણાવ્યું છે. વિશેષ તો આ ટુકડો લાવનારને મોઢેથી જ સાંભળજો. આપની નિગાહ નીચે જાનફેસાની કરવાની તક નહિ

મળે એનો અફસોસ છે. પણ આપના સખૂત ખુદાકી નિગાહ નીચે ગમે ત્યાં અમલમાં મૂકવાની ખુશનસીબી છે. દુઆખેર... આપનો ગુલામ... રહીમ...'

સંદેશાનો ટુકડો વાંચી રહ્યા બાદ ઘડીભર દિલાવરખાંની આંખો પડખેની બારી તરફ નિર્હેતુક મંડાઇ રહી. એ પછી એમની નજર સામેથી હિંદી લશ્કરમાં એમને કમીશન મળ્યું ત્યારથી એમના અડદલી સહિત અંગરક્ષકનું વફાદાર કાર્ય બજાવનાર રહીમ અને એમણે પોતાના ભાઇસમા ભાવથી તાલીમ આપેલ ૨૫૦ સિપાહી તરી વળ્યા. એમને પોતાના વતનની શાન ખાતર ખૂનખાર ઝૂઝતા કલ્પ્યા એ સાથે જ એમના મનમાંથી ઘડી પહેલાંની પેલી અધીરાઇ અને શંકા દૂર થયાં. ચિંતા પણ પાર્શ્વભૂમાં ચાલી ગઇ અને સમગ્ર મનમાં રોષ છાઇ ગયો.

રોષમાં ને રોષમાં દિલાવરખાં ઊભા થઈ ગયા. સામે બિલ્લાલ બેઠો છે એ ભૂલી ગયા ને બહાર જવા તૈયાર થયા કે બિલાલ બોલ્યો : 'અને સાહેબ! મારે મરિયમને તો સંદેશો હજી પહોંચાડવાનો બાકી છે, એને છાની રાખતાં ને દુઃખ ઓછું કરતાં મારા લોહીનું પાણી થશે. એ તો ઠીક, પેલા પેલીસ્તા મારી પાછળ પડ્યા હશે. એમને હાથ પડયો તો મારી યે ખેર નથી ને મારી બહેનની યે ખેર નહિ રહે, સાહેબ!'

'હા, હા! એની યે વ્યવસ્થા કરું છું. મરિયમને દિલાસો આપવા હું યે આવીશ. રહીમ જીવતો રહે કે કામ આવે તો યે અમારા હિંદના રિવાજ મુજબ મરિયમ એની ઓરત છે. એની બધી જવાબદારી મારે માથે રહેશે. અને તારો વાંકો વાળ ન થવા દેવાની યે જુમેદારી મારે માથે છે. બેફિકર રહેજે.'

આમ કહેતા દિલાવરખાં બહાર નીકળ્યા. તરત જ એમણે પોતાના મદદનીશ મહોબ્બતખાંને બોલાવ્યા બાદ ઝડપથી કેટલીક વાતો પતાવી લીધી. થોડા સમય બાદ મહોબ્બતખાં બિલ્લાલ અબુને રાહત વિભાગમાં લઈ જઈને કોઈને ખ્યાલ ન આવે એ રીતે

છાવણી માંહે આવેલ પોતાના બંગલાની પાછળના ઓરડામાં સુરક્ષિત સ્થાને બેસાડી રહ્યા હતા ત્યારે દિલાવરખાં મોટરમાં બેસીને ઝપાટાબંધ જનરલ સ્ટાફના વડા જુવાનસિંગ સાહેબની કચેરી જ્યાં હતી એ નેસૂન છાવણી તરફ જઈ રહ્યા હતા.

મોટરમાંથી ઊતરીને એમણે નજર કરી તો છાવણીના વિશાળ મેદાનમાં આઝાદ હિંદ ફોજની બે બટાલિયન બગલથેલા અને વોટર-બેગના સરંજામ સહિત તૈયાર થઈને ગોઠવાતી હતી. બટાલિયનની અંદર વિભાગીય અમલદારો પોતાની નીચેના સિપાહીઓને તૈયાર થવાના તથા ખૂટતા સિપાહીઓને હાજર કરવાના હુકમ આપી રહ્યા હતા. લાંબી મુસાફરી માટેનાં અન્ય સરંજામ અને સાધનો વ્યવસ્થિત કરવાની સૂચનાઓ આપી રહ્યા હતા. એ હુકમ અને એ સૂચનાઓ અનુસાર સિપાહીઓ છાવણીની બરાક તરફ દોડતા હતા, સ્ટોર-રૂમ તરફ દોડતા હતા, ઓફિસ-રૂમ તરફ દોડતા હતા અને ખૂટતા સિપાહીઓને હાજર કરતા હતા, જરૂરી સાધન-સરંજામ હાજર કરતા હતા અને જોઈતી વસ્તુઓ માટે રજાચિઠ્ઠીઓ લખાવી લાવતા હતા.

એ બધી ધમાલ સામે નજર કરીને દિલાવરખાં સીધા જુવાન-સિંહની ઓફિસ તરફ ઊપડયા અને એમને મળવાના ઓરડામાં જઈને ઊભા રહ્યા. એમને સલામ કરીને ખુરશી ધરતા અડદલીને એમણે હુકમ આપ્યોઃ 'તારા સાહેબને સંદેશો પહોંચાડ-હમણાં જ મારે મળવું છે. ગમે એવા કામ વચ્ચે યે મારે મળવું છે.'

અડદલી જ્યારે સંદેશો લઈને જુવાનસિંહ સાહેબના કમરાને બારણે પહોંચ્યો ત્યારે જુવાનસિંગ એમની પાસે રજૂ થતા એક પછી એક કાગળિયાંઓ પર સહી કરી રહ્યા હતા, સહી કરતાં કરતાં એમની પડખે ઊભેલ બે કારકુન અને એક રહસ્યમંત્રી નવા નવા મુદ્દા અંગે પૂછી રહ્યા હતા એના ત્વરાથી નિર્ણય જણાવતા જતા હતા.

અડદલીએ એમના રહસ્યમંત્રીને સૂચન કર્યું પણ એના જવાબમાં રહસ્યમંત્રીએ આવા ભરચક કામ વચ્ચે જરા થંભી જવા

સામું સૂચન કર્યું. દિલાવરખાં સાહેબની ઉતાવળ જોઈને આવેલા અડદલીએ ફરીથી સૂચન કર્યું એટલે રહસ્યમંત્રીએ કામ વચ્ચેથી સરકીને અડદલી પાસે જઈને કારણ પૂછ્યું. અડદલીએ દિલાવરખાં સાહેબનો સંદેશો પહોંચાડતાં રહસ્યમંત્રી પોતે મળવાના કમરામાં હાજર થયો. પોતાથી કામ પતે તો પતાવી આવવાના ઇરાદાથી એણે આવીને સલામ ભરી કે દિલાવરખાંએ જુવાનસિંગને બદલે એમના રહસ્યમંત્રીને જોતાં હુકમ કર્યો : 'તમને નહિ, જુવાનસિંગ સાહેબને જ મારે મળવું છે. હમણાં જ મળવું છે. જાઓ, જાણ કરો.'

રહસ્યમંત્રીએ હરફ પણ ન ઉચ્ચારતાં એકદમ જઈને જુવાનસિંગ સાહેબ પાસે દિલાવરખાં સાહેબ આવ્યાની ને તાત્કાલિક મળવાની માગણીની ચિઠ્ઠી પોતાને હાથે લખીને આગળ કરી કે ઝપાટાબંધ કામ પતાવ્યે જતા જુવાનસિંગે ઊંચી નજર કરી.

હમણાં જ કે. યામાનોટો અને એક જાપાની નૌકા અધિકારી આવી પહોંચવાના હતા; એમની સાથે આજે આઝાદ હિંદ ફોજનાં બે બટાલિયન તૈયાર કરીને સાંજ સુધીમાં સીંગાપુરને બંદરે પહોંચાડવાનાં હતાં, ત્યાંથી એ બર્મા થઇને હિંદની સરહદ તરફ રવાના થવાનાં હતાં—એનું ભરચક કામ પતાવ્યે જતા જુવાનસિંગ દિલાવરખાંના આગમનથી મૂંઝાયા, પણ પોતાના એ માનનીય અને સ્નેહી અમલદારને મળવા માટે કામનો ઢગલો એક બાજુ મૂકીને એકદમ એ દિલાવરખાં બેઠા હતા ત્યાં આવી પહોંચ્યા.

'પધારો! પધારો! સાહેબ! કાંઇ અચાનક અમારા પર રહેમ?' હસતાં હસતાં કમરામાં દાખલ થઇને અભિવાદન કરતા જુવાનસિંગ બોલ્યા.

'રહેમ તો લાવવી જ પડે ને? આપણા ૨૫૦ સિપાહીઓ પર આપણી વહાલી મિત્રસત્તાની રહેમ વરસે પછી આપની પાસે રહેમ વ્યક્ત કરવા આવવું જ પડે ને?' દિલાવરખાં બોલ્યા.

'આપની એ સિપાહીઓ માટેની ચિંતા હું રજેરજ સમજું છું.

આપણી ફોજના એકાદ પણ સિપાહીનાં સુખદુઃખ જેટલાં આપને સ્પર્શ કરે છે, એટલાં જ મને સ્પર્શ કરે છે. પણ આ બાબતમાં કશા ચોક્કસ પુરાવા વગર પગલું ભરતાં આપણી ફોજને જ નુકશાન નહિ પહોંચે ને–એવી દ્વિધામાં હું ઝૂલ્યા કરું છું.' જુવાનસિંગ દિલાવરખાંની પડખે સ્થાન લેતા બોલ્યા.

'તમારી એ દ્વિધા ટાળી દેવા પૂરતો પુરાવો હું મેળવી શક્યો છું.'

આમ કહેતાં દિલાવરખાંએ પોતાના ખિસ્સામાંથી કાઢીને રહીમનો લૂગડાનો ટુકડો જુવાનસિંગના હાથમાં મૂકયો અને બોલ્યા : 'આ લેખિત પુરાવો. સાક્ષી પણ જોઈશે તો હું આપી શકીશ.'

તરત જુવાનસિંગે લૂગડાના ટુકડા તરફ નવાઈભરી નજર ફેરવી. એક ઝડપે એ ટુકડાને વાંચી ગયા.' આ શું ? આમ બની શકે ?'–એવા વિચારથી એમણે ટુકડાને બીજી વાર વાંચ્યો, ત્રીજી વાર વાંચ્યો. એ પછી તરત જ એમણે પૂછયું : 'આ ટુકડો કયાંથી આવ્યો ? કોણ લાવ્યું ?'

'લાવ્યો મુદ્દામ માણસ. એની હકીકત આ પ્રમાણે—'

આ રીતે દિલાવરખાંએ વાતની શરૂઆત કરી. બિલાલ અબુ કેવી રીતે પોતાને મળવા આવ્યો અને કેવી રીતે વાત વર્ણવી એ બધું એમણે ઝપાટાબંધ એક પણ મુદ્દો ચૂકયા વગર કહી નાખ્યું. દિલાવરખાં બોલતા રહ્યા અને જુવાનસિંગ સાંભળતા રહ્યા. સાંભળતાં સાંભળતાં એમના જુવાન તંગ કપાળની રેખાઓ ખેંચાવા લાગી, આંખો કરડાકી પકડવા લાગી.

વાતો પૂરી કરી લીધા બાદ દિલાવરખાં બોલ્યાઃ 'મને મારા પૂરતો પુરાવો મળી ગયો. મારે હવે જાપાનીઓને હાથે ફોજનો દુરુપયોગ થાય એ પહેલાં ફોજમાં સુરંગ જ ચાંપવાની રહે છે.'

'અને એ સુરંગ ચાંપવાની પહેલ મારે જ હાથે થશે, સાહેબ. જે વચનના પાલન ખાતર યાદ આપવી પડે એ વચન જ કહેવાય. માત્ર મને એ આદમી પાસે લઈ જઈ શકશો ? ખાતરી કરવા નહિ, પણ આપણે જોઈતી વિશેષ વિગતો એની પાસેથી મેળવી લેવા માટે.' જુવાનસિંગ બોલ્યા.

'જરૂર. માત્ર આપણે એના રક્ષણની તકેદારીનો ખ્યાલ રાખવાનો છે.' દિલાવરખાં બોલ્યા.

તરત જ બન્ને અફસર ઊભા થયા. જુવાનસિંગ એમની ઓફિસમાં આવ્યા. બારણામાં જ ઊભા રહીને એમણે પોતાના સ્ટાફને હુકમ આપ્યો: 'ચાલતું કામ મુલતવી રાખો. જૂના રોજ-બરોજના કામ પર ચડી જાઓ.'

'આ શું? આજે તો બે બટાલિયનોને સાંજ સુધીમાં ટંચનબંધી તૈયાર કરીને બર્મા તરફ રવાના કરવાની છે અને એની તૈયારીમાં ક્ષણ પણ ગુમાવી શકાય એમ નથી, એને બદલે એ કામ મુલતવી રાખવાનો હુકમ?—' આમ વિચારતા ઓફિસના કારકુનો અને રહસ્યમંત્રી એમની સામે તાકી રહ્યા.

એમની તાકેલી નજર સામે ધ્યાન દીધા વગર જુવાનસિંગે બીજા બે હુકમ દીધા.

એક કારકુનને કહ્યું: 'એકદમ જાઓ, મદદનીશ સાહેબને બોલાવો અને મને નીચે મેદાનમાં મળવાની જાણ કરો.'

પોતાના ખાસ રહસ્યમંત્રીને કહ્યું: 'તમે મારી સાથે આવો.'

આમ કહીને જુવાનસિંગ બહાર નીકળ્યા. દિલાવરખાં સાથે ઓફિસનાં પગથિયાં ઊતરતા નીચે પહોંચ્યા ત્યાં આગંતુક વિભાગના અધિકારીએ સામે આવીને સલામ કરતાં જાણ કરી: 'કેપ્ટન યામોનોટો સાહેબ તથા નૌકા અધિકારી આવી પહોંચ્યા છે. આપને મળવા માટે કહેવરાવે છે.'

'એમને આગંતુક વિભાગમાં બેસાડો. જણાવો કે હું બહાર જાઉં છું. એકાદ કલાક રાહ જુએ.' જુવાનસિંગ આગળ ચાલતાં બોલ્યા.

'પણ...પણ...તેઓ હમણાં જ મળવા માગે છે એમ કહાવ્યું છે. જરૂરી કામ છે એમ જણાવ્યું છે.' આગંતુક વિભાગના અધિકારીએ જુવાનસિંગ સાહેબના જવાબથી નવાઈ પામીને તરત જ જણાવ્યું.

‘મારે પણ જરૂરી કામ છે. તેઓને એટલી રાહ જોવી પડશે. હમણાં નહીં મળી શકાય.’ કહેતા જુવાનસિંગ ચાલતા થયા.

કેપ્ટન યામોનોટો જેવા ઉચ્ચ અધિકારી અને નૌકા અધિકારીને રાહ જોવાનું જુવાનસિંગ સાહેબ કહે છે ?–એવા વિચારે અજાયબીમાં પડીને આગંતુક વિભાગના અધિકારી ચાલતા થવાને બદલે ત્યાં જ ઘડીભર થંભી ગયા અને જુવાનસિંગ આગળ ચાલતા થયા.

મેદાનમાં ઊભેલી દિલાવરખાંની મોટર પાસે એ પહોંચ્યા ત્યાં એમના મદદનીશ અધિકારી ઉતાવળે ચાલતા એમની પાસે આવી રહ્યા હતા. તેઓ પાસે આવીને સલામનો શિષ્ટાચાર પૂરો કરે એ પહેલાં જુવાનસિંગે એમને હુકમ આપ્યો:

‘બર્મા જનારાં બટાલિયનને અત્યારે મોકલવાનાં નથી. બટાલિયનોના વિભાગીય અમલદારોને બોલાવીને સિપાહીઓને એમની બરાકોમાં પાછા મોકલી આપો. હું પાછો ફરું ત્યાં સુધીમાં આપણા સ્ટાફના અધિકારીઓને એમનાં ચાલુ કામ પતાવીને ખાસ અગત્યની સભા માટે તૈયાર રાખો. મારા હુકમ વગર બટાલિયનોને લઇ જવાના કોઈના હુકમને નહિ માનવાનો તમને મારો આખરી હુકમ માનજો.’

થોડીવાર બાદ, જુવાનસિંગ સાહેબના આવા અકલ્પિત હુકમથી અજાયબીમાં ગરકાવ થઇ ગયેલા મદદનીશ અધિકારીના હુકમ વડે એથી યે વિશેષ અજાયબીમાં ગરકાવ થતા, તૈયાર ઊભેલાં બન્ને બટાલિયનના વિભાગીય અમલદારો એ હુકમને અમલમાં મૂકી રહ્યા હતા અને બન્ને બટાલિયનના સિપાહીઓ પણ એટલી જ અજાયબીમાં ગરકાવ થતા પોતાની બરાકોમાં પાછા ફરી રહ્યા હતા ત્યારે–

જુવાનસિંગ દિલાવરખાં સાથે મુદ્દાની ચર્ચાઓ કરતા લશ્કરી તાલીમ શાળા તરફથી ઝપાટાબંધ ઊપડી રહ્યા હતા.

એ પછી દિલાવરખાંની હાજરીમાં બિલ્લાલ અબુની સાથે પોણો કલાક વિગતો પૂછ્યા બાદ જુવાનસિંગ દિલાવરખાં સાથે એમની ખાનગી ઓફીસમાં આવ્યા. ત્યાં બેઠાં બેઠાં એમના વચ્ચે વાતો થઇ.

દિલાવરખાં કહેતા હતા: 'હવે ?'

'હવે, આપણે પગલું જ ભરવાનું રહે છે, આઝાદ હિંદ ફોજનો જાપાનીઓ ગેરઉપયોગ કરે એ પહેલાં ફોજને તોડી પાડીને એની શાન જાળવી જવાનું. એના પ્રથમ પગલા તરીકે પેલાં બે ઇટાલિયનોને સુપરત નહિ કરવાની જોખમદારી મારી માથે લઇ લઉં છું.' જીવાનસિંગ કહેતા હતા.

'હું પોતે પણ આજથી તાલીમ શાળાને થંભાવી દઉં છું અને સિપાહીઓને સામના માટે તૈયાર કરું છું. આપણી તૈયારી વિષે તો મને વાંધો નથી. પણ આપણાં આ પગલાંના પ્રત્યાઘાત સીંગાપુર, મલાયા અને ત્યાંથી માંડીને આખી પૂર્વ એશિયાની હિંદી પ્રજા પર પડશે એના વિષે પણ વિચારી લેવાની જરૂર છે.' દિલાવરખાં કહેતા હતા.

'સાચી વાત તો એ છે કે એ હિંદી પ્રજાની સલામતીના પ્રાથમિક હેતુ ખાતર આપણે ફોજની રચના કરી હતી. આજે એ ફોજનો દુરુપયોગ જાપાનીઓ શરૂ કરે એ જ વખતે ફોજને તોડવાનું જોખમી પગલું આપણે નહિ ભરીએ તો આવતી કાલે તેઓ હિંદી પ્રજાનો પણ દુરુપયોગ શરૂ કરશે અને એમને ચીના--મલાયલી પ્રજા સમાં સીતમને હવાલે કરશે. આપણા ખાતર નહિ, તો એ હિદી પ્રજાની ખાતર પણ આપણે જોખમ વહોરી લેવાની જરૂર છે.

'બીજી બાજુ આપણા આ જોખમી પગલાંના પ્રત્યાઘાત રૂપે જાપાનીઓ હિંદી પ્રજા પર હાથ નાખે તો એની પૂર્વતૈયારી રાખવા માટે એમને યે આપણે જણાવી દેવું જોઇએ. હિંદી આગેવાનોમાં ગાંગુલી સાહેબના વલણ પ્રત્યે મને શંકા છે. રાજગોપાલન ઘવાઇને પડયા છે. ખડગસિંહ સિપાહી માણુસ છે. એક માત્ર મારા મિત્ર વીરેન્દ્ર જ આ પરિસ્થિતિને સામનાની રીતે સંભાળી શકે એમ છે. એમને વહેલી તકે આ બધી પરિસ્થિતિથી વાકેફ કરવા માટે મારા તરફથી ખાસ માણુસને મોકલી દઉં છું.'

આ રીતે પોતાનાં પગલાંના બધા આઘાત--પ્રત્યાઘાતોની આલોચના અને વિચારણા કર્યા બાદ જુવાનસિંગે ટેલિફોન હાથમાં લીધો. વડા મથક પર ફોનને જોડીને આઝાદ હિંદ ફોજના સેનાપતિ મોહનસિંગને એ હકીકતથી ટૂંકમાં વાકેફ કર્યા બાદ એમણે પૂછ્યું: 'હવે શું કરવાનું રહે છે?'

સેનાપતિ મોહનસિંગ કહેતા હતા: 'એ બન્ને બટાલિયનોને રવાના કરવાના હુકમ નીકળી ચૂકયા છે, પણ તમે રજૂ કરેલી હકીકતોથી સમગ્ર પરિસ્થિતિની ફરીથી વિચારણા કરી લેવાની જરૂર લાગે છે. આઝાદ હિંદ ફોજનો સત્તાવાર સ્વીકાર તેમ જ બીજા અન્ય મુદ્દાઓ પણ ગંભીર વિચારણાની કક્ષાએ પહોંચી ગયા છે. એ બધી વિચારણા કરવા માટે ટૂંક નોટિસે કાર્યકારી સમિતિને બોલાવવી પડશે. એ માટે તાબડતોબ બધાં પગલાં ભરવાની શરૂઆત કરી દઉં છું.'

'તમારી એ વિચારણાનો નિર્ણય થાય ત્યાં સુધી બટાલિયનોને થંભાવી દેવાની જિમ્મેદારી મારે અંગત રીતે ઉઠાવવી પડશે.' જુવાનસિંગ કહેતા હતા.

'ફોજના વડા તરીકે બંધારણીય પરિસ્થિતિ મારે સ્પષ્ટ કરી લેવી જ જોઈએ. અધિકારિ તરીકેની એ ફરજને બાદ કરતાં મને પણ અંગત રીતે મારા જોખમમાં સાથે જ સમજજો.' સેનાપતિ મોહનસિંગ કહી રહ્યા હતા.

એકાદ કલાક બાદ-કાર્યકારી સમિતિ વિચારણા અર્થે મળી ચૂકી હતી. સેનાપતિ મોહનસિંગ અને અન્ય સભ્યો આઝાદ હિંદ ફોજનો સત્તાવાર સ્વીકાર ન થાય ત્યાં સુધી આઝાદ હિંદ ફોજની એકેએક પ્રવૃત્તિ થંભાવી દેવાની, ટુકડીઓની હેરફેર અટકાવવાની તેમ જ અન્ય માગણીઓનો તાત્કાલિક સંતોષકારક જવાબ મેળવવાની માગણી કરી રહ્યા હતા. એના જવાબમાં કાર્યકારી સમિતિના પ્રમુખ શ્રી રાસબિહાર બોઝ હાલ તુરત આવાં તાત્કાલિક પગલાં ભરીને કે જાપાની મિત્રસત્તાનો રોષ ઊભો કરવાને બદલે ધીરજથી

કામ લેવાનું તેમ જ આ બધી માગણીઓ અંગે સંતોષકારક ખુલાસો મેળવવા માટે તાત્કાલિક પગલાં ભરવાનું એમની પોતાની અંગત જવાબદારી પર છોડી દેવાનું સમજાવી રહ્યા હતા ત્યારે—

જુવાનસિંગ નેસૂન છાવણીમાં એમના સ્ટાફના અધિકારીઓને એકઠા કરીને બધી પરિસ્થિત વાકેફ કર્યા બાદ કેપ્ટન યામાનોટો સાથે સવાલ જવાબ કરી રહ્યા હતા:

'જાપાન મોકલેલા અમારા ૨૫૦ સિપાહીઓને અહીં હાજર કરો, એ પછી આ બે બટાલિયનો અહીંથી રવાના થઇ શકશે. એ પહેલાં નહિ.' જુવાનસિંગ કહેતા હતા.

'એમને માટે તો સત્તાધીશ સાહેબ તરફથી તમને સંતોષકારક જવાબ મળી ચૂકયો છે.' કેપ્ટન યામોનોટો કહેતા હતા.

'એ જવાબ આપના સત્તાધીશ સાહેબને માટે સંતોષકારક હશે. અમારા માટે નહિ.' જુવાનસિંગ કહેતા હતા.

'પણ તમારી આઝાદ હિંદ ફોજના સેનાપતિનો આ હુકમ છે. એ હુકમ અનુસાર તમે અમને અત્યારે બે બટાલિયનો સોંપી દેવાને બંધાયેલા છો.' કેપ્ટન યામાનોટો કહેતા હતા.

'આઝાદ હિંદ ફોજના સેનાપતિનો હુકમ એમના નીચેના અધિકારી તરીકે મને શિરોધાર્ય જ હોય. પણ સંયોગો સમજીને આઝાદ ફોજના હિતની જ ખાતર એનો અમલ થંભાવી દેવામાં હું મારી અંગત જવાબદારી માનું છું.' જુવાનસિંગ કહેતા હતા.

'પણ એ અંગત જવાબદારીમાં તમે શિસ્તભંગ આચરી રહ્યા છો અને એ શિસ્તભંગ તમને જોખમકારક નીવડશે.' કેપ્ટન યામોનોટો કહેતા હતા.

'જોખમી જવાબદારી પોતાને શિરે લેતાં સૈનિક કદી અચકાતો નથી. કયારેક શિસ્તપાલન કરતાં શિસ્તભંગ અનિવાર્ય જણાય ત્યારે એનાં પરિણામ ભોગવવાની તૈયારી સહિત એને આચરવાનું અમારા વતનના સંતપુરુષે સમગ્ર જગત સમક્ષ રજૂ કરી બતાવ્યું છે. શિસ્ત-

ભંગની જરૂરિયાત અને નૈતિક ફાયદાનું જ્ઞાન તો કદાચ તમારી શિસ્ત-જડ પ્રજાને અમારી પાસે જ શીખવા આવવું પડશે.' જુવાનસિંગ કહેતા હતા.

'તમારા આવા બેજવાબદાર પગલાથી આપણી મિત્રસત્તાઓના પરસ્પર મૈત્રીભર્યા સંબંધોમાં આડખીલી ઊભી થશે.' કેપ્ટન યામો-નોટો કહેતા હતા.

'આડખીલીની શરૂઆત અમારા ૨૫૦ સિપાહીઓને ગુમ કરીને તમારી સત્તાએ કરી છે. બેજવાબદાર પગલું તમારા તરફથી ભરાયું છે, અમારા તરફથી નહિ. એટલે એનો વિચાર અમારા કરતાં તમારે વિશેષ કરવાનો રહે છે.' જુવાનસિંગ કહેતા હતા.

'આવી સમજાવટ હું જ કરું છું, કેમકે હું એમાં તમારું હિત જોઉં છું, તમારી પ્રવૃત્તિનું હિત જોઉં છું, તમારા વતનનું હિત જોઉં છું. મારી કાર્યમર્યાદા પૂરી થયા બાદ અન્ય સત્તાધીશો કદાચ કડક પગલાં ભરશે. અમારી સત્તા આવી સમજાવટ કરવામાં માનતી નથી.' કેપ્ટન યામોનોટો થાકીને આખરી વચન ઉચ્ચારી રહ્યા હતા.

'આપની સમજાવટ માટે આભાર, પણ આપની સત્તા જો એમાં માનતી જ ન હોય તો આપે આપની સત્તાની રૂઢિ તોડીને શિસ્તભંગ આચરવાની જરા યે જરૂર નથી. જે સત્તાધીશો કડક પગલાં ભરવા માગતા હોય એને અમે ના પાડી નથી. તમારી સત્તા જેમ સમજાવટમાં માનતી નથી તેમ સિદ્ધાંતને ભોગે સમાધાન કરવામાં અમે યે માનતા નથી.' જુવાનસિંગ પણ આખરી બોલ ઉચ્ચારી રહ્યા હતા.

થાકીને કેપ્ટન યામોનોટો છેલ્લો ઉપાય અજમાવવા સિંગાપુર શહેર તરફ શરદ ગાંગુલીના મકાનને રસ્તે ઊપડી ચૂકયા હતા, અને–

જુવાનસિંગ એમની ઑફિસના મધ્યખંડમાં પોતાની છાવણી માંહેના નાયકથી માંડીને કેપ્ટન દરજ્જા સુધીના બધા અફસરોને એકઠા કરીને કહી રહ્યા હતાઃ

'આપણા વતનની શાન પર હાથ પડયો છે. આજ સુધી એ

શાનને સામ્રાજ્યની તુમાખીથી બ્રિટિશ સલ્તનતે ખુદ હિન્દની ધરતી પર રોળી હતી. આજે મિત્રસત્તાનો દેખાવ કરીને જાપાની સલ્તનતે આપણા વતનની શાન પર હાથ નાખ્યો છે, આપણી લશ્કરી તાલીમ શાળાના ૨૫૦ સિપાહીઓને તાલીમ આપવા ખાતર આપણે જાપાનીઓને સુપરત કર્યા હતા. એક મિત્ર સત્તાની હેસિયતથી મિત્રસત્તાને વિશ્વાસપૂર્વક સુપરત કર્યા હતા. એ વિશ્વાસનો ભંગ કરીને આપણા સિપાહીઓને તેઓ પરબારા ન્યુ-ગીનીના યુદ્ધ મોરચે ઉપાડી ગયા છે અને મિત્રધર્મની પ્રાથમિક સમજણનો એમણે ભંગ કર્યો છે. મગરૂબીની વાત છે કે આપણા એ બાંધવોએ કોઈ અણજાણ્યા જગ્યામાં, એકલ હાથે વચનભંગ અને બેવફાઈનો પોતાનાં ખૂન રેડીને સામનો કર્યો છે, આપણી હિંદ ફોજની ભાવનાને વફાદાર રહીને એનું ગૌરવ એમણે અખંડિત રાખ્યું છે. હવે એ ગૌરવને અખંડિત રાખવાની જિમ્મેદારી આપણા શિર પર આવી પડે છે.

'એશિયાની ધરતી અને સાગરને એકેએક ' મોરચે વિજય પ્રાપ્ત કરનાર કાચલી કાચલી જેવડા ચાર ટાપુના આ બાંઠકા સામ્રાજ્યને ગર્વ આવી ગયો લાગે છે કે બિચારા આ આઝાદ હિંદ ફોજના ગરીબ હિંદી સિપાહીઓ ! એને તો આપણે ધારીએ ત્યારે ફોજ રચવા દઈ શકીએ, ધારીએ ત્યાં સુધી ફોજનો સત્તાવાર સ્વીકાર કર્યા વગર લટકાવી શકીએ અને ધારીએ ત્યારે એમના સિપાહીઓનો મનધાર્યો ઉપયોગ કરી શકીએ. પણ એમને ખબર નથી કે જગતભરમાં 'ભાડુતી લશ્કર !'ના નામની બદનામી પામનાર હિંદી લશ્કરનું આજે અવસાન થયું છે, એનું નામોનિશાન ખતમ થયું છે, હિંદી ફોજની આગળ 'આઝાદ' શબ્દનો ઉમેરો થઈ ગયો છે, હિંદી ફોજીઓના દિલમાં 'આઝાદ' ભાવનાનો ઉમેરો થઈ ગયો છે, એ ભાડુતી સિપાહીઓ ફૂટી બદામની પણ આશા રાખ્યા વગર પોતાના વતનના સ્વયંસેવક સિપાહીઓ

બન્યા છે, જગતની મહાપ્રજાઓના સિપાહીઓ સોનેરી પગાર અને પ્રજાસમસ્તના ઉત્સાહપોકાર પામી રહ્યા છે, એની સામે કોઈ પણ બદલાની આશા અગર, ભ્રમને કારણે પોતાની યે પ્રજામાં વિભ્રમ પામનાર આ આઝાદ હિંદ ફોજના સિપાહીઓ પોતાની અને પોતાના વતનની શાન જાળવવા જાનફેસાની કરતાં નહિ અટકે, પોતાની જાનફેસાની પર જ વતનની શાનનો ઝંડો અણનમ ફરકાવી જશે.

'જ્યાં સુધી આપણા એ સિપાહીઓ આપણને પાછા ન મળે ત્યાં સુધી તમને કોઇને હિંદની આઝાદીના યુદ્ધને નામે લઈ જવા આવે તો એમને સંભળાવી દેજો કે અમારી આઝાદીની લડત માત્ર હિંદ સરહદ પર જ નથી લડાતી. જગતના અંધાર ખૂણે યે જ્યાં જ્યાં અમારી આઝાદી પર હાથ પડે ત્યાં ત્યાં એની યુદ્ધભૂમિ હોય છે અને ત્યાં ત્યાં આઝાદ હિંદ ફોજનો સિપાહી મોરચો માંડે છે. કાં તો એ મોરચામાં અમારા સિપાહીઓ પાછા મેળવશું અથવા તો એ મોરચાની ભૂમિ પર લડતા ખતમ થઇ જશું.

'તમારી બરાકોમાં જઇને આઝાદ હિંદ ફોજના એકેએક સિપાહીને આ આઝાદી નાદ સુણાવજો. એમને કહેજો કે જપાનીઓએ આપણને દગો દીધો છે. આપણી ફોજનો ગેરઉપયોગ કરવાનો બદઈરાદો બતાવ્યો છે. જ્યાં સુધી એ દગો સાફ ન થાય, બદઇરાદાનો નાશ ન થાય ત્યાંસુધી આઝાદ હિંદ ફોજનો સિપાહી બરાકમાંથી બહાર નહિ નીકળે. કોઈ મોરચા પર પગલું નહિ ભરે. આઝાદીને વરેલો એ સિપાહી એક જ પોકાર કરશે: 'આઝાદ હિંદ ઝીંદાબાદ!' આઝાદીને વરેલો સિપાહી એક જ ધ્યેય ખાતર ખતમ થઈ જશે : 'આઝાદ હિંદ ઝીંદાબાદ!'

'જાપાનીઓને હમકો ધોખા દિયા!'

'આઝાદ હિંદ ઝીંદાબાદ!'

'હમારા જવાન હમકો વાપસ દો!'

'આઝાદ હિંદ ઝીંદાબાદ!'

આમ પોકારતા અફસરો પોતાના વિભાગ અને બરાકો તરફ ઊપડયા ત્યારે સીંગાપુર શહેર તરફથી એક મોટર માર માર વેગે શરદ ગાંગુલીને લઇને નેસૂન છાવણીમાં પ્રવેશ કરી રહી હતી.

'આઝાદ હિંદ ઝીંદાબાદ'ના ક્રાંતિકારી પોકાર સાંભળીને સળગી ઊઠેલા વાતાવરણથી જરાક મૂંઝાતા શરદ ગાંગુલી સીધા જુવાનસિંગ પાસે જઈ પહોંચ્યા અને એમણે સમજાવટ શરૂ કરી દીધી.

'તમારું પગલું ઉતાવળું છે. એથી તમે આઝાદ હિંદ ફોજના પાયા પર કુહાડો મારીને હિંદની આઝાદીકૂચ ખાળી રહ્યા છો, અહીંની હિંદી પ્રજાને જોખમમાં મૂકી રહ્યા છો.' એ હતી ગાંગુલીજીની દલીલ.

'અમારું પગલું આઝાદ હિંદ ફોજના પાયા પર કુહાડો નથી મારતું, પણ એને સાચા પાયા પર મૂકે છે. આજે જો અમે આ પગલું નહિ ભરીએ તો જ આવતી કાલે હિંદી પ્રજા જોખમમાં મુકાઇ જશે. ફોજ અને પ્રજા બન્નેની ખાતર આ પગલું ભરવું જરૂરી જ છે.' એ હતી જુવાનસિંગની દલીલ.

ગાંગુલી સાહેબ જુવાનસિંગને ન સમજાવી શકવાના દુઃખ સહિત છાવણી છોડી રહ્યા હતા ત્યારે નેસૂન છાવણીમાંથી સમાચાર વીજળી વેગે બીજી છાવણીઓ તરફ વહેતા થઈ ચૂકયા હતા. ક્રાંજી છાવણીમાં અને બિદાદરી છાવણીમાં, રીવર વેલી છાવણીમાં અને બુલર છાવણીમાં, જ્યાં જ્યાં આઝાદ હિંદ ફોજના સિપાહી પડયા હતા ત્યાં ત્યાં સમાચાર પહોંચી ચૂકયા હતા અને પોકાર પડી રહ્યા હતા :

'આઝાદ હિંદ ઝીંદાબાદ !

'જાપાનીઓને હમકો ધોખા દિયા !'

'આઝાદ હિંદ ઝીંદાબાદ !'

'હમારા જવાન હમકો વાપસ દો !'

'આઝાદ હિંદ ઝીંદાબાદ !'

જાપાની સેક્રેટેરિયટમાં પણ બધી પરિસ્થિતિના સમાચાર પહોંચી

ગયા હતા અને ઈવાકુરો કિકાનના મદદનીશ અધિકારી મેજર યાશીમા પોતાની નીચેના જાપાની અફસરને હુકમ આપી રહ્યા હતાઃ

'જાઓ, તાબડતોબ પગલાં ભરો. આપણા દૈવાંશી સામ્રાજ્ય સામે જે કોઈ ઉદ્ધત મસ્તક ઊંચું કરે કે ઉદ્દંડ વચન ઉચ્ચારે એમને પરહેજ કરો. હાલ તુરત જ્યાંથી વિરોધ જાગ્યો છે એ નેસૂન છાવણી પૂરતાં જ અજમાયશી પગલાં ભરો. વિશેષ વિરોધ ઊઠે તો જરૂરી હુકમ મારી પાસેથી લઈ જાઓ. અત્યાર સુધી જેમના પર કૃપાની નજર રાખવામાં આવી છે એ હિંદીઓની ફોજ અને હિંદી વસ્તી વચ્ચે વ્યવહાર–પ્રતિબંધ મૂકી દો. હિંદી નાગરિક જનતામાં યે સામ્રાજ્યની સત્તા સામે કોઈ વિરોધ નોંધાવે તો એમના વિરોધને વશ કરો. પરહેજી, પ્રતિબંધ કે ગમે તેવાં પગલાં દ્વારા.'

મેજર યાશીમાના હુકમ લઈને એક મદદનીશ જાપાની અધિકારી પૂરતાં સાધન અને સિપાહી સહિત ઊપડતો હતો. લઈને આઝાદ હિંદ ફોજની છાવણીઓ અને નાગરિક વસ્તી–પ્રદેશ વચ્ચે પ્રતિબંધ–વ્યવસ્થા કરતો પ્રથમ એ આઝાદ હિંદ ફોજના સેનાપતિ મોહનસિંગ પાસે શિસ્ત મુજબ જઈને ઊભો રહેતો હતો અને માગણી કરતો હતોઃ

'તમારા સેનાપતિપદ નીચે જનરલ સ્ટાફના વડાનો હોદ્દો ધરાવતા જીવાનસિંગ સાહેબને અમારા દેવાંશી સામ્રાજ્ય સામે ભરી રહેલ પગલાં પાછાં ખેંચવા તેમ જ ચલાવી રહેલ વિરોધ–પ્રચાર થંભાવી દેવા હુકમ આપો.'

'એવો હુકમ આપવાની સૂચના કરનાર તમે કોણ? એમના પગલાંમાં તેમ જ વિરોધ-પ્રચારમાં મારો પણ સાથ છે.' સેનાપતિ મોહનસિંગ એને જવાબ આપતા હતા.

'તો એમને પરહેજ કરવાના આ હુકમ પર સહી કરી આપો. તમારી સત્તાની મર્યાદા વટાવીને એ અમારા સામ્રાજ્યની માનહાનિ કરી રહ્યા છે.' જાપાની મદદનીશ અધિકારી કહી રહ્યો હતો.

'એવી સહી માગતાં તમે જ મર્યાદા વટાવી રહ્યા છો એનું ભાન

તમે ચૂકી રહ્યા લાગો છો. જુવાનસિંગ સાહેબ મર્યાદા વટાવી ગયા છે કે નહિ એનો નિર્ણય કરવાનું મારા પર અવલંબે છે, તમારી માગણી પર નહિ. આઝાદ હિંદ ફોજના કાનૂન પર અવલંબે છે, તમારા સામ્રાજ્યના નિયમ અનુસાર નહિ !' સેનાપતિ મોહનસિંગ એમને સ્પષ્ટ સંભળાવતા હતા.

'તો પછી અમને અમારી સામ્રાજ્ય સત્તા અનુસાર યોગ્ય પગલાં ભરવાં પડશે.' ધૂંધવાતો મદદનીશ અધિકારી કહી રહ્યો હતો.

'તમારી સામ્રાજ્ય–સત્તા અનુસાર ગમે તે પગલાં ભરવાં પડે એની જાણ મને કરવાની હોય નહિ. હું તમારી સામ્રાજ્ય--સત્તાના કાનૂનને અમલમાં મૂકનારો સેનાપતિ નથી, પણ આઝાદ હિંદ ફોજના કાનૂનને અમલમાં મૂકનારો સેનાપતિ છું, એ તમે કોઈક ગર્વ–ભ્રમણામાં ભૂલી જતા લાગો છો.' સેનાપતિ મોહનસિંગ જવાબ આપતા હતા.

સેનાપતિ મોહનસિંગ સાથે વિશેષ જીભાજોડી કરવી છોડીને જાપાની અધિકારી નેસૂન છાવણીએ પહોંચતો હતો. એને જોઈને બારગણા અવાજથી ' આઝાદ હિંદ ઝીંદાબાદ ! 'ના પોકારો પાડતા હિંદી સિપાહીઓની કરડી નજર સામે એ જોશબંધ જુવાનસિંગ સાહેબની ઓફીસ તરફ જતો હતો.

એ વખતે જુવાનસિંગ પોતાની ઓફિસના પાછલા કમરામાં ઊભા ઊભા પોતાના અતિ વિશ્વાસુ અને કાબેલ માણસને સંદેશો આપી રહ્યા હતા: 'આ બધા પ્રતિબંધો વચ્ચેથી ગમે એમ માર્ગ કરીને આ બધી પરિસ્થિતિથી સીંગાપુર શહેરમાં વીરેન્દ્રભાઈને વાકેફ કરો.'

જુવાનસિંગનો એ માણસ પાછલે રસ્તે થઈને નેસૂન છાવણી છોડી રહ્યો હતો ત્યારે જાપાની અધિકારી અને જુવાનસિંગ વચ્ચે ટપાટપી બોલી રહી હતી:

'તમે તમારું પગલું પાછું ખેંચવા અને વિરોધ–પ્રચાર અટકાવવા તૈયાર છો કે નહિ ?' જાપાની અધિકારી પૂછતો હતો.

'હું તમારી પાસે જવાબ માગું છું કે તમે અમારા ઉઠાવી ગયેલ સિપાહીઓને પાછા સોંપવા અને વિશ્વાસભંગનાં વિશેષ આચરણ અટકાવવા તૈયાર છો કે નહિ ?' જુવાનસિંગ સામો સવાલ કરતા હતા.

'તમારાં આવાં ઉદ્દંડ વચનો અને પગલાં વડે તમે અમારા દૈવી સમ્રાટનું અપમાન કરી રહ્યા છો.' જાપાની મદદનીશ અધિકારી તાડુકી રહ્યા હતા.

'તમારે માટે અમારું આચરણ તમારા કોઈક માનવ-સમ્રાટનું અપમાન હશે, પણ તમારું આચરણ અમારા વિરાટ રાષ્ટ્રદેવનું અપમાન કરી રહ્યું છે.' જુવરનસિંગ એટલી જ સખતાઈથી જવાબ વાળી રહ્યા હતા.

'તમારું આચરણ તમે બ્રિટિશ-તરફી હો અને એ ખાતર આઝાદ હિંદ ફોજને તોડી પાડવા આવું પગલું ભરી રહ્યા હો, એમ માનવાને શંકા આપે છે.' જાવાની મદદનીશ અધિકારી કહેતો હતો.

'ઓહ ! અમે કેટલા બ્રિટિશ-તરફી છીએ એ વિષે તો ખુદ બ્રિટિશરો તરફથી જ ચાલતો પ્રચાર સાંભળી લેજો ને ? છેવટ ઊભાં કરી કરીને આવાં નમાલાં કારણો કાં ઊભાં કરો ? તમારા સામ્રાજ્યની મુરાદ અનુસાર એનાં પ્યાદાં અમે બની શકતા નથી એમ કહેવાની છાતી તમારા સમો એક સિપાહી નથી બતાવી શકતો એ માટે મને એક સિપાહી તરીકે દુઃખ થાય છે.' જુવાનસિંગ ઠેકડી ઉડાવી રહ્યા હતા.

'આખી પૂર્વ એશિયાની ધરતી અને સાગરછોળો પરથી ધરખમ બ્રિટિશ સામ્રાજ્યને યે છક્કડ આપનારું અમારું દૈવાંશી સામ્રાજ્ય કોઈની આવી ઉદ્દંડતા સહન નહિ કરે.' જાપાની મદદનીશ અધિકારીની ગરમી ચડતી જતી હતી.

'દોઢસો દોઢસો વર્ષથી પાયા ધરબનારા સામ્રાજ્યને તમે થોડા માસમાં છક્કડ મારી શકયા છો, તો પછી થોડાક જ માસ કે

વર્ષોના પાયા પર ડગુમગુ ડગલાં માંડતા તમારા સામ્રાજ્યને કોઈ છક્કડ મારીને ભોં ભેગું નહિ કરે, એમ કાં વિચાર કરતા નથી? આવડી બાલ્યાવસ્થામાં આવા ગર્વના અવગુણ ધરાવનાર સામ્રાજ્યનું આયુષ્ય દીર્ઘકાલીન નહિ નીવડે, એ ન ભૂલતા.' જુવાનસિંગ લાપરવાહીથી જાપાની અફસરને જવાબ દઈ રહ્યા હતા.

'તમે તમારી ઉદ્ધતાઈમાંથી પાછા નહિ જ હઠો?' જાપાની મદદનીશ અધિકારી આખરી વચન પૂછતો હતો.

'મારે જ બોલવાના શબ્દો તમે તો બોલી ગયા.' જુવાનસિંગ સ્વસ્થ ચિત્તે કહેતા હતા.

'તો મારે એની સામે ગંભીર પગલાં ભરવાં પડશે.' જાપાની અધિકારી કહેતો હતો.

'પગલાં ભરવાની ગંભીરતાથી તમે તો ડરતા નથી ને?' જુવાનસિંગ હસી રહ્યા હતા.

'ગંભીર પગલાં ઉપરાંત તમારા જાનને તમે ખતરામાં મૂકી રહ્યા છો, એનો તમને ખ્યાલ નથી આવતો કદાચ.' જાપાની અધિકારી ધમકીએ ચડતો હતો.

'ધૂળ જેવા કારણ ખાતર હાલતાંચાલતાં 'હીરાકીરી' કરનાર પ્રજાનો એક સભ્ય જાનના ખતરાની ભયંકરતા બતાવે એથી મને નવાઇ ઊપજે છે.' જુવાનસિંગ કહેતા હતા,

'હું, ઇવાકુરો કિકાનના મદદનીશ અધિકારી મેજર યાશીમા નાશાકીનાના હુકમ અનુસાર તમને પરહેજ કરું છું.' જાપાની અધિકારીએ હુકમ ફરમાવ્યો.

જુવાનસિંગ ગિરફતાર.

જુવાનસિંગના મદદનીશ અધિકારીને બે બટાલિયનો તૈયાર કરવા હુકમ. હુકમની અવગણના. એ પણ ગિરફતાર.

એ પછી નેસન છાવણીના અન્ય બે કેપ્ટન, ત્રણ લેફ્ટેનન્ટ, પાંચ સેકન્ડ લેફ્ટેન્ટ, બાર હવાલદાર, ઓગણીસ નાયક, અઠાવીસ લે. નાયક ગિરફતાર.

ગિરફ્તાર કરી કરીને અજાણી જગાએ ગાયેબ.

આ ગિરફ્તારી સામે છાવણીએ છાવણીએ વિરોધ-પોકાર ગાજતા હતા. કર્નલ અમરસિંગ સાહેબ અને લેફ. કર્નલ દિલાવરખાં સાહેબ, લેફ. કર્નલ અકબરખાં સાહેબ અને મેજર ધ્યાનસિંગ સાહેબ પોત-પોતાની છાવણીએ વિરોધ ગજાવી રહ્યા હતા.

સેનાપતિ મોહનસિંગ પણ એમાં સાથ પુરાવી રહ્યા હતા. કાર્યકારી સમિતિ બોલાવીને પોતાના વિશ્વાસુ સાથીદાર લેફ. કર્નલ જુવાનસિંગ સાહેબની ગિરફ્તારી સામે અને અન્ય ધરપકડો સામે વિરોધ નોંધાવતા હતા, એમને પાછા સુપરત કરવા માગણી કરતા હતા.

પ્રમુખ રાસબિહારી બોઝ આવી અસામાન્ય ગંભીર પરિસ્થિતિ વચ્ચે માર્ગ કાઢવાના ઇરાદાથી મધ્યમ સરનાં પગલાં સૂચવી રહ્યા હતા. સેનાપતિ મોહનસિંગ એનો વિરોધ કરી રહ્યા હતા. ફરી ફરીને એમને વિરોધ થંભાવવાની જાપાની સત્તાધીશોની આજ્ઞા. સે૦ મોહનસિંગની સ્પષ્ટ ના.

એક દિવસ વહેલી સવારે સેનાપતિ મોહનસિંગ પણ ગિરફ્તાર. કોઈ અજાણ્યે સ્થળે ગાયેબ.

એમના આખરી હુકમ અનુસાર આઝાદ હિંદ ફોજનું વિસર્જન.

વિખેરાતી ફોજના સિપાહીઓના ગાજતા 'આઝાદ હિંદ ઝીંદાબાદ'ના પોકારો આડે મજબૂત વાડ રચીને જાપાની સિપાહીઓ બેસી ગયા હતા અને એમની વચ્ચેથી લપાતોછુપાતો ને માર્ગ કાઢતો જુવાન-સિંગનો દૂત રાતના અંધકારમાં સીંગાપુર તરફ સરકી રહ્યો હતો.

## ૧૫

# ચાલી નીકળ...

સીંગાપુરનું જાપાની જાસૂસી ખાતું ધમધમી ઊઠયું હતું, કેમકે જાસૂસ ખાતાના વડા કાસારા તેજુશોનું મસ્તક ધમધમી ઊઠયુ હતું. કાસારા તેજુશોનું મસ્તક ધમધમી ઊઠયું હતું, કેમકે ઇવાકુરો કિકાનના મદદનીશ અધિકારી મેજર નાશાકીના યાશીમાનું મગજ ધમધમી ઊઠયું હતું.

ધમધમતા મગજે મેજર નાશાકીના યાશીમાએ કાસારા તેજુશોને પોતાની ખાનગી ઓફિસમાં બોલાવીને ધમકાવ્યા હતા કે: 'આ શી વાત? આટઆટલો વખત થાય તો યે આપણું જાસૂસીખાતું આટલા ભેદ ન પકડી શકે એ કેવી વાત? કોઇ એક ક્રિશ્ચિયન છોકરી પિનાંગમાંથી આપણા જાસૂસને સપડાવીને સલામત ભાગી જાય એ જ એક શરમની વાત ગણાવી જોઇએ. પણ એ પછી યે જે છોકરી અહીં આપણે ઊભી કરેલી આઝાદ હિંદ ફોજ અને હિંદી સ્વાતંત્ર્ય સંઘની પછવાડે બેસીને આપણું કર્યું'કારવ્યું ધૂળ મેળવતી હોય ત્યારે એને જાસૂસી ખાતું ન પકડી શકે તો તો એને ખાતાની ભયંકર નામોશી જ માનવી જોઇએ. ગમે તે પગલાં ભરો, જરૂર પડે તો પોલીસ સત્તાનો ઉપયોગ કરો પણ એ જાસૂસ બાઇને કોઇ પણ રીતે હાથ કરો. એમાં તમને નિષ્ફળતા મળશે તો તમે આપણા સામ્રાજ્યનું ભયાનક અહિત કરી રહ્યા છો એમ સમજીને મારે ચાલવું પડશે.'

મેજર યાશીમાના આ ધમધમાટની પાછળ પડી હતી અમરેન્દ્રના અહેવાલની વિગતો. હજી અમરેન્દ્ર મેજર યાશીમાને મળી શકયો ન હતો, પણ એણે રજૂ કરેલા વિગતવાર અહેવાલે મેજર યાશીમાના મગજમાં ઠસાવી દીધું હતું કે હિંદી સ્વાતંત્ર્ય સંઘ

અને આઝાદ હિંદ ફોજ જે વલણુ દાખવીને જાપાની ઉપયોગમાં આવતાં છટકે છે એની પાછળ પેલી જાસૂસ બાઇનો જ દોરીસંચાર છે. એ બાઇ જ કયાંક સલામત અને સાબૂત સ્થાને બેસીને હિંદી સ્વાતંત્ર્ય સંઘ તેમ જ ફોજનો દોરીસંચાર કરે છે અને જેનું પરિણામ બ્રિટિશ તરફી જ આવે એવાં પગલાં હિંદની આઝાદીને નામે ભરાવે છે.

મેજર યાશીમાને મળી આવ્યા બાદ ધમધમતા મગજે કાસારા તેજુશોએ પોતાના કાબેલ જાસૂસોને એક પછી એક પોતાની ખાનગી ઓફિસમાં બોલાવ્યા હતા અને ધમકાવતાં હુકમ ફરમાવ્યો હતો કેઃ 'જાઓ! ગમે એમ કરીને એ બાઇને પકડીને પાડો. એ અત્યાર સુધી નહિ પકડીને તમે મારા કાર્ય-જીવનમાં કલંક-બિંદુ મૂકયું છે. એ ક્રિશ્ચિયન બાઇને પકડવા માટે જરૂર પડે તો પોલીસ-સત્તાનો ઉપયોગ કરો. સીંગાપુરનાં થોડાંક ક્રિશ્ચિયન કુટુંબોને પરહેજ કરીને નાક બંધ કરો એટલે એની મેળે મોઢું ઉઘાડીને એ બાઈ કયાં બેઠી છે એ બોલી નાખશે. જો એ બાઈને ચાર દિવસમાં નહિ પકડી શકો તો તમે આપણા દૈવી સામ્રાજ્યનું ભયાનક અહિત કરી કહ્યા છો એમ માનીને મારે પગલાં ભરવાં પડશે.'

કાસારા તેજુશો પાસેથી આવા ગુપ્ત હુકમો લઇને જાસૂસો કોઇ વેપારીને વેશે, તો કોઇ એન્જીનિયરને વેશે, કોઇ ફોટોગ્રાફરને વેશે તો કોઈ નિરિક્ષકના વેશે મોટર, મોટરસાઇકલ કે સાઇકલ પર રવાના થતા હતા અને સીંગાપુરની વસ્તી તરફ મારી મૂકતા હતા.

જાસૂસોની રવાનગી થયા બાદ એકાદ કલાકે કસારા તેજુશોની પડખેની ઓફિસમાંથી એક મલાયલી મુખ્ય કારકુન ઝપાટાબંધ પોતાના કામે બહાર નીકળતો હતો. જાપાનીઓ સીંગાપુરમાં આવ્યા એ પહેલાં જાપાન તરફી મહત્ત્વનું કાર્ય કરીને અગત્યનું સ્થાન પામેલા એ કારકુનને માન આપતા એ સેક્રેટેરિયટના પટાવાળા તથા અન્ય માણસો માર્ગ કરી આપતા હતા. તૈયાર માર્ગ વચ્ચે ઝપાટાબંધ

ચાલતાં એ કારકુનને જાણે આંખ ઉઘાડી રાખવાની જરૂર ન હતી.

'ધડ્...' કરતો એ મલાયલી કારકુન મોટી લૉબીમાં ઊભેલ કૅપ્ટન યામોનોટોના ડ્રાઇવર ઇસ્કંદર સાથે ભટકાઇ પડતો હતો અને 'કમબખ્ત ! આમ રસ્તા વચ્ચે શું ઊભો છે ?' એમ કહેતો હતો.

'માફ કરજો, સાહેબ ! કૅપ્ટન સાહેબને મળવા આવેલ બાઇની રાહ જોતાં આપના તરફ બેધ્યાન રહેવાઈ ગયું...' કહીને માફી માગતો એ મોટર-ડ્રાઇવર ઇસ્કંદર નમ્રપણે સામે ઊભો રહેતો હતો અને ભટકાતી વખતે જાણે એના માટે ગોઠવી રાખ્યો હોય એવો કારકુનના કોટના ઉપરના ખિસ્સામાંથી ઉઠાવી લીધેલો કાગળિયો પોતાના પેન્ટના ખિસ્સામાં સિફતથી સરકાવતો હતો.

ધૂંવાંફૂંવાં કારકુન બીજી ઑફિસ તરફ રવાના. માફી માગીને ઊભો રહી ગયેલો ઇસ્કંદર જાજરૂની અંધાર-દીવાલોને આશ્રયે રવાના. ત્યાં ચિઠ્ઠી વાંચીને એ પાછો ફર્યો ત્યારે એને કૅપ્ટન યામોનોટો હુકમ કરતા હતા: 'ઇસ્કંદર, જા, આ બાઇને એમને ઘેર પહોંચાડી આવ અને વળતી વખતે પેલા ચીના વેપારી વેઇવેન હાનને આ જ મોટરમાં લેતો આવ. એ તારી રાહ જોતા જ ઊભા હશે.'

'જી સાહેબ !' કહેતો ઇસ્કંદર કૅપ્ટન સાહેબને સલામ ભરતો હતો અને વિનયપૂર્વક આગળ ચાલીને ચીની રમણીને મોટરનું બારણું ઉઘાડી આપતો હતો. ચીની રમણી આગલી બેઠકમાં જ ગોઠવાતી હતી અને ઇસ્કંદર મોટરને મારી મૂકતો હતો.

થોડું અંતર વટાવ્યા બાદ ઇસ્કંદર કહેતો હતો: 'આ પણ તેં સારું કર્યું હો પિન પિન ! મારે તારે ત્યાં ધક્કો જ નહિ.'

'બીજું થાય પણ શું ? તારા એટલા ધક્કા કદાચ શંકા જ ઊભા કરી દે અને જોખમમાં મૂકી દે તેમ હતા. અમસ્થા યે મામાને માસિક દંડ ભરવા આવવું જ પડતું. એને બદલે મેં એ ઉપાડી લીધું.' પિનપિન જવાબ દેતી હતી.

'એ તો જાણે ઘણું સારું થયું, પણ હવે પેલી બાઈની શોધ તો

બે–ત્રણ દિવસમાં ન થઈ તો આપણા હાથથી એને ગયેલી જાણજે. મેજર યાશીમાના હુકમથી કાસારા ધમધમી ઊઠયો છે અને એણે તો અહીંનાં ક્રિશ્ચિયન કુટુંબો પર દરોડો પાડવાનો જ હુકમ કર્યો છે. ખાસ કરીને પેલા ડૉકટર જોસેફનાં ઘરનાં પર કડક હાથ પડે તો નવાઇ નહિ. ડૉકટરે હિંદની સરહદ પર કાંઇક જાપાનીઓની ઇચ્છા પ્રમાણે વર્તન કર્યું નથી એની યે અહીં ખીજ ઊતરે તો ના નહિ. પણ એમની ખીજમાં આપણો મુદ્દો ટળી જશે તો હાથ ઘસતા રહેવું પડશે. એનું ચોક્કસ નામ માર્ગારેટ ફ્લેન્ડર્સ. વાંચ આ ચિઠ્ઠી.' ઇસ્કંદર કહેતો હતો.

'અહોહો! આટલી બધી એ બાઇને પકડવાની ધમાલ? આ ધમાલ જ એ બાઇનું મહત્ત્વ બતાવે છે. પણ કરવું શું! એને માટે આટલા વખતથી પ્રયાસ કરું છું, પણ પત્તો લાગતો નથી. છતાં યે આવતી કાલે હેમાંગિનીને ત્યાં એમનો 'અગ્રહાયન' નામનો ઉત્સવ હોઇ ભોજન–સમારંભ છે અને મને એમાં આમંત્રણ છે, ત્યારે છેલ્લા પ્રયાસો કરી છૂટીશ. એ બાઇ જો હાથથી જાય તો તો હજી યે આપણે ન સાંધી શકેલ મિત્રરાજ્યો સાથે કડી ન સાંધી શકીએ અને ગાળો લંબાઇ જાય.' પિનપિન જવાબ દેતી હતી.

'જે કરવું હોય એ વહેલી તકે કરજે. પછી ન કહેતી કે વખતસર માહિતી અપાઇ ન હતી. અને હાં....' બીજી વાત યાદ આવતાં ઇસ્કંદર કહેતો હતો: 'આ બિલાલનું કરવું શું? ન્યુગીની સુધીની જંગી ખેપ ખેડીને આવ્યો છે અને એની જ માહિતી પર આખી આઝાદ હિંદ ફોજ તૂટી રહી છે, પણ એ લાંબી ખેપનો થાક ઉતારવા માટે રોકાવાની ના પાડે છે. કોઇ નજર કરે તો માને ય નહિ કે આવા આળસુ માણસે આવું કામ આટલી ચપળતાથી પાર પાડી દીધું હશે અને હજી યે એવા જ આળસુ હાવભાવ કરતો એ તો મલાયામાં પહોંચવા માગે છે અને ટેક પર મોકલેલાં હથિયારોના સમાચાર આવ્યા નથી એની તપાસ કરી આવવા માગે છે. થોડાક

દિવસ આરામ લઇ લે અને જૂના ઘામાં પાક થયા કરે છે એ મટી જાય પછી નીકળે તો વાંધો નહિ. મારું તો એ નહિ માને. મંડળના કામને નામે એકદમ ઊભો થઈ જશે. એ કરતાં એ તારું માનશે. તું કાંઇક પ્રયત્ન કરી જોજે.'

પિનપિન કહેતી હતીઃ 'કાલ વહેલી સવારે એ બાજુ જઈ આવીશ અને એને સમજાવી લઇશ. મરિયમનું થોડુંક કામ કાઢશું એટલે એની મેળે માની જશે. એ તો ઠીક, પણ પેલી ઇ-ચુ હજી મિ. વીરેન્દ્રને ત્યાંથી અહેવાલ રજૂ કરવા આવી નથી. દાદાજીના સમાચાર નથી, અહીંનાં હથિયારોનો બીજો જથ્થો મલાયામાં રવાના કરવો કે નહિ?– આ બધા મુદ્દાઓનું યે વિચારી લેવું પડશે.'

આ રીતે એક પછી એક મુદ્દા વિચારાતા ગયા અને મોટર માર્ગ કાપતી રહી.

આ પછી બીજે દિવસે શરદ ગાંગુલીજીને ત્યાં 'અગ્રહાયન' ઉત્સવના ભોજન-સમારંભની તૈયારી માટે ધમાલ બોલતી હતી. હેમાંગિનીનાં બા માંદાં હતાં, તોયે પથારીમાં પડયાં પડયાં હુકમ દઇ રહ્યાં હતાં, શિવાની આમંત્રણો પાઠવવા સગાં-સંબંધીઓને ત્યાં દોડાદોડ કરી રહી હતી. શરદ ગાંગુલીજી અને અમરેન્દ્ર તો છેલ્લી કટોકટીને કારણે સેક્રેટેરિયટમાં ગયેલા હોવાથી છેલ્લી ઘડીએ જ હાજર થવાના હતા. તૈયારીનો બધો ભાર હેમાંગિની માથે આવી પડયો હતો. પોતાના અમરેન્દ્રના પણ ઘણા મિત્રોને આમંત્રણ આપેલું હોઇ આ સમારંભ સુંદર રીતે અને શાનદાર રીતે ઊજવાય એ માટે હેમાંગિનીના આનંદમય શ્રમનો આરોવારો ન હતો.

એના શ્રમમાં મદદ કરાવતી હતી પિનપિન. જાણે હેમાંગિનીની બહેન જ હોય એમ એકેએક કામ રસપૂર્વક અને આત્મીયતાથી એ કરી રહી હતી. આવી ધમાલ વચ્ચે સાથે બેસીને થોડોક વખત કામ કરવાનો પ્રસંગ આવ્યો કે હેમાંગિનીને પિનપિને પૂછયું; 'અરે હેં હેમા? અહીં સીંગાપુરમાં તમારાં મોટાં હિંદી ક્રિશ્ચિયન કુટુંબ કેટલાં?'

'ક્રિશ્ચિયન કુટુંબો તો ઘણાં યે છે, પણ ઠીક ઠીક ગણ-

તરીમાં આવે એટલાં હશે ચૌદ-પંદર.' હેમાંગિની કામ પતાવતી કહેતી હતી.

'એમાં કોઇ જુવાન બાઇનું નામ માર્ગેરિટ ફ્લેન્ડર્સ છે? આગળ એનું નામ એવું હોય એવો કાંઇ ખ્યાલ છે તને?' પિનપિન આજે સાહસ કરીને સ્પષ્ટ પૂછવાની હદે આવી ગઈ હતી.

જરા યાદ કરીને હેમાંગિની કહેતી હતી: 'ના, ના, એવું નામ તો કોઇનું ખ્યાલમાં નથી. પણ હેં પિનપિન! તું છેલ્લા કટલાક દિવસથી આ ક્રિશ્ચિયન છોકરી વિષે કેમ આટલું બધું પૂછયા કરે છે? છે શું આટલું બધું?'

'મારે તો કાંઈ નથી. જે છે એ તો તમને હિંદીઓને છે. જો સાંભળ. વાત એમ છે કે માર્ગરેટ ફ્લેન્ડર્સ નામની કોઇ ક્રિશ્ચિયન છોકરી પાછળ રાક્ષસો પડયા છે. એને તેઓ જાસૂસ માને છે, પણ એ પકડાતી નથી. એને પકડવા આજકાલમાં કાં તો આઠ-દસ ક્રિશ્ચિયન ઘરો પર દરોડા પડવા જોઇએ અથવા આઠ-દસની ધર-પકડ થવી જોઇએ. ધરપકડ પછી વળી જે હાલ કરે એ ખરા. એમાં યે તારા સંબંધી ડૉકટર જોસેફને ઘરે તો કદાચ આજે જ પહેરો લાગી ગયો હશે. ડૉકટર વિનાનાં બિચારાં એમનાં એકલાં પત્નીની તો જે દશા કરે એ ખરા લે. આટલા માટે પૂછયા કરું છું.' પિનપિને કહી નાખ્યું.

'તું શું કહે છે, પિનપિન?' હેમાંગિની અજાયબી પામીને પૂછતી હતી.

'જે કહું છું તે સાચું કહું છું. અને આ પગલા પાછળ તારા અમરેન્દ્રનો હાથ હોય તો યે નવાઇ ન પામતી!' પિનપિન કહેતી હતી.

હેમાંગિનીની વિચારમાં પડતી હતી. આ શી વાત? ક્રિશ્ચિયન કુટુંબો પર દરોડો? ધરપકડ? જોસેફાઇનની આવી સ્થિતિ થશે? આ બાબતમાં પૂછવું યે કોને? પિતાજી નથી. છેલ્લી ઘડીએ આવ-

વાના છે. અમર તો કદાચ એથી યે મોડો આવશે. વાત મનાય એવી નથી. પણ સાચી જ હોય તો? જોસેફાઈનને મદદ કરવા પહોંચવું જ જોઈએ. પોતે તો આજના કામમાંથી માથું ઊંચું કરી શકે એમ નથી; ત્યારે? અંજલિને વહેલી તકે વાકેફ કરવી જોઈએ. અંજલિ બધી વાતને પહોંચી વળશે.

પણ અંજલિને આવી વાતનો સંદેશો અત્યારે પહોંચાડવો કેવી રીતે? છેલ્લે છેલ્લે પિતાજીના જાપાન–તરફી ભાસતા વલણને કારણે આ જાતના વિશ્વાસપાત્ર માણસોનો ઘેર અવરજવર ઘટી ગયો છે. હા, એક મોતીચંદ શેઠ આવે છે. કદાચ એ તો અત્યારથી આવીને ઓફિસમાં છાપાં ઉથલાવતા બેઠા હશે. પણ એ શા કામના?

ત્યારે?—અચાનક એના મનમાં વિચાર ચમક્યો. મોતીચંદ શેઠની કંચન છે જ ને? એને કોઈ પણ રીતે અહીં બોલાવવી જોઈએ. એ તોફાની આ કામ ચપળતાથી કરી આપશે.

વિચાર આવતાં એ ઓફિસ તરફ ઊપડી. જુએ તો મોતીચંદ શેઠ છાપાં વાંચતા બેઠા જ હતા. હેમાંગિનીના મનમાં ભારે આનંદ થયો. તરત એ ત્યાં જઈને બોલી : 'અરે કાકા? તમે એકલા જ આવ્યા છો? કંચન નથી આવી?'

છાપાંમાંથી માથું ઊંચું કરતા મોતીચંદ શેઠ કહેઃ 'અરે ના રે હેમાંગિની. એને તો કહી કહીને મારી જીભના કુચ્ચા વળી ગયા. કહ્યું કે તારા દાદાજીએ ખાસ કહ્યું છે, રાધા ભાભુએ કહ્યું છે, હેમાંગિનીએ કહ્યું છે, શિવાનીએ કહ્યું છે. પણ એ ગાંડી ક્યાં હા પાડે એવી છે? એ તો કહે કે હિંદ આઝાદ થાય એ પહેલાં આવા સમારંભમાં મારાથી ન અવાય. બસ, સો વાતની એક વાત!'

'અરે, એમ તે હોય? કંચન ન આવે એમ તે ચાલે? ગમે એમ કરીને મારે મોઢે લઈ આવો. ખાસ સભાનું કામ છે એમ કહીને લઈ આવો. પછી હું સમજી લઈશ. એને મારા વતી ઝંડાના સમ દેજો, એ પછી પવનવેગે ન આવે તો મારું નામ લેજો!' હેમાંગિની કહેતી હતી.

આ રીતે મોતીચંદ કાકાને સમજાવીને, પટાવીને, આગ્રહ કરીને હેમાંગિનીએ રવાના કર્યા બાદ અર્ધા કલાકમાં તો કંચન મોતીચંદ શેઠની યે આગળ આવી પહોંચી હતી, થોડીક તોફાન–મસ્તી અને જીભની ટપાટપી બાદ હેમાંગિની એને એક બાજુ ખેંચી ગઇ હતી અને બધી વાત સમજીને કંચન પાછી ભાગી છૂટી હતી.

મોતીચદ શેઠ પાછા ગાંગુલી સાહેબની ઓફિસમાં બેસીને છાપાંમાં માથું ભરાવે એ પહેલાં કંચન ઝપાટાબંધ ઊપડી ચૂકી હતી અને અંજલિને ઘેર પહોંચી ગઇ હતી. અડખેપડખેના વિસ્તારોમાં જાપાની સિપાહીઓના આગમનને કારણે ઊભી થયેલી પરિસ્થિતિ વચ્ચે માર્ગ કરવા ગયેલ અંજલિને એણે પકડી પાડી હતી. 'હેમાંગિની તમને ભોજન–સમારંભમાં હાજરી આપવા ખાસ કહાવે છે.' એમ કહીને અંજલિને કંચને એક બાજુ લીધી હતી અને બધી વાત વિગતથી વાકેફ કરી હતી.

'ઓહ ! આમ છે ? ત્યારે તો મારે ત્યાં પહોંચવું જ જોઇએ.' અંજલિ બોલી.

'હું પણ આવું સાથે ?' હંમેશનાં તોફાન છોડી કંચન ગંભીર થઇને અંજલિને કહેતી હતી.

'ના, ના, તારે આવવાની શી જરૂર છે ? હું જાઉં છું ને ?' અંજલિ વિચારમાં ને વિચારમાં કહેતી હતી.

'પણ કયાંક પરિસ્થિતિ બગડે તો તમને યે પકડી લેતાં વાર નહિ લાગે. એવે વખતે નાની ધારીને મને કદાચ ન પકડે. એટલે હું કામ આવું ને ? બીજે સમાચાર પહોંચાડી શકાય ને ?' કહીને કંચન દૂર દૂર આવેલા વીરેન્દ્રના મકાનની દિશા તરફ સૂચક નજર નાખતી હતી.

એની નજરને સમજી લેતી અંજલિ આજે સ્પષ્ટતાથી કહેતી હતીઃ 'તારે મારી સાથે આવવાની જરૂર નથી. હા, બે–ત્રણ કલાક બાદ એકાદ આંટો મારી જજે. તારા ઘર

આસપાસના વિસ્તારનો ખ્યાલ રાખજે. બાકી, એક વાતનો ખ્યાલ રાખજે. આવા સમાચાર વીરેન્દ્રભાઇને આપવા એકદમ દોડી જઇશ નહિ. અત્યારે એ ઘવાઇને પડયા છે ત્યાં આપણા નમાલા પ્રશ્નોમાં એમને કયાં ખેંચવા ? એમનો પોતાનો નવજવાન સભાનો જ પ્રશ્ન એટલો ધમધમે છે કે એને પહોંચી વળવા માટે એમના શરીરને પૂરો આરામ લઇ લેવાની જરૂર છે. જોજે ભૂલ ન કરતી.' કહેતી અંજલિ ઊપડતી હતી.

'તમે છો ત્યાં સુધી એ બાજુની ભૂલ તો કયાં થવા દો તેમ છો ?' કહેતી કંચન પોતાના ઘર તરફ ઊપડતી હતી.

વિચારમાં ને વિચારમાં ઝપાટાબંધ કંચન ઘર પાસે પહોંચવા આવી ત્યારે એના કાન પર 'ફરરર...કરતી કાંકરી અફળાતી હતી. કાન પર હાથ ફેરવીને પાછી વિચારમાં ને વિચારમાં કંચન આગળ વધતી હતી ત્યાં 'ફરરર...' કરતી બીજી કાંકરી કાન પાસેથી પસાર થઇ. બીજી વાર પણ કંચન બેધ્યાન આગળ વધતી હતી. ફરરર...ત્રીજી કાંકરી. ફરરર...ચોથી કાંકરી.

કંચન એકદમ ઝબકી. કોઇક ચીનો છોકરો તો છેડતી કરતો કાંકરી ફેંકી નથી રહ્યો ને ?–એ વિચારે આંખો તાણતી કંચને પાછળ નજર કરી તો કોઇ ન દેખાયું. ધીરગંભીર રાહદારીઓ વિચારમય મુદ્રામાં ચાલ્યા જતા હતા. ત્યારે કાંકરી આવી કયાંથી ? કંચને આમ જોયું, તેમ જોયું, બન્ને બાજુનાં ઊંચાં મકાનો તરફ નજર કરી ત્યાં ફરરર કરતી પાંચમી કાંકરી આવી. કાંકરી આવી એ દિશાને પકડતી કંચને નજર કરી તો રસ્તા પરના મોટા વીજળી--થાંભલા પાછળ ઊભેલો કોઇ છોકરો કાકરી ફેંકી રહ્યો હતો.

ખીજમાં જેવી કંચન એ બાજુ ધસી ત્યાં તો ખા...ખા...ખા... હસતો સુન્યા આગળ આવ્યો અને હાથમાંથી કાંકરી તાકવાનું ખપાટિયા જેવું નાનકડું લાકડું ફેંકી દેતો બોલ્યો : 'કેમ ! આટલી કાંકરીનો માર પણ ન સહન થયો ને ? તું શું હાથમાં હથિયાર ઉપાડીને તારા દેશ માટે લડવા જવાની હતી ?'

'કાંકરીનો માર સહન કરે એ જ લડવા જઇ ન શકે એ તને ખબર નહિ હોય! જે એનો સામનો કરવા આવે એ જ લડી શકે. લે કાંકરીના બદલામાં આ આક્રમણ...' કહેતી કંચને સુન્યા પાસે જઈને રોફમાં ખોટો ખોટો હાથ ઊંચો કર્યો.

'હાં...હાં...રહેવા દે, રહેવા દે, આક્રમણ કર મા. આજથી આપણી વચ્ચે માત્ર બિનઆક્રમણના કરાર જ નહિ, મિત્રાચારીના પણ કરાર. પરિસ્થિતિએ સંપૂર્ણ પલટો લીધો છે.' સુન્યા બોલ્યો.

'બસ, એક ધોલ ઉગામી ત્યાં જ પરિસ્થિતિમાં પલટો આવી ગયો કે? વાહ રે રાક્ષસો સામે લડનારા મહા ભડવીર!' કંચન હસતી બોલી.

'ના, ના, ધોલને કારણે નહિ, પણ તારી આઝાદ હિંદ ફોજ તૂટી, તારા આગેવાનો ગિરફતાર થયા એટલે હવે હિંદીઓ પણ રાક્ષસોના દુશમન થયા, અમે તો રાક્ષસોના દુશ્મન છીએ જ. દુશ્મનનો દુશ્મન મિત્ર અને એ મુજબ આપણી વચ્ચે મિત્રાચારીના કરાર. આપ કરારનો કોલ.' કહેતા સુન્યાએ કંચન સામે લહેરથી હથેળી ધરી.

સુન્યાની વાતથી અચંબામાં પડતી કંચન બોલી: 'આ તું શું બકે છે? કોણ કહે છે ફોજ તૂટી? અમારા વળી કયા આગેવાનો પકડાયા? તારું તે મગજ ઠેકાણે છે કે નહિ?'

'મારું તો મગજ તદ્દન ઠેકાણે છે. તમારી પ્રજા કોઇ દિવસ લડી હોય તો ખબર પડે ને કે જાસૂસ ખાતાં કેમ રાખવાં જોઇએ અને મગજ ઠેકાણે રાખીને ખરે વખતે સમાચાર કેમ સરકાવવા જોઇએ. જો સાંભળ,...' આમ કહીને કંચનને પોતાના ઘર તરફની પગથી તરફ ખેંચીને હળવેથી સુન્યા બોલ્યો: 'અમારા મંડળમાંથી પાકે પાયે મને સમાચાર મળ્યા છે કે જાપાન મોકલેલ તમારી ફોજના ૨૫૦ સિપાહીઓને જાપાનીઓએ ગુમ કરતાં ફોજ વિરુદ્ધ થઇ ગઈ. એમાં કોઇ જુવાનસિંગે પહેલ કરી અને એને પકડી ગયા. કહે છે કે એને તો

ઉડાડી ગે દીધા છે. એ પછી ફોજમાં કેટલાયે અમલદારો ને સિપાહીઓને પકડયા છે ને રાક્ષસો કયાંક ઉઠાવી ગયા છે. આ વાતની તમારી પ્રજામાં ખબર ન પડે એટલા માટે જ ફોજની છાવણીઓ તરફ જવાનો કડક પ્રતિબંધ મૂકી દીધો છે; આટલી વાત તારી ફોજની. આગેવાનોમાં ફોજની આ વાતની ખબર પડતાં પેલા દાઢીવાળા ને પાઘડીવાળા ટીંબર મર્ચન્ટ ખડગસિંહ એ બાજુ ઉપડેલા, એમને જાપાનીઓ ઉઠાવી ગયા છે, એનો પત્તો નથી. અને પેલા ગુડુમ ગુડુમ રાજગોપાલન બોંબમાં ઘવાયેલા એ બહાર દોડયા કે એમનાં જ ઘરમાં એમને નજરકેદ રાખ્યા છે. લે સાંભળ, આ વાતની તને ખબર છે?' સુન્યા હળવે હળવે બોલતો હતો છતાં એના બોલમાં ગર્વ દેખાતો હતો.

'ત્યારે હમણાં હમણાં આ બધા પ્રતિબંધો અને સમાચારબંધી થઇ રહી હતી એની પાછળ આ કારણ હતાં?' આમ સ્વગત વિચારતી કંચન બોલતી હતી.

'પણ એક વાતના તને ખુશખબર દઉં.' સુન્યા બોલ્યો. એનો જવાબ દીધા વગર કંચન સુન્યા સામે બેધ્યાન તાકી રહી, એટલે સુન્યાએ એના જવાબની આશા રાખ્યા વગર ઉત્સાહમાં વાત શરૂ કરી : 'તે દિવસે તેં મને મ્યુનિસિપલ હોલમાં કામ કરવા જતો રોકયો હતો એ માટે અમારા મંડળ તરફથી મારી સામે પગલાં લઇને સખત સજા ફરમાવાની આજકાલમાં તૈયારી હતી, પણ આજે એવું કામ કરી બતાવ્યું છે કે બંદા એ સજામાંથી છૂટી જવાના અને એ કામ પણ તારી નવજવાન સભાનું જ.'

સુન્યા સજામાંથી છૂટી જશે એવા ખ્યાલથી આગળના સમાચારને કારણે વિચારમાં પડેલી કંચન, જરાક એની વાતમાં રસ લેતી હતી ત્યાં નવજવાન સભાની વાત આવી કે ચમકી અને પૂછી નાખ્યું : 'નવજવાન સભાનું વળી શું કામ?'

'નવજવાન સભામાં થયેલી ધરપકડના સમાચાર વિગતવાર અમારા મંડળમાં પહોંચાડવાનું. આ હમણાં ત્યાંથી જ ચાલ્યો આવું છું.' સુન્યા ગર્વભેર બોલ્યો.

'નવજવાન સભામાં ધરપકડ ? કોની ધરપકડ ?' વિશેષ અધીરાઈથી કંચન બીતાં બીતાં બોલી.

સુન્યા બોલ્યો: 'નવજવાન સભામાં ધરપકડ તારા જવાનોની. તું જેને ઉપસેનાપતિ કહેતી હતી એ પેલા મદ્રાસી જુવાનની. ઉપરાંત એની સાથે બીજા પચીસ જણાની.'

'ક્યારે થઈ ધરપકડ ? કોણે કહ્યું ?' કંચને પૂછ્યું.

'તું એમ અધીરી થા મા. બધું વિગતથી કહું. જો, સાંભળ,' સુન્યા બોલવા લાગ્યો: 'આજ સવારમાં જ મારી ટુકડીના છોકરાએ વાત કરી કે તારી એ સભાના મકાન આસપાસ દૂર દૂર જાપાનીઓ ગોઠવાઈ રહ્યા છે તેથી હું ત્યાં જઈ પહોંચ્યો. એ મકાનની પડખે જ મારાં દૂર દૂરનાં માસીનું ઘર છે એમાં બેસી ગયો અને નજરોનજર બધું નીરખવા લાગ્યો. અગિયારેક વાગે જાપાનીઓ ખટારો લઈને આવ્યા અને પટ્ પટ્ પટ્ પચીસ જણાનાં નામ બોલીને લશ્કરી શિક્ષણ માટે સોંપવા માગણી કરી. પણ તારો ઉપસેનાપતિ સાહેબ ખરો નીકળ્યો. એ કહે ન સોંપું. મરી જાઉં તોયે ન સોંપું. એમાંથી થઇ ઝપાઝપી. પચીસ જણાને પકડી પકડીને ખટારામાં નાખ્યા. એમાં તારાં પેલાં જલી બહેન...જલી બહેનનો ભાઈ નલીન પણ હતો અને બીજા યે હતા; પણ ભાયડા નીકળ્યા બધા. છોલાયા, ઘવાયા, અધમૂઆ થયા તોયે પોતાની મેળે ખટારામાં ન ચડ્યા. પણ ઢસડી ઢસડીને રાક્ષસોએ એને ખટારામાં નાખ્યા. બીજા બધાને મકાનમાં જ પૂરી દીધા. રાક્ષસો ઊપડ્યા ત્યારે વળી સામે થયો એક ડોસો. દરવાજા પાસે દાઢીએ બેઠો હતો. કહે કે મારા વીરેનભાઇની રજા વગર એક પણ છોકરાને બહાર લઈ જવા ન દઉં. મડદાલ જેવો એ બુઢ્ઢો આમ કહી શકે એ તો આપણે કલ્પી એ ન શકીએ. પણ

રાક્ષસોએ ડોસાને જ પકડી લીધો અને બોલ્યા કે ચાલ તુંય સાથે. ડોસો જોર કરવા ગયો કે એને હાથેપગે બરાબર દોરડેથી બાંધીને પકડી લીધો. શું એ બુઢ્ઢાના ધમપછાડા? પણ વાતને ટૂંકાવું, એમને બધાને લઈને ખટારો ઊપડી ગયો. સભાના મકાન આસપાસ હથિયારબંધ પહેરો મૂકી દીધો. અડખેપડખે તો અમારા લોકો જ રહે છે, એટલે તમારા લોકોને આ વાતની કયાં ખબર પડવાની છે? આ બધી વાતનો વિગતવાર અહેવાલ અમારા મંડળમાં દઈને જ હું ચાલ્યો આવું છું. બસ હવે કાંઈ સાંભળવું છે?'

સાંભળીને ઘડીકવાર કંચન થીજી રહી. આ વાતની ખબર ઘવાયેલ વીરેનભાઈને નહિ પડી હોય? અંજલિ બહેનને તો ખબર જ નથી. ત્યારે? પહેલા સમાચાર કોને આપવા જવું? અંજલિ બહેનને? ના, ના, વીરેનભાઇને. અંજલિ બહેને તો કહ્યું જ હતું કે આપણે એમને આપણા પ્રશ્નોમાં ન નાખવા, કેમકે એમની પોતાની જ સભાનો પ્રશ્ન એટલો ધમધમે છે કે... ત્યારે આ પ્રશ્ન તો સભાનો જ થયો. ગંભીરતાની હદ આવી ગઈ. અમારી સાથી–સંસ્થા પર ભયંકર હાથ પડી ચૂકયો.

'સુન્યા, તારી મોટર–સાઇકલ ચાલુ છે?' એકદમ ઝબકીને કંચને પુછયું.

'કેમ, અત્યારે શીખવા જવું છે? એને બદલે સાંજે જઇએ તો? આજે બરાબર સારી કરાવીને જ પાછો ફરું.' સુન્યા બોલ્યો.

'શીખવા નહિ, સમાચાર પહોંચાડવા. હવે તો આપણી વચ્ચે તું કહે છે એમ મિત્રાચારીના કરાર થયા છે ને? લાવ, લાવ, મોટર-સાઇકલ, એકદમ.' કંચન સુન્યાને એના ઘર તરફ ખેંચતી બોલી.

'પણ તને બરાબર નથી આવડતી ને? તું કહે ત્યાં હું સમાચાર પહોંચાડી આપું? અથવા તું મારી પછવાડે બેસી જા.' સુન્યા બોલ્યો.

'ના, ના. છેલ્લે અમારી સભામાં પ્રેકટીસ કર્યા પછી મને વિશ્વાસ આવી ગયો છે. બસ, તું સાથે હોય તો શંકા આવે. અને

આવા કામમાં તારી મદદ લેવા બેસું તો જતે દિવસે તું મને મેણું મારે !' ગંભીરતા વચ્ચે યે જરાક હળવી થઇને મગજને હળવું કરવાનો પ્રયાસ કરતી કંચન બોલી.

થોડીવારમાં મોટર–સાઇકલ આવી પહોંચી. કંચન સાઇકલ પર સવાર થઇ. સુન્યા એને ફરીફરીને સાઇકિલ વિષે સૂચના આપતો હતોઃ જોજે હો, કન્ટ્રોલ–બ્રેક પર બરાબર કાબૂ રાખજે, જરાયે મન પરથી કાબૂ ગુમાવીશ નહિ...આમ કરીશ નહિ...તેમ કરીશ નહિ... એવી સચિંતપણે અનેક સૂચના આપતા એ કિશોરે કંચનને વળાવી અને કંચને મોટરસાઇકલને મારી મૂકી ફટ્ ફટ્ ફટ્ ફટ્ ફટ્...

આ સમયે—

વીરેન્દ્ર એના ખંડમાં પલંગ પર શાંતિથી સૂતો હતો. જાપાની સિપાહી સાથે પેલી અથડામણ થયા બાદ એનો ઘા રૂઝાવા આવ્યો હતો. નવજવાન સભામાંથી સાંજ પડયે રોજ વિગતવાર સમાચાર આવી જતા ને રોજ વળતી સવારે એ સૂચનાઓ કહાવી મોકલતો, પણ નવજવાન સભામાં હવે હાજર થઇ જવાની એની ઇચ્છા જોર કરી રહી હતી. પરંતુ વહી ગયેલા લોહીને કારણે આવી ગયેલી અશક્તિને નિવારવા જરૂરી આરામ લીધા વગર બહાર નીકળવાની ડૅાકટરે સખ્ત મનાઇ ફરમાવતાં વીરેન્દ્ર પૂરેપૂરો આરામ લેવા લાગ્યો હતો. વહેલી તકે અશક્તિ ચાલી જાય એ માટે બપોરના બે–ત્રણ કલાક પણ એ ઊંઘ ખેંચીને જેટલો બને એટલો આરામ ખેંચવા લાગ્યો હતો.

'સખી...રી. મેરે નૈન...બાન...પરી...' હમણાં છેલ્લે છેલ્લે શિવાની પાસેથી શીખેલ હિંદી ગીત ગણગણતી એની હળવેથી વીરેન્દ્રના ખંડમાં દાખલ થતી હતી. 'આરામ કરો, આરામ કરીને અશક્તિ દૂર કરો, અશક્તિ દૂર કરીને શરીરને સારૂં બનાવી દો.' એમ આખો દિવસ વીરેન્દ્રને કહ્યા કરનાર એનીનું દિલ 'હજીયે કાં ન ઊઠયા ? આજે વધારે પડતી અશક્તિ તો નહિ આવી ગઇ હોય ?'

એવા વિચિત્ર ચિંતા–હિંચોળે ઝૂલતું એ દિલ, એનીનાં પગલાંને આ ખંડ તરફ ત્રીજી વાર ખેંચી લાવ્યું હતું.

ખંડની દીવાલો પર ટાંગેલી વીરેન્દ્રનાં બા–બાપુજી તેમજ બન્ને બહેનો સાથેની સમૂહ–છબી, અવનીન્દ્રનાથ ટાગોરનું 'શાહજહાં' ચિત્ર, એની પાસે જ્યોતિર્મય રોયનું પતિ–પત્ની વચ્ચે ખિલખિલ હસતા બાળકનું કુટુંબચિત્ર—એ બધાં પર નજર કરતી એનીની નજર અચાનક વીરેન્દ્રના પલંગ પર પડી. જોયું તો પલંગની મચ્છરદાની જરા ઊઘડી ગઈ હતી. 'હાય ! ક્યાંક મચ્છર અંદર ઘૂસી ગયા હશે તો ?' એવો વિચાર કરતી એની મચ્છરદાની સરખી કરવા પલંગ પાસે આવી અને મચ્છરદાની સરખી કરવા જતાં વીરેન્દ્રના નિદ્રિત મુખ સામે તાકી રહી. મચ્છરદાની સરખી કરવાનું ભૂલીને ક્યાંય સુધી એ તાકી રહી.

પણ મુખદર્શનના એ આનંદને સીમા બાંધતી એનીના દિલમાં "અત્યાર સુધી કેમ નહિ ઊઠયા હોય ? તાવ તો નહિ આવી ગયો હોય ?' એવી ચિંતા ચમકી અને એનીએ હળવેથી વીરેન્દ્રના પહેરણનાં એકાદ–બે બટન ખોલીને બદન પર હાથ મૂકી જોયો.

વીરેન્દ્રની છેલ્લી ઊંઘમાં આ મૃદુ હાથસ્પર્શે એક ક્ષણમાં કોઈ અનંત સુખસોણલું ફરકાવી દીધું. એ સ્વપ્ન–આનંદમાંથી વીરેન્દ્ર જાગી ગયો અને નજર કરે તો એની પોતાનાં ઉપર ઝળુંબીને ઊભી ઊભી બદન પર હાથ ફેરવી રહી હતી.

'હાય માડી ! આવો તે આરામ હોય ? તમારી તો પ્રવૃત્તિ પણ ડરાવે ને આરામ પણ ડરાવે ! ક્યારના ઊંઘ્યા કરો છો ?' કહેતી એની મચ્છરદાનીને દૂર ધકેલતી પાસેની ખુરસી પર બેસી ગઈ અને પહેરણનાં ઉઘાડેલાં બટન બંધ કરવા લાગી.

' તારા દિલનો ડર જ ડરાવે એમ કહે તો સાચું નથી ? ભૂત કાંઈ બહાર નથી હોતું. દેખનારના દિલમાં જ હોય છે–એ તને ખબર છે ?' વીરેન્દ્ર એનીએ બટન બંધ કરી લીધા બાદ એનીના હાથને

પકડીને આંગળીઓ રમાડતો બોલ્યો.

'બસ, એ એક દિલ ન હોત તો કાંઇ જ ન થાત. ડર નહિ, ભય નહિ, દુઃખ નહિ, તેમ સુખ પણ નહિ. ચિંતા નહિ, ઉપાધિ નહિ, કશું જ નહિ, ભગવાનેએ જાણે એ મૂઠી જેવડા દિલમાં જ આખા બ્રહ્માંડનો ભાર મૂકી દીધો છે ને પોતે નિરાંતવો થઇને ઘોરતો હશે, તમારી જ જેમ'. એની જરા ગંભીર થતી બોલી.

'હું નિરાંતવો ઘોરતો નથી એવો તો તું રોજ આક્ષેપ કરે છે. હમણાં તો વળી એક તારી ય નકામી ઉપાધિ મેં ઉમેરી દીધી છે એમ તેં કેટલી યે વાર કહી નાખ્યું છે, પછી એની વિરૂદ્ધનું નિવેદન તું જ કાં કર?' વીરેન્દ્ર એની સામે હળવે હળવે હસતો બોલ્યો.

'હા, મારી તો ઉપાધિ જ ને? નકામી જ ઉપાધિ કહેવાય ને? તમારાં આવાં ઉચ્ચ કામો વચ્ચે મારી ચિંતા ઉમેરો એનું મને દુઃખ ન થાય?' કહેતી એની વધારે દુઃખી દેખાઈ. થોડી વાર પહેલાં એના મુખ પર રમતા આનંદના ભાવ બદલાયા, એના પર શોકની અગમ્ય છાયા છવાઇ. એની અહીં રહેવા આવી ત્યારે વખતોવખત આવી છાયા દેખાતી. છેલ્લે છેલ્લે વીરેન્દ્રની નિકટ આવી રહી હતી ત્યારે એ છાયા તદ્દન અલોપ થઈ હતી, પણ આખરે વીરેન્દ્રના દિલનો સ્પષ્ટ ભાવ—એકરાર થયા બાદ આનંદની પરમ ટોચે એ પહોંચી ને ગમે એ કારણે ફરીથી એનીના મન પર પેલી છાયા છવાવા લાગી હતી. અત્યારે એ છાયા એના સમગ્ર મુખ પર છવાઈ ગઇ.

વીરેન્દ્ર પણ એનીની આ શોક–છાયાને છેલ્લે છેલ્લે બિછાનામાં પડયો પકડી રહ્યો હતો. આજે એ છાયાને નિવારવા એ બોલ્યોઃ પણ સામી વ્યક્તિ એવી ચિંતાને ચિંતા જ ન માનતી હોય તો પછી તારે એવી ચિંતાનો ઉમેરો કરવાની કાંઇ જરૂર ખરી? કે તારે તો ગમે તે બહાને ચિંતા જ જોઇએ?'

'ના, ના, વીરેન્દ્રભાઈ! ગમે તે બહાને હું ચિંતા નથી કરતી. તમારા મન પર મારી ચિંતા ઉમેરાય એને તો મારા દિલનો પરમ

આનંદ માનતી હતી. પણ એ ચિંતા ઉમેરાયા પછી મારું દિલ પોકારી રહ્યું છે કે તમારા મન પર એવી ચિંતા ઉમેરાવવા હું લાયક નથી, તમે મહાન છો, ઘણા મહાન છો. એમના પર ચિંતા ઉમેરાવનાર હું પાપિણી અતિ પામર છું...' કહેતી એની શોકચ્છાયામાં લપેટાતી થંભી ગઇ.

'અહોહો! આ તો તેં નાનપણમાં બાઇબલનાં ક્ષમાયાચના સૂત્રો વાંચ્યાં હશે અને ગોખ્યાં હશે એનું જ જાણે પુનરાવર્તન! જિસસ પાસે હરહંમેશ પાપની ક્ષમાયાચના માગનાર તું તો જાણે સાચી ક્રિશ્ચિયન નીકળી!' વીરેન્દ્ર એનીના આંગળાં પર પોતાની આંગળી હળવે હળવે ઠબકારતો બોલ્યો.

'ના, ના, વીરેનભાઇ! તમારા વિશુદ્ધ જીવન સામે મારું જીવન ભારે પામર છે, કલંકિત છે. હું તમારી નિકટ ઘણી આવી ગઇ છું. જાણે પ્રભુએ એ રીતે મારા પર મહા દયા દર્શાવી છે એમ માનું છું. મારા એ જીવનસુખને વ્યકત કરવા મારી પાસે ભાષા યે નથી, સમજ પણ નથી. જાણે પ્રભુએ આ પાપિણીને એના પૂર્વજન્મના કોઇ પુણ્યનો બદલો આપ્યો છે. પણ મારું દિલ ના પાડે છે. એ કહે છે કે ના, ના, ના, તું તારી પાપ–છાયા તારા જ અતિ સ્નેહપાત્ર પર ન નાખ. તારું પાપ તારા સ્નેહીને ખતરામાં નાખશે!' એની બોલી રહી હતી.

'અહોહો! આ તો કોઇ નવલકથાના નારીપાત્ર જેવી નીકળી. પોતાના સ્નેહી પાસેથી પ્રશંસાનાં વાકયો સાંભળવા એ નારીપાત્રો આમ જ પાછાં હડે છે. કેમ તનેએ મારે મોઢેથી તારી પ્રશંસા સાંભળવાની ઇચ્છા થઈ છે કે શું? તો લે, હું યે કહું તું યે મહાન છે, ઉદાર છે, સુંદર છે, શકિતશાળી...'

'ના, ના, વીરેનભાઇ! એમાંનું હું કાંઈ નથી. એ તો માત્ર તમારા જ મહાન જીવનનું મારામાં તમે પ્રતિબિંબ જોઈ રહ્યા છો. મારા પામર જીવન વિષે હું તમને કશું જ કહી શકી નથી. મારી

જીભ જ નથી ઉપડી એટલે તમે આમ બોલી રહ્યા છો' એની વીરેન્દ્રનાં આંગળાંને રમાડતી નીચું જોઇને બોલી રહી.

ઊઠતાંવેંત આનંદને બદલે અકસ્માત આવી ગંભીર ચર્ચામાં ઊતરી જતાં વીરેન્દ્ર જરા વિચારમાં પડી ગયો. એનીના મુખ પર છાઈ ગએલી શોકછાયાની તીવ્રતા તરફ ઘડીભર વિચારમય નજર ઠેરવી રહ્યો અને કાંઇક આંતરિક વ્યથાને કારણે એનીને આ રીતે બોલતી જોઇને એનીના મનને હળવુ કરવા વીરેન્દ્ર બોલ્યો: 'હશે, તારું જીવન એવું હશે તો મારું યે આંતરિક જીવન કેવું છે એ તને કયાં કહ્યું છે? એવી જીવનની નિર્બળ પળો તો દરેક માનવીના જીવનમાં આવતી હોય છે. એનો બોજો દિલ પર બાંધીને ફરે તો માનવી ઉદ્દામ કાર્યો કરવા નવરો જ ન થાય. એને બદલે ઉદ્દામ કાર્યોમાં દિલને ખરચી દેવાથી પેલી પળોના અત્યાઘાત જરૂર નિવારી શકાય છે. એટલે જ તો તું અહીં આવી તે દિવસથી મેં કયાં તને કદી પૂછ્યું કે તું કોણ છે? કયાંથી આવી છે? તારૂં પાછલું જીવન શું છે? તારાં કાર્યોએ મારામાં વિશ્વાસ પ્રેર્યો, વિશ્વાસના પ્રતિઘોષ પડયા બાદ કયારેક માનવી જરૂર હળવો થવા ભૂતકાળને યાદ કરે, તારી પેઠે આમ બોજો વધારવા તો નહિ જ.'

આમ કહેતો વીરેન્દ્ર એનીના હાથને રમાડતો રમાડતો એની સામે હસી રહ્યો.

ટક્ ટક્ ટક્ ટક્...

બરાબર એ જ વખતે દરવાજે ઉતાવળે ટકોરા પડયા. શોકછાયા મુખે એનીએ ઘડીયાળ સામે નજર કરી તો કાંટા ચાર પાસે પહોંચવા આવ્યા હતા. કાં તો ડોકટર, કાં તો કોઇ સંબંધી મળવા આવ્યું હશે એમ ધારીને એની વીરેન્દ્રને માથે હાથ ફેરવતી ઊભી થઈ અને બારણું ઉઘાડવા ગઇ.

ટક્ ટક્ ટક્ ટક્...

બારણે અધીરાઈથી ટકોરા પડી રહ્યા હતા.

'ઉઘાડું છું...' કહેતી એની ઉતાવળે પગલે બારણે પહોંચી. બારણું ઉઘાડીને જુએ તો--કંચન!

કંચનનો શ્વાસ માતો ન હતો, મુખ પર ઉતાવળ માતી ન હતી. તરત જ એણે પ્રશ્ન કર્યો: 'વીરેન્દ્ર- ભાઈ છે? જાગે છે?'

'હા, કેમ?' એનીએ એના ચિંતામય મુખ સામે નજર કરીને પૂછ્યું.

'ગંભીર સમાચાર છે. એકદમ આપવા છે.' કહેતી કંચન અંદર દોડી.

'શાના ગંભીર સમાચાર છે, કંચન! તારે ને ગંભીરતાને વળી શી નિસબત?' કંચનના શબ્દો અંદરના ખંડમાં સાંભળતાં વીરેન્દ્રે પલંગમાંથી ઊઠતાં પૂછ્યું.

'વીરેન્દ્રભાઈ! નવજવાન સભામાં ધરપકડ થઈ છે ગુરુસ્વામીની, દાદુની, બીજા પચીસ જવાનોની. મારે ગંભીરતા સાથે નિસબત નથી તો તમારે યે ક્યાં નિસ્બત છે? ત્યાં ધરપકડ થાય છે અને તમે તો આરામ કરો છો!' પોતાના સાહજિક રમતિયાળપણાને યે આજે ગંભીર રૂપે રજૂ કરતી કંચન બોલી.

'કોણે સમાચાર આપ્યા?' વીરેન્દ્ર બોલ્યો.

'ગુરુસ્વામી પકડાયા? દાદુ પણ? બીજા કોણ કોણ? ખબર કેમ પડી?' એનીએ પણ ચિંતા સહિત પૂછ્યું.

એના જવાબમાં કંચને વિગતવાર અહેવાલ આપ્યો. સાંભળતાં સાંભળતાં જ વીરેન્દ્રના મુખ પર રોષ અને ઉગ્રતાની રેખાઓ ખેંચાવા લાગી. એનીના મુખ પર ચિંતાની રેખાઓ ઉમેરાવા લાગી.

'હવે? એ રાક્ષસો ક્યાં લઈ ગયા હશે? દાદુનું તો હમણાં હમણાં શરીર પણ સારૂં નથી રહેતું. અને પેલા ગભરૂ જવાનો...' એની બોલી.

'હું જાઉં છું. લાવ મારાં કપડાં.' કહેતો વીરેન્દ્ર તૈયાર થતો

પુછવા લાગ્યો, 'બીજું કોણ કોણ પકડાયું છે, એની તને ખબર છે? નલિન વિષે કંઈ સમાચાર છે?'

'હા, નલિનભાઇને પણ ઉઠાવી ગયા છે.' કંચન બોલી.

'અંજલિને એ વિષે કાંઇ ખબર છે?' વીરેન્દ્રે આજે સીધું અંજલિનુ નામ બોલતાં પ્રશ્ન પુછયો.

'ના, એમને જરાયે ખબર નથી. એ બીજા કોઇક કામમાં રોકાયેલાં છે.' કંચન બોલી. અંજલિએ ના પાડેલી તેથી તેનો ખ્યાલ રાખીને કામનું નામ આપ્યા વગર એ બોલી.

'ઠીક, તું અહીં રોકા. એની બહેન એકલાં છે. સાંજે ઘેર પાછી ચાલી જજે.' વીરેન્દ્રે કપડાં પહેરતાં કહ્યું.

'ના, અત્યારે તો હું કેમ રોકાઈ શકું? અંજલિબહેનને પણ આ સમાચાર પહોંચાડવા છે. અમારા વિભાગમાં પણ કાંઈ કામકાજ હોય તો એ પતાવવાનું છે. એ બધું પતાવીને તરત પાછી આવી જાઉં.' કંચન જવાની તૈયારી કરતી બોલી.

'ઠીક, જા, એકદમ એ કામ પતાવી નાખ અને તરત પાછી આવી પહોંચ.' વીરેન્દ્રે કહ્યું. ફલાંગ મારતી કંચન બહાર નીકળી અને મોટર-સાયકલ મારી મુકી. ફટ્ ફટ્ ફટ્...

વીરેન્દ્રને કપડાં પહેરાવવામાં મદદ કરતી એની સચિંત મુખે બોલી: 'તમે જાઓ તો છો, પણ ડોકટરે હજી તમને ફરવાની છૂટ નથી આપી, એટલે...'

'એટલે આવે વખતે યે બહાર ન જવાય એમ તારૂં કહેવું છે?' વીરેન્દ્ર કપડાં પહેરવામાં ઊતાવળ કરતો બોલ્યો.

'ના, ના, એમ કયાં કહું છું. પૂરૂં સાંભળો તો ખરા! કયાંક તમારા શરીર પર અવળી અસર થઇ જાય. એટલે કહો તો હું તમારી સાથે આવું.' એની બોલી.

'અ હો હો! તું સાથે આવીશ?' વીરેન્દ્ર એકદમ ગંભીરતા છોડીને હસી પડયો અને બોલ્યોઃ 'મારું શરીર તેં સાવ એવું

માન્યું છે? એવી અવળી અસર શી થવાની હતી? આ તો કાંઈક અદ્ધરોઅદ્ધર ગેરસમજને કારણે આમ થયું લાગે છે. હમણાં કેપ્ટન યામોનોટોને મળીને બધું પતાવીને પાછો ફરું છું.'

'પણ એક વચન આપો. તમારા સ્વભાવ મુજબ ત્યાં કાંઈ ઉગ્ર પગલું નહિ ભરી નાખો એવું વચન આપો.' એની બોલી.

'અરે વાહ રે! મને તો તું શું જાણે છે? અમસ્થો અમસ્થો કાંઇ ઝગડવા બેસી જતો હોઈશ? પણ એમ કહેતાં કહેતાં તને મારા વિષે કોઈ ડર તો નથી લાગતો ને?' વીરેન્દ્રે એનીના સચિંત મુખ પર નજર ઠેરવીને કહ્યું.

'ના રે ના. ડર શાનો વળી? આવાં કામમાં તો આવા પ્રસંગો આવી જ પડે. એમાં ડર શાનો?' આમ કહેતી, પોતાના માનસિક ડરને કારણે વીરેન્દ્ર પર બોજો ન રહે માટે પ્રયત્નપૂર્વક હસતી ને હળવી દેખાવા પ્રયત્ન કરતી એની બોલી.

'ઠીક, લે, એવી જરાયે ચિંતા ન કરતી, સાંજ પહેલાં તો પાછો આવી પહોંચીશ.' કહેતો વીરેન્દ્ર એનીના માથા પર હાથ ફેરવીને બહાર નીકળ્યો.

'અને વધારેલી ઉપાધિનો જરાય ડર તમે ય ન રાખતા. વહેલા આવતા રહેજો.' એમ કહેતી હસતી હસતી એની વીરેન્દ્રને વળાવવા પાછળ ચાલી. જાણે એના મુખ પર ચિંતા કે ડર હતાં જ કયાં?– એવું સ્વાભાવિક હાસ્ય પોતાના મુખ પર લેપી દેતી એની બહાર આવી.

વીરેન્દ્ર હાથ ફરકાવતો મોટરમાં રવાના થયો અને સામા હાથ ફરકાવતી એની આનંદમય મુખે ઓસરીની કોરે ઊભી રહી.

ઘુર્ર્ર્...મોટર રવાના. વીરેન્દ્ર અદૃશ્ય. એનીના મુખ પર છવાયેલું હાસ્ય પણ અદૃશ્ય...

એક કલાક...

કંચન પણ ન આવી. વીરેન્દ્રભાઇ તો એટલી વારમાં આવે જ શાના?

બે કલાક...

હજીયે કંચન ન આવી. વીરેન્દ્રભાઈ હવે આવવાની તૈયારીમાં હશે.

આ વખતે અંજલિ ડૉ. જોસેફને ઘેરી વળેલા પોલીસોને કહી રહી હતી : 'નહિ, નહિ, પરહેજ કરવા નહિ દઉં ડૉકટરનાં પત્નીને. હું એમની જામીન થાઉં છું. આસપાસનો બધો વિસ્તાર જામીન થશે. આવી નાપાયાદાર શંકા પર એમને પરહેજ કરવા નહિ દઉં.'

આ વખતે ભોજન સમારંભમાંથી પરવારીને હેમાંગિની અમરેન્દ્રને પ્રશ્ન પૂછતી હતી અને અમરેન્દ્ર જવાબ આપતો હતો,' 'ના રે ના, એવું તે બને ? જાપાનીઓ એવું પગલું ભરે જ નહિ. ડૉ. જોસેફ જેવા ભાવનાશાળી અને ત્યાગી ડૉકટરને ઘેર આવો હાથ જાપાનીઓ નાખે તો એનો સબળ વિરોધ કરું, બાપુજી પણ ખબર લઈ નાખે.'

આ વખતે કંચન મોટર-સાઇકલ લઈને અંજલિના સંદેશા પહોંચાડવા ઘૂમાઘૂમ કરી રહી હતી.

આ વખતે વીરેન્દ્ર ?......

ત્રણ કલાક......

હજી કંચન ન આવી ? સમાચાર મળે તો તો અંજલિ પણ દોડાદોડ આવી પહોંચે ! એ પણ કાં ન આવી ? હજીયે વીરેનભાઇ કાં ન આવ્યા ?

એક કલાકમાં એકવીસ વખત ફરી ફરીને એની ઓસરીમાં આંટા મારતી ગઈ અને દૂર દૂર રસ્તા પર નજર નાખતી પ્રતીક્ષા કરતી રહી એક એક ક્ષણ એના દિલ પર એક એક ચિંતાશિલાનો ઓથાર ઉમેરતી ગઇ.

થાકયાપાકયા સુરજે કિરણ સંકેલ્યાં અને એનીએ ઘર અને દિલ અજવાળવા ઘીનો દીવો તૈયાર કર્યો. દીવો પેટાવવાની તૈયારી કરી એ જ વખતે...

ઘુર્‌ર્‌ર્‌ર...મોટરનો અવાજ સંભળાયો.

' વીરેનભાઇ આવી ગયા ! હાશ !' એવા ખ્યાલે એનીના દિલમાં આનંદ-ધડકારો થયો. આનંદ-ધડકારાએ આખા દિલને ધડકાવી

નાખ્યું. એકદમ સામે દોડવાનો દિલે એનીને ધક્કો માર્યો. પણ... ના, ના, હાથમાં લીધેલો દીવો પેટાવીને જ સામી જાઉં, અધૂરે દીવે અધીરાઇથી સામે દોડતાં સ્નેહીનું જ બૂરું થાય—એવા નારી સહજ વહેમી ખ્યાલે એની દીવો પેટાવી લેવા રોકાઇ. 'એની! એની!' એવી બૂમ મારતા હમણાં વીરેન્દ્રભાઇ દીવાનખાનામાં પગલાં માંડશે. એમનો આનંદ-પોકાર સંભળાશે. એવી આશા–કલ્પનાથી દબાતી એની ઘીના દીવડાને નમન કરતી નમી રહી.

'એની બહેન ! સીઆઓ ચીએહ! એની બહેન!' ચીસ સંભળાઈ.

આનંદ–પોકારને બદલે આક્રંદ–પોકાર સાંભળીને ચમકતી એનીએ નજર ફેરવી તો બગીચા તરફથી ઇ–ચુ પવનવેગે દોડતી આવી રહી હતી.

'કેમ? કેમ? શું છે ઈ–ચુ?' કહેતી એની સામે ચાલી.

'પેલા રાક્ષસ ! કાળમુખા રાક્ષસ!' કહેતી ઈ–ચુએ ડરની મારી એનીને બાથ ભરી લીધી.

એની બગીચા તરફ નજર કરે તો એ બાજુથી બે જાપાનીઓ દોડયા આવતા હતા.

એ વખતે એ જ બગીચામાં એક માણસ છોડના ઝુંડ આડો લપાઇને બેસી જતો હતો. જુવાનસિંગે મોકલેલો એમનો વિશ્વાસુ માણસ ત્રણ ત્રણ દિવસે જાપાની હરોળ છૂપી રીતે ભેદીને અત્યારે અહીં વીરેન્દ્રને સમાચાર પહોંચાડવા માંડ માંડ આવી પહોંચ્યો હતો પણ જાપાનીઓને દેખતાં એ છોડ-ઝુંડ આડો લપાઈ ગયો.

એ વખતે પેલા જાપાનીઓ ઇ–ચુની નજીક પહોંચી ગયા હતા અને વીરેન્દ્ર જેવા આગેવાનના ઘરની ઓરતને દેખીને જરાક વિનય દાખવતા બોલ્યાઃ 'એ બાઈને સુપરત કરો, બહેન !'

'કેમ શા માટે સુપરત કરું? કોણ છો તમે?' એનીએ થડકતી ઇ–ચુના વાંસા પર હાથ ફેરવતાં કહ્યું.

'એ બાઇ પર જાસૂસ હોવાની શંકા છે. અમે સામ્રાજ્યના જાસૂસો છીએ. એ બાઈ સામે ગંભીર ગુનાના આરોપો છે. સુપરત

કરો.' એક જાપાની બોલ્યો.

'તમે જાપાની જાસૂસ છો એની શી ખાતરી ?' એની વીરેન્દ્રના સહવાસમાંથી આવેલ હિંમત તેમ જ રીતિનીતિથી પૂછવા લાગી.

એની ખાતરી આપવા એક જાસૂસ પોતાના ખિસ્સામાંથી બિલ્લો કાઢતો હતો ત્યારે બીજો જાસૂસ એની સામે ટીકીટીકીને તાકી રહ્યો હતો. પોતાનાં સૌંદર્ય તરફ જાસૂસની લોલુપ દૃષ્ટિ એકાગ્ર થઈ રહી છે એ ખ્યાલ આવતાં, એમાંથી બચવા એની પોતાના મુખ પર મૂંઝાઈને હાથ ફેરવવા લાગી. આંખમાં ભરાતી મૂંઝવણ દૂર કરવા લાગી.

પેલા એકાગ્રદૃષ્ટિ જાપાની જાસૂસની નજર એનીના કાનની ટીશીના વાળ પર સમગ્રપણે સહેતુક એકત્રિત થઈ. વીજળીના દીવાના પ્રકાશમાં એ વાળ વચ્ચે નાનકડો લાલ ચાંદલો નજરે પડતાં બીજા જાસૂસના મનમાં એક ચમકારો ફરી ગયો અને બીજો જાસૂસ એનીને બિલ્લો બતાવે એ પહેલાં પહેલા જાસૂસે પુછ્યું: 'તમારું પોતાનું નામ બહેન ?'

'મારું નામ એની કેથેરાઇન.'

'માર્ગારેટ ફ્લેન્ડર્સ તમારૂં નામ નહિ ?' પેલા જાસૂસે પૂછ્યું.

આ શું ? આ નામ આ જાસૂસ પાસે કયાંથી ? પિનાંગમાં પોતે જે નામથી રહેતી હતી એ નામની આ જાસૂસને કયાંથી ખબર ? આ નામથી બચવા માટે તો પિનાંગમાં પોતાનું મૂળ નામ ત્યાં પોતાની એકની એક બહેનપણી જ જાણતી હતી અને જે પોતાનું નાનપણનું નામ હતું તે જ એની કેથેરાઇન એણે સીંગાપુરમાં આપ્યું હતું. ત્યારે આ જૂના નામની આ જાપાની જાસૂસને કયાંથી ખબર પડી ?–ભયભરી ચિંતાથી એક અવ્યક્ત ધ્રુજારી અનુભવવા છતાં પોતાના ભયને કાબુમાં લાવતી એની બોલી: 'ના, ના, મારૂં નામ એની કેથેરાઇન.'

'તમે જૂઠું બોલો છો, બાઇ! તમારાં સર્વ અંગ–લક્ષણો

અમારી મહાન શંકાપાત્ર આરોપી બાઇ માર્ગારેટ ફ્લેન્ડર્સને મળતાં આવે છે.' પેલો જાસૂસ બોલ્યો.

'તમારી શંકા તદ્દન નાપાયાદાર છે. કાંઇક ભળતું જ તમે માની બેઠા છો?.' એની જરા મક્કમ થતી બોલી.

એ શંકાને નિર્મૂળ કરીને તમે જરૂર પાછાં ફરી શકશો. અત્યારે તમને પણ આ ચીની બાઇની સાથે પરહેજ કરવામાં આવે છે.' પેલો જાસૂસ બોલ્યો.

થોડીવારમાં ઈ-ચુ સાથે એનીને પણ પરહેજ કરીને બન્ને જાપાની જાસૂસો ચાલી નીકળ્યા. જુવાનસિંગના પેલા વિશ્વાસુ માણસે આ વાત કાંઇક અસ્પષ્ટપણે સાંભળતાં આસપાસના વિસ્તારમાં ખબર આપી. એ ખબર પરથી દોડાદોડ બુઠ્ઠાં લક્ષ્મૈયા આવી પહોંચ્યાં, અને એનીને લઇ જતી જોઇને લક્ષ્મૈયાએ દૂરથી રાડ નાખી, પણ મોટર ઝપાટાબંધ વેગમાં આવીને અંધારામાં અલોપ થઇ ગઈ હતી.

ધુરૂરૂરૂરૂ...મોટર પંથ કાપી રહી હતી. રાજરસ્તાને બદલે પાછલી સડકે ચડયા બાદ વિશેષે અંધારઘેરા પાછલા માર્ગો પર થઈને મોટર અંધારામાં જ એકધારી ઝડપે આગળ વધી રહી હતી

મોટરના વેગ કરતાં યે અતિ વેગથી એનીનું મન વિચારોની, શંકા–કુશંકાઓની, ભય–ચિંતાની ગતિએ ચડી ચૂક્યું હતુ. રાત્રિનાં વધતાં અંધારાં કરતાં યે વિશેષ ઘેરો અંધકારપટ એનીના દિલ પર છવાઇ રહ્યો હતો.

જાસૂસ ખાતાના કોઈ મજબૂત સ્થળે પોતાના શિકારને પહોંચાડી દેવા માટે જાસૂસો બારોબાર મોટરને ઝીંકયે જતા હતા.

ભોં...ભોં...ભોં...જાસૂસની મોટર જોરથી ભૂંગળું વગાડવા લાગી અને ચિંતાગ્રસ્ત એનીએ બહાર નજર ફેંકી. જુએ તો બહારના આ રસ્તાની વચ્ચોવચ્ચ થોડે દૂર માણસો ટોળે વળ્યાં હતાં.

ભોં...ભોં...ના જાસૂસ–મોટરના અધીર અવાજને પેલા ટોળાએ

માર્ગ ન આપ્યો. મોટરને થંભવું જ પડ્યું. અંદર બેઠાં બેઠાં જ જાપાની જાસૂસે સત્તાવાહી હાકલ મારીઃ 'હટી જાઓ, માર્ગ આપો.'

'એમોક...એમોક...' માર્ગ આપ્યા વગર ટોળું ઊભું હતું એમાંથી અવાજ આવ્યા.

સૌ નજર કરે તો કોઇ મલાયલી એમોકે ચડ્યો હતો, ખૂનખાર બન્યો હતો, પારંગ ઉપાડીને ગમે તેને મારવા દોડતો હતો, એને પકડવા લોકો સાથે જાપાની સિપાહીઓ પણ પ્રયત્ન કરી રહ્યા હતા; પણ મૂર્તિમંત ખૂનીની પડખે ચડવાની કોઇ હિંમત કરતા ન હતા.

અચાનક એનીની વિચારઘેરી આંખો એ ટોળા વચ્ચે થઇને આગળ વધવા જતા એક માણુસ પર પડી. થોડીવાર દૃષ્ટિ એકાગ્ર થઇ, એનીએ એ માણુસને ઓળખ્યા અને મોટરમાંથી જ એણે કાળી ચીસ પાડીઃ 'મહાત્માજી ! મહાત્માજી !'

કાળા અંધકારને અને ખીચોખીચ ટોળાને વીંધતી એ ચીસ મહાત્માને કાને પડી. એનીને પેલો જાસૂસ ચીસ પાડતી અટકાવવા જાય એ પહેલાં એનીની ચીસો પડી ચૂકી હતી અને મહાત્માજી આગળ વધવાને બદલે પાછા ફર્યા.

દોડતાં દોડતાં મહાત્માજી મોટર પાસે આવી પહોંચ્યા. મહાત્માજીને પાસે આવેલા જોઇને એનીએ જાસૂસનો હાથ ખેસવીને ફરીથી ચીસ પાડી લીધીઃ 'મહાત્માજી ! મને પકડી જાય છે. આ લોકો મને પકડી જાય છે.' એક જ પળ આંખમાં નવાઈ ચમકાવ્યા બાદ એનીની ઓળખાણ પડતાં મહાત્માજી શાંતિથી બોલ્યા : 'અરે વાહ ! મારી લક્ષ્મી દીકરીને કોણ પકડી જાય છે ? આવો દેવમણિમાં કોને દાનવ અંશની ભ્રમણા થઈ છે, ભાઈ ?' કહેતા મહાત્માજીએ મોટરમાં બેઠેલા જાસૂસો તરફ નજર નાખી.

'મહાત્માજી ! દાનવ–અંશની શંકા જ નથી.. પાયાદાર વાત છે.' કહેતો મોટર હાંકનાર મુખ્ય જાસૂસ બારણું ઉઘાડીને બહાર નીકળ્યો.

'કોણ, ભાઇ ચુટી હાશી ?' મહાત્માજીએ પૂછ્યું.

'હા, મહાત્માજી.' કહેતો જાસૂસ પાસે આવ્યો, મહાત્માજીને એણે જરા દૂર લીધા. એની સામેની ગંભીર શંકાઓ અને આરોપોનો વિગતવાર ખ્યાલ એણે આપી દીધો કે મહાત્મા કૈલાસનાથ બોલ્યાઃ 'ભ્રમણામાં છે, ભાઇ ! આ દેવમણિ તો મારા વીરેન્દ્રના ઘરનો દીવો, સાક્ષાત લક્ષ્મી છે. તું કહે એ કેમ માનું ? તું એને છોડી દે.'

'એને ન છોડાય મહાત્માજી ! એના પર તો અમારા સામ્રાજ્યને અતિ ખતરામાં મૂકી દેવાના આરોપ છે. ગુના છે. મારા સામ્રાજ્યને ખતરામાં મૂકનારને હું ન છોડી શકું. મારા સામ્રાજ્યને બેવફા હું ન નીવડી શકું.' જાસૂસ કહેતો હતો.

'અરે ભાઈ! ખુદ ભગવાન કહે તોયે ન માનું એવી તારી આ વાતો. પણ ધાર કે એણે તારા સામ્રાજ્યને ખતરામાં મૂકયું હોય તો એ તો ભૂતકાળની વાત થઇ. ભૂતકાળની વાતને પકડીને આવા બદલાના પ્રત્યાઘાતો મૂકીને કાં આ પ્રભુની ધરતી પર વિશેષ વિષ-વર્તુળો વહેતાં મૂકો ?' મહાત્માજી કહેતા હતા.

'પણ મારા સામ્રાજ્યની રક્ષા મારી પાસે આટલું માગી રહી છે, મહાત્માજી !' જાસૂસ કહેતો હતો.

'તમારા સામ્રાજ્યની જ રક્ષાનો મુદ્દો હોય તો– કદાચ મારી એ દેવમણિ ભૂતકાળમાં ભૂલ કરી ચૂકી હોય તો એથી તમારા સામ્રાજ્યનો વાળ પણ વાંકો થયો નથી. અત્યારે તો એ અહીં સૂરજની જેમ તપી રહ્યું છે. ભૂતકાળને ભૂલીને ભવિષ્યકાળને લઇએ તો એના હાથે તારા સામ્રાજ્યને કાંઇ જ નુકશાન નહિ થાય એની હું મારા પર અંગત જવાબદારી લઇ લઉં છું. ઇતબાર આવશે ? અત્યાર સુધી તારી પાસે એકેય વખત વચન માગવાનો વખત નથી આવ્યો. આજે પહેલી જ-વાર તારી પાસે આ વચન માગું છું. મારું એ વચન પાછું ન ઠેલ, ભાઈ ચુટી હાશી.' મહાત્માજી પોતાના સમગ્ર દિલભાવોને ઘોળતા બોલ્યા.

મહાત્માજીનાં વચન અને આગ્રહ સાંભળીને ચુટી હાશી ઘડીભર વિચારમાં થંભી ગયો અને પછી બોલ્યો : 'તમારાં વચનમાંયે પ્રતબાર આવશે અને જેને તમે બબ્બે વખત મોતમાંથી જીવતદાન દીધું છે એનાથી તમારૂં વચન પાછું પણ ઠેલી નહિ શકાય, મહાત્માજી! એ બાઇને હાથે મારા સામ્રાજ્યને નુકશાનકારક કોઈ જ કામ તમે નહિ થવા દો એ વાત પણ હું માની શકું છું; પણ એ બાઈને છોડી દેતાં, એક વખત પકડેલ ગુનેગારને છોડી દેવાનો મારા સામ્રાજ્યનો હું ફરજ-ભંગ જરૂર કરી રહ્યો છું અને અમારી નિયમાવલિમાં ફરજભંગ અને મોત એ પર્યાય શબ્દો છે.'

આમ કહીને ફરીવાર એ જાસૂસ થંભ્યો. અને મહાત્માજી તરફ ભાવપૂર્ણ નજર ફેરવીને એ બોલ્યો : 'પણ તમે લઈ જાઓ મહાત્માજી, એ બાઈને લઈ જાઓ. તમે જ્યારે આ દેહને બબ્બે વખત બચાવ્યો છે ત્યારે એની સામે હું મારા દેહને એક વખત મોતના પલ્લામાં નહિ મૂકી શકું તો મોતને કદીયે મહત્ત્વ નહિ આપનાર મારી મોત-વિજેતા પ્રજાનું ગૌરવ ખંડિત થશે. એ ગૌરવને અખંડ રાખવા, તમારા નિર્વ્યાજ ઉપકારનું પલ્લું સમતોલ બનાવવા પણ એ બાઇને હું છૂટી કરું છું. લઈ જાઓ એ બાઇને મહાત્માજી! ખુશીથી લઇ જાઓ, એની સાથે પેલી ચીની બાળાને પણ લેતા જાઓ. એને સાથે લઇ જાઉં ને કયાંક તમને સોંપેલ બહેન વિષે વાત વહેલી ઊખળી પડે તો તમને કરેલી સોંપણી નિરર્થક જ નીવડે.'

દોઢેક કલાક બાદ મહાત્માજીને ઘેર બોર બોર આંસુ સારતી એની, ગ્યાસતેલના દીવાના આછા પ્રકાશમાં બેઠી બેઠી કહી રહી હતીઃ 'ના,ના, મહાત્માજી! એ તો મારાથી કેમ થાય? વીરેન્દ્રભાઇને રાક્ષસો લઈ ગયા છે. એમની શી સ્થિતિ થઇ છે એની મને ખબર મળી નથી ને મારાથી તમારી સાથે કેમ ચાલી નીકળાય?'

'વીરેન્દ્રભાઇની તું ચિંતા કર મા, બેટા! અહીં અંજલિ છે.

અંજલિના ભાવને તો તું ક્યાં નથી જાણતી. એ વીરેન્દ્રને છોડાવ્યા વગર નહિ રહે. એને છોડાવવા પોતાના પ્રાણ પાથરી દેશે. અંજલિ સિવાય આમ ગાંગુલીજી છે, બીજા યે ઘણા હિંદી આગેવાનો છે. તેઓ બધાં ગમે ત્યાંથી વીરેન્દ્રને પાછો લઇ આવશે. એ બધાં વચ્ચે સાવઝદિલ વીરેન્દ્રને જરાયે વાંધો નહિ આવે. એ હેમખેમ ઘેર આવી જશે. તારૂં દુઃખ હું સમજી શકું છું. વીરેન્દ્ર પ્રત્યેનો અસીમ સ્નેહભાવ તો મને સમજાવવાની જરૂર જ ન હોય ને? પણ તારા વીરેન્દ્ર ખાતર પણ મારી સાથે ચાલી નીકળ.'

'પણ વીરેન્દ્રભાઈ આવા જોખમમાં બેઠા હોય અને હું એમને છોડીને ડગલું જ કેમ માંડી શકું? આ કરતાં તો જાપાનીઓ મને પકડી જ ગયા હોત તો શું ખોટું હતું? હવે હું અહીંથી ચાલી નીકળવાનું પગલું કેમ ભરી શકું?' એની રોતી રોતી કહેતી હતી.

'એ પગલું તું ભરી શકીશ, વીરેન્દ્ર પરના જોખમનો ખ્યાલ કરીશ તો જરૂર પગલું ભરી શકીશ. તારા ભૂતકાલીન આરોપોના સાચજૂઠ સાથે તો જાપાનીઓને નિસ્બત છે, મને તો નહિ ને? પણ એવા આરોપોવાળી તું ફરીથી વીરેન્દ્ર સાથે રહીશ તો વીરેન્દ્ર પોતે ભયજનક, શંકાજનક સંયોગોમાં મુકાઈ જશે. તું નહિ હો તો એ છૂટી શકશે પણ તું હોઇશ તો વીરેન્દ્ર નહિ છૂટી શકે, કોઇ હિંદી આગેવાન એવી શંકાજનક પરિસ્થિતિ વચ્ચે વીરેન્દ્રને છોડાવવાની હામ નહિ ભીડી શકે. એ કરતાં તું અત્યારે મારી સાથે મલાયામાં ચાલી નીકળ. પરિસ્થિતિ હળવી થયે હું પોતે જ તને વીરેન્દ્રના હાથમાં સુપરત કરી જઈશ.' મહાત્માજી સમજાવવા લાગ્યા.

'તમારી આ બધી ભયંકર વાતો મને ગળે નથી ઊતરતી મહાત્માજી! તમને ખબર નથી, હું આખા જગતથી વિછોડાયેલી, ઘર ઘર જપતી એક અનાથ નારી ઘર પામી છું, જીવનનો આધાર પામી છું, એક માત્ર સહારો પામી છું. એ ઘર, એ આધાર, એ સહારો છોડીને હું કેમ ચાલી નીકળું, મહાત્માજી? માંડ આધાર

મેળવેલી ઓરતને। તમે આધાર ભાંગી નાખો મા. એ કરતાં મને મારી નાખો. મારો અંત લાવી દો, પણ મારા આધારને અંધકારમાં મૂકીને આમ મૂંગે મોઢે ચાલી જવાનું કહો મા.'

'તારૂં એ ઘર, એ સહારો, એ આધાર તું ચાલી નીકળીશ તો જ સાબૂત રહેશે, બેટા! વળી તારી એકલીની જ માગણીથી આ વાતને મૂલવ મા. જગતમાં માનવી એકલું નથી જીવતું. એ સમૂહની વચ્ચે જીવે છે. સમૂહ પ્રત્યે એની ફરજો હોય છે, ધર્મ હોય છે. જો તું ચાલી નહિ નીકળે તો તારી સાથે સીંગાપુરની હિંદી જનતાને પણ ભારે મુસ્કેલીમાં મૂકી દઈશ. તારાં અંગત દુઃખ, લાગણી, ભાવ બધાં સામે એને કારણે અનેક જીવનના ભાવ, લાગણી, અને દુઃખના આઘાત–પ્રત્યાઘાત ઊભા થશે એ તું વિચારી જો. તારા વીરેન્દ્રના ભલાની સાથે સીંગાપુરની સમૂહ–જનતાના ભલા ખાતર પણ તું મારી સાથે ચાલી નીકળ.'

'આ તો કાંઈક મોટી મોટી વાતો કરો છો તમે, મહાત્માજી! એક હું અહીં રોકાઉં તો આખા સીંગાપુરનાં લોકો મુસ્કેલીમાં કેવી રીતે મુકાઈ જાય એ મને નથી સમજાતું. હું તો એટલું કહું છું કે આ રીતે મને સાથે લઈ જવાનો અર્થ પણ શો છે? તમે મારા દેહને સાથે લઇ જશો, પણ અત્યારે જે સ્થિતિમાં મારા વીરેનભાઇને મૂકીને મારે ચાલી નીકળવુ પડશે એ પરિસ્થિતિનો ખ્યાલ મારા દિલને ભાંગી નાખશે, મારૂં દિલ ફાટી પડશે, હું એ દુઃખભાર જીરવતી નહિ જીવી શકું.' એની કહેતી હતી.

'તારૂં એ દુઃખ હું સમજી શકું છું, પણ સાથે સાથે એ દુઃખની અતિશયતા પણ હું સમજી શકું છું. તું તારૂં દિલ ફાટી પડવાની વાત કહે છે, બેટા! પણ સર્જનહારે માનવીના દિલને એવું નિર્બળ નથી બનાવ્યું. એમાં તો એણે અનહદ તાકાત ભરી દીધી છે. તું આવ મારી સાથે મલાયામાં. ત્યાં તું જોજે તો ખરી કે ત્યાંનાં દેહાતી લોકો કેવાં દુઃખ ભોગવે છે? જાણે દુઃખે જ એમના દેહનાં

અણુઅણુને ઘડયાં છે. અને એ અણુઅણુનાં ક્ષણે ક્ષણનાં શત શત દુઃખોને તેઓ જીરવી રહ્યાં છે. એમનાં દુઃખોની સામે તારું દુઃખ તો તને કોઈ મોજ લાગશે. તારું દુઃખ તું ભૂલી જઈશ અને એમનાં દુઃખોની આહ ઓછી કરવા તારું યે દિલ રોકાઈ જશે. એ આહ ઓછી કરતાં કરતાં તું વીરેનભાઈના કામને જ ઉપાડી લઈશ અને કોઈક દિવસ વીરેનભાઈને મળવાનો પ્રસંગ આવશે તે દિવસે એનો યે આત્મા રાજી થશે' મહાત્મા કહેતા હતા.

'મને આવી વાતોથી મૂંઝવો મા મહાત્માજી. મારું મગજ કામ નથી કરતું, દિલ કામ નથી કરતું. તમે કહો તેમ રહેવા તૈયાર છું, પણ મને વીરેનભાઈની સાન્નિધ્યમાં રહેવા દો, એવું કાંઈક કરી આપો, કે તેથી હું એમના સાન્નિધ્યમાં રહી શકું.' એની આર્જવતા-યુક્ત પ્રણિપાત કરતી કહી રહી હતી.

'તારી આ વિવશતા નકામી છે, બેન! માનવી માત્ર વિવશ બની જાય છે એવે વખતે એમણે પોતાના હિતચિંતકોના હાથમાં પોતાના દિલનો ભાર છોડી દેવો જોઈએ. તારા દિલભારને મારા પર છોડી દે. તું અત્યારે નહિ વિચારી શકે માટે આંખો મીંચીને તું બધું મારા પર છોડી દે. તારા દીર્ઘકાલીન હિતને ખ્યાલમાં રાખીને હું કહેતો આવું એમ તું કરતી આવ અને મારી સાથે ચાલી નીકળ. સંપૂર્ણ વિશ્વાસપૂર્વક ચાલી નીકળ.'

એનીની સામે એક વરસ પહેલાંનો પ્રસંગ તરવરી ઊઠયો. એનીની બહેનપણી એ વખતે એનીને કહી રહી હતી. 'તું ભાગી છૂટ! એની! તારાં સ્થિર વસવાટનાં સોણાં, ભગવાન જરૂર સફળ કરશે, પણ તે અહીં નહીં. બીજે કયાંક...એ માટે ભાગી છૂટ......'

તે દિવસે એ દિલ પરથી કોઈક ભયાનક ઓથારને ઉતારતી, દિલને ખાલી કરી બહેનપણીની આજ્ઞા શિરસાવંદ્ય કરીને ચાલી નીકળી હતી.

આજે એને મહાત્માજી કહી રહ્યા હતાઃ 'તારું ઘર, આધાર,

સહારા માટે તું મારી સાથે ચાલી નીકળ...' આજે એનું દિલ આરામ પામ્યું હતું, આધાર પામ્યું હતું; એ દિલની આરામમૂર્તિના ભલાની ખાતર ચાલી નીકળવાની સમજાવટ થઇ રહી હતી.

કાંઇ જ ન સમજતાં, કાંઇ જ નિર્ણય ન કરી શકતાં એની મહાત્માજીની સમજાવટ સામે નિઃશબ્દપણે આંસુ સારતી, ન છૂટકે સંમતિસૂચક મસ્તક નીચું નમાવતી બેસી રહી.

રાતરાણી ધરતી પરથી અંધાર-પટ ઉઠાવી રહી હતી ત્યારે પ્રભાતના ઘેરા અંધકારમાં બે રિક્ષા સીંગાપુર છોડી જોહોરબારની સડક પર મલાયા તરફ જઇ રહી હતી. પાછલી રિક્ષામાં મહાત્માજી બેઠા હતા. આગલી રિક્ષામાં ઇ-ચુ સાથે એની બેઠી હતી. અવિરતપણે ધબકી રહેલ દિલને બન્ને ભુજાથી મજબૂત બાથ ભીડીને એની દબાવી રહી હતી. આખી રાતના અખંડ ઉજાગરા અને અશ્રુપાતથી શ્રમિત બનેલી આંખોએ આછા અંધકારથી છાવરેલા અસ્પષ્ટ અંતરિક્ષ તરફ એની એકીટશે જોઇ રહી હતી અને સુ....સુ...સુ ગાજતો હળવો વાયરો વીંધતી રિક્ષાઓ ટણુન્ ટણુન્ ટોકરીઓ ગજાવતી પંથ કાપી રહી હતી.

નિરંજન વર્મા : જયમલ્લ પરમાર

# આ લેખકોનાં પુસ્તકો

## નવલકથા

ખંડિત કલેવરો **

અણખૂટ ધારા **

કદમ કદમ બઢાયે જા : પ્રથમ ખંડ

કદમ કદમ બઢાયે જા : બીજો ખંડ [છપાય છે]

ધરતીનો સાદ : ખંડ ૧–૨ [છપાય છે]

## જીવનચરિત્ર

જીવનશિલ્પીઓ **

આચાર્ય પ્રફુલ્લચંદ્ર રાય

સુભાષના સેનાનીઓ

શાહનવાઝની સંગાથે

## કટાક્ષ વાણી

સાંબેલાં ***

અમથી ડોશીની અવળવાણી

## વિજ્ઞાન

આપણે આંગણે ઊડનારાં **

ગગનને ગોખે **

## અનુવાદ

સરહદપાર સુભાષ

## વાર્તા

પરીકથાઓ : ભાગ ૧–૨ **

(કિશોર ગ્રંથાવલિ વર્ષ ૧ : સંપુટ રૂપે)

રૂપકથાઓ : ભાગ ૧–૨

(કિશોર ગ્રથાવલિ. વર્ષ ૨ : સંપુટ રૂપે)

દેશદેશની લોકકથાઓ ભાગ ૧–૨ **

(લોકકથા ગ્રંથાવલિ. વર્ષ ૧ : સંપુટ રૂપે)

* આ નિશાની આવૃત્તિની સંખ્યા દર્શાવે છે.

નિરંજન વર્મા : જયમલ્લ પરમાર

●

## આ લેખકોનું કિશોર-સાહિત્ય

**કિશોર ગ્રંથાવલિ–પહેલું વર્ષ** * *

૧ ચૌબોલારાણી
૨ દોલતપરી
૩ સોના પદમણી
૪ નાગકુમારી
૫ નીલમણિ
૬ ફૂલવંતી

**કિશોર ગ્રંથાવલિ–બીજું વર્ષ**

૧ ગંડુ રાજા
૨ કાગરાણી
૩ પાકો પંડિત
૪ શેખચલ્લી
૫ ધુતારાનગરી
૬ ચોરકુમાર

**લોકકથા ગ્રંથાવલિ–પહેલું વર્ષ** * *

દેશદેશની લોકકથાઓ, ભાગ ૧ થી ૬
૧ ગૌડ-બંગાળની વાતો—૧
૨ ગૌડ-બંગાળની વાતો—૨
૩ બુંદેલખંડની વાતો
૪ કાઠિયાવાડની વાતો
૫ રાજસ્થાનની વાતો
૬ પંજાબની વાતો

**પક્ષી-પરિચય ગ્રંથાવલિ પહેલું વર્ષ** * *

૧ આંગણાંનાં શણગાર
૨ ઊડતાં ભંગી
૩ વગડામાં વસનારાં
૪ રૂપરૂપનાં અંબાર
૫ કંઠે સોહામણાં
૬ પ્રેમી પંખીડાં

* આ નિશાની આવૃત્તિની સંખ્યા દર્શાવે છે.

